# સામાજિક નવલકથાઓ



| | | |
|---|---|---|
| | | રૂ. આ. |
| એમ. એ. બના કે ક્યોં મેરી મીટ્ટી ખરાબ કી? | ... | ૨—૦— |
| વલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ | ... ... | નથી. |
| આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા | ... | નથી. |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન | ... ... | ૩—૦—૦ |
| ભારત લોક કથા ભાગ ૮ | ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૯ | ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૧૦ | ... ... ... | ૧—૮—૦ |
| પાનકી પતિયાં કે છોટી છોટી બતીયાં | ... ... | ૧—૮—૦ |
| મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગો | ... ... ... | ૧—૮—૦ |

મળવાનું ઠેકાણું:

**"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ**

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# મિસરની મહારાણી—

# ક્લીઓપેટ્રા

"O woman, woman! Whether lean or fat,
In face an angel, but in soul a cat!"
PETER PINDAR

અનુવાદક

ડૉ. વ્રજજીવન દામોદરદાસ મશરૂવાળા
એલ. એમ. એન્ડ એસ

પ્રકાશક

"ગુજરાતી" પ્રેસના માલિક

ઈ. સ. ૧૯૪૫ સંવત ૨૦૦૧

કિંમત રૂ. ૩-૦-૦ આખું પૂઠું રૂ. ૩-૧૨-૦

# 'ગુજરાતી' પત્રે આપેલી ૬૧ ઐતિહાસિક વાર્તાની ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ના. હે.... ... | (૧૮૮૬) | નથી |
| બ. | ગૃહધર્મ ના. હે. .... ... ... | (૧૮૮૬) | નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર ઇ. સૂ. દે. | (૧૮૮૬) | ના |
| | હીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ ર. અ. મ. | | ૦– |
| ૨ | હિન્દ ને બ્રિટાનિયા (રાજભક્તિવિડંબણ—એક ભાણ સહિત) ઇ.સૂ.દે. | ૧૮૮૭ | ૨– |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ ના.હે. | ૧૮૮૮ | ૧– |
| ૪ | મહારાણી વિક્ટોરીયાનું જીવનચરિત ઇ. સૂ. દે. ... | (૧૮૮૮) | ૧– |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો ઇ. સૂ. દે. | (૧૮૮૯) | ૦– |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમભાગ) ઇ.સૂ.દે. | ૧૮૯૦ | ન.. |
| ૭ | દિલ્લીપર હલ્લો વા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ ઇ.સૂ.દે. | ૧૮૯૫ | ૨– ૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન Epoch પે. જ. સ. | (૧૮૯૬) | ૨– ૦ |
| ૯ | ઔરંગઝેબ અને રાજપૂતો વા મો. શા. પડતીનો પ્રા. ક મો.ઝ. | ૧૮૯૭ | નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી પે. જ. સ. ... | (૧૮૯૮) | ૧– ૮ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ પ્રા. હ. | ૧૮૯૯ | ૨– ૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ વકીલ દેશાઇ ધી.ન વ. | ૧૯૦૦ | નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન પ્રા. હ. | (૧૯૦૧) | નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય પ્રા. હ. ... | (૧૯૦૨) | નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ ધી ન. દેશાઇ | ૧૯૦૩ | નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ ના. હે. | (૧૯૦૪) | નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ છગનલાલ ના.મેશ્રી | ૧૯૦૪ | નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર ના. વિ. ઠ. | (૧૯૦૫) | નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન પુ. વિ. મા. | (૧૯૦૬) | ૦–૧૨ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ના વિ. ઠ. | ૧૯૦૬ | ૦–૧૨ |
| ૨૧ | નંદનવનનો નાશ વા આ તે રામની અયોધ્યા ! છગનલાલ ના.મેશ્રી. | ૧૯૦૭ | ૩–૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલજી વેરાગણ ઇ. ઈ. મ. | ૧૯૦૮ | નથી |
| ૨૩ | ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ ! મો. મ. દે. | ૧૯૦૯ | ૨– ૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ના. વિ. ઠ. | (૧૯૧૦) | નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ ના. વિ. ઠ. | (૧૯૧૧) | ૨– ૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી: ૪૦ ચિત્રો સાથે મ. ઇ. દે. | (૧૯૧૧) | ૨– ૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા મ. ઇ. દે. ... ... ... | (૧૯૧૧) | નથી |



Printed and Published by Natverlal Itcharam Desai at
THE GUJARATI PRINTING PRESS
Sassoon Buildings, Elphinstone Circle, Fort, Bombay

## "ગુજરાતી" પત્રે આપેલી ૬૧ ઐતિહાસિક વાર્તાની ભેટો 

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ના. વિ. ઠ. | (૧૯૧૨) | ૨— ૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ના. વિ. ઠ. | (૧૯૧૩) | નથી |
| ૩૦ | હમીરહઠ અથવા રણથંભોરનો ઘેરો ના. વિ. ઠ. | (૧૯૧૪) | નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા ર. અ. મ. | (૧૯૧૫) | ૨— ૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ક. મા. મુ. ... ... ... | (૧૯૧૬) | ૩— ૦ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચમચ અને સુંદરી ના. વિ. ઠ. | (૧૯૧૭) | નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ના. વિ. ઠ. | (૧૯૧૮) | ૨— ૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ ર. અ. મ. | (૧૯૧૯) | ૨— ૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ના. વિ. ઠ. | (૧૯૨૦) | ૨— ૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ના. વિ. ઠ. | (૧૯૨૧) | ૨— ૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ના. વિ. ઠ. | (૧૯૨૨) | ૨— ૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ના. વિ. ઠ. | (૧૯૨૩) | ૨— ૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ના. વિ. ઠ. | (૧૯૨૪) | ૪— ૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય ના. વિ. ઠ. | (૧૯૨૫) | ૩— ૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ ના. વિ. ઠ. | (૧૯૨૬) | ૨— ૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર ના. વિ. ઠ. | ૧૯૨૭ | ૨— ૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન ના. વિ. ઠ. | (૧૯૨૮) | ૩— ૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને અનેસર ના. વિ. ઠ. | (૧૯૨૯) | ૩— ૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ના. વિ. ઠ. | (૧૯૩૦) | ૨— ૦ |
| ૪૭ | અમરેશરી કટારી છ. અ. | (૧૯૩૧) | ૨— ૦ |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી છ. અ. | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર જે. હ. મે. | (૧૯૩૨) | ૩— ૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા માધવલાલ ત્રિ. રાવળ | (૧૯૩૩) | ૩— ૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર ન. વ. દ્વિ. | (૧૯૩૪) | ૩— ૦ |
| ૫૨ | મહારાજાધિરાજ મા. ત્રિ. રા. | (૧૯૩૫) | ૩— ૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક ને ઇસ્લામી સત્તાનો ઉદય ન. વ દ્વિ. | ૧૯૩૬ | ૩— ૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત ન. વ. દ્વિ. | (૧૯૩૭) | ૩— ૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી જે. હ. મે. | (૧૯૩૮) | ૩— ૦ |
| ૫૬ | જળસમાધિ ગુ. આ. | (૧૯૩૯) | ૩— ૦ |
| ૫૭ | ડગમગતી શહેનશાહત અમૃતલાલ ત્રિ. | (૧૯૪૦) | ૩— ૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત જે. ના. ત્રિવેદી | (૧૯૪૧) | ૩— ૦ |
| ૫૯ | પિતૃહત્યા ઉ. ઓઝા. | (૧૯૪૨) | ૩— ૦ |
| ૬૦ | જીત કોની? ચંદુલાલ એમ. શાહ | (૧૯૪૩) | ૩— ૦ |
| ૬૧ | ઘરની આગ ર. અ. મે. | (૧૯૪૪) | ૩— ૦ |

દરેકનું ટપાલ ખર્ચ જુદું.

'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, સાસૂન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# પ્રકાશકોનું નિવેદન



સામ્પ્રત યુદ્ધકાળમાં હિન્દની સરકારે કાગળના ઉત્પાદન, વપરાસ અને વહેંચણી સંબંધમાં ઘણા વટહુકમો અને નિયંત્રણો કાઢયાં છે. તેમાં મુખ્ય Paper Control Order, Newsprint Paper Control Order, Paper Control Economy Order, Paper Distribution Order વગેરે અનેક છે. હિન્દની સરકારની માન્યતા છે કે હિંદમાં કાગળની તંગી ઘણી છે, માટે દરેક મુદ્રક અને પ્રકાશકે આગલાં વરસો કરતાં ઓછો કાગળ વાપરવો,–માત્ર ૭૦ ટકા જેટલો જ કાગળ વાપરવો. આ બધા અંકુશો સાહિત્યના વિકાસને રૂંધનારા છે, પણ યુદ્ધકાલીન આપત્તિ તરીકે તે સ્વીકાર્યા વગર ગત્યંતર નથી.

"ગુજરાતી" પત્ર તરફથી આજ છેલ્લાં ૫૦ વરસો થયાં પ્રતિ વર્ષ નવા વરસનું લવાજમ ભરનાર તેના સુજ્ઞ ગ્રાહકોને એક ઐતિહાસિક નવલકથા ભેટ તરીકે અપાય છે. આ પ્રણાલિકા અત્યાર સુધી ઇશ્વરકૃપાએ અવિચ્છિન્ન ચાલુ રહેલી છે. પણ તેમાં યુદ્ધકાળની આપત્તિને લીધે ૧૯૪૫ ના વર્ષમાં ભંગ થવાનો સમય આવ્યો છે. નવું વાર્ષિક ભેટ પુસ્તક છાપવાની પરવાનગી મળતી નથી અને મેળવવી મુશ્કેલ છે. તેથી આ ચલુ વર્ષે સુજ્ઞ ગ્રાહકોને એકવાર છપાઇ ગયેલી અને સિલકમાં હજી થોડી રહેલી પણ ઐતિહાસિક ભેટ તરીકે ન અપાયલી એવી એક ચોપડી ભેટ તરીકે આપવાનો સંચાલકોએ નિશ્ચય કર્યો છે. પણ બધા ગ્રાહકોને પહોચી વળાય નહિ અને આપી શકાય નહિ, તેથી બે પુસ્તકોમાંથી એક પુસ્તક ગ્રાહક મહાશયે પસંદ કરવાની વ્યવસ્થા કરવી પડી છે. તેમ પ્રકાશકો તથા સંચાલકો પાસે એક જ જાતનું પુસ્તક પુરતા જથામા પણ નથી. આ બે પુસ્તકોમાંનું એક "૨૫૦૦ વર્ષ પૂર્વેનું

હિન્દુસ્તાન અથવા ચન્દ્રગુપ્ત અને ચાણાક્ય" છે અને બીજું પ્રસિદ્ધ અંગ્રેજી લેખક રાઇડર હેગાર્ડ લખેલી "મિસરની મહારાણી-ક્લીઓપેટ્રા" છે. બન્ને પુસ્તકો અનુવાદો છે. પહેલા પુસ્તકનો અનુવાદ સુપ્રસિદ્ધ લેખક સ્વ. નારાયણ વિશનજી ઠક્કુરે કરેલો છે અને બીજો અનુવાદ હાલમાં વાનપ્રસ્થાવસ્થા ભોગવતા ડૉ. વરજીવનદાસ દામોદરદાસ મરચંટનો છે.

આ બેમાંથી એક પુસ્તક ગ્રાહકે પસંદ કરવાનું છે. કદાચ આ બન્ને પુસ્તકો કોઈ ગ્રાહક પાસે હોય તો તેને કવિ નર્મદાશંકરે કૃત "નર્મ કવિતા" આપવાનું નક્કી કર્યું છે. તદુપરાંત સને ૧૯૧૯ થી તે સને ૧૯૩૦ સુધીમાં જે ઐતિહાસિક નવલકથાઓ ભેટ તરીકે પ્રકટ થઈ છે તેમાંથી એક અથવા ગમે તેટલાં પુસ્તકો જોઈતાં હશે તો તે પ્રત્યેક રૂ. ૧। સવાની કીંમતે મળી શકશે. એટલા માટે જો કોઇ "ગુજરાતી" પત્રનો ગ્રાહક અથવા કોઇ લાયબ્રેરીઓ, શાળાઓ વગેરે પાસે ઉપલાં પુસ્તકો ખુટતાં હોય તો અથવા ન હોય તો ખરીદવાની આ તક છે, જેનો સારા પ્રમાણમાં લાભ લેવામાં આવશે એવી આશા છે.

મુંબઈ
જાનેવારી ૧૯૪૫

નટવરલાલ ઈચ્છારામ દેશાઈ

# પ્રસ્તાવના

પ્રસ્તુત નવલકથા તે મિસર-ઇજિપ્ત-ના ઇતિહાસમાંની એક ચિરકાલસ્મરણીય ઘટનાના આધારપર લખાયલી ઐતિહાસિક નવલકથા છે. મિસરની મહારાણી કલીઓપેટ્રા જેમ સૌન્દર્યમાં અપ્રતિમ અને પરીઓના મનમાં પણ દ્વેષ ઉપજાવે તેવી હતી, તેજ પ્રમાણે ઉદાર હૃદયની, રાજનીતિકુશળ અને બુદ્ધિમતી પણ હતી. આ તેના સામાન્ય ગુણો હતા, પરંતુ તે સાથે વિષયલંપટતા, મહત્ત્વાકાંક્ષા અને પ્રસંગાનુપ્રસંગિક નિર્દયતા આદિ દુર્ગુણોનો પણ તેનામાં એટલી ભયંકર સીમાપર્યન્ત નિવાસ હતો કે, કોઇ પણ દેશના ઇતિહાસમાં અન્ય કોઇ પણ એવી અબળાનું ચરિત્ર મળવું અશક્ય છે. તેના એ સદ્ગુણ અને દુર્ગુણોના યોગે તેનું જીવન એવા તો નાનાવિધ ઘટનાઓથી ભરેલું થયું છે કે, નાટક અને નવલકથામાટે એવી નાયિકા બીજી કોઇ ભાગ્યેજ મળી શકે; અને એ કારણથીજ આજ સુધીમાં અનેક નાટકકાર, કવિ અને નવલકથાકારોએ કલીઓપેટ્રાના સંબંધમાં નાટકો, કવિતા તથા નવલકથાની રચના કરેલી છે. પ્લીની, પ્લુટાર્ક અને હોરેસ્ આદિ પ્રાચીન લેખકોને ઘડીભર આપણે વિસારી દઇએ અને માત્ર અર્વાચીન લેખકોનેજ લઇએ, તો તે કાળમાં પણ યૂરોપના અનેક વિદ્વાન લેખકોએ એ વિશેનાં લખેલાં કેટલાંક નાટક આદિ આપણા જેવામાં આવી શકે છે. નાટ્યગુરુ શેક્સ્પીયરકૃત 'એન્ટની, અને કલીઓપેટ્રા,' નાટક તો સર્વવિશ્રુત છે; પરન્તુ એથી પૂર્વે ઇ. સ. ૧૫૫૦ માં એ. જોડેલ નામક ફ્રેંચ વિદ્વાને ફ્રેંચ ભાષામાં કલીઓપેટ્રાના જીવનનું એક કરુણોત્પાદક નાટક રચ્યું હતું; અને ઇ. સ. ૧૬૩૦ માં જિન્ મેરેટે વળી બીજું એક નાટક એ જ વિષયનું અને એ જ ભાષામાં લખ્યું હતું. ઇ. સ. ૧૬૭૦ માં આઇઝેક ડિ બેન્સીરેડે, ૧૭૫૦ માં જ. એફ્. માર્મોન્ટેલે અને ૧૮૪૭ માં મૅડેમ્ ડિ ગિરાડિને એ જ ઘટનાના આધારે પોતપોતાની લેખિનીથી જુદાં જુદાં નાટકો ફ્રેંચ ભાષામાં લખ્યાં હતાં. અંગ્રેજી સાહિત્યના ઇતિહાસને જોતાં કલીઓપેટ્રાના સંબંધમાં એવા પ્રકારના લેખક તરીકે સર્વથી પ્રથમ એસ, ડેનિયલ નામક લેખકનું નામ મળી આવે છે. એણે ઇ. સ. ૧૬૦૦ માં 'કલીઓપેટ્રા' નામનું એક નાટક લખ્યું હતું. આ નાટક લખાયા પછી આઠ વર્ષના અલ્પાવધિમાં જ એટલે ઇ. સ. ૧૬૦૮ માં શેક્સ્પીયરે પોતાના વિશ્વવિખ્યાત 'એન્ટની અને

કલીઓપેટ્રા' નાટકની રચના કરી હતી અને ઈ. સ. ૧૬૮૨ માં એ જ વિષયને લઇને કવિ ડ્રાયડને "All for Love, or the world well lost" નામક કાવ્યકૃતિ કરીને તેનો મધુર આસ્વાદ અંગ્રેજી ભાષાભિજ્ઞોને ચખાડ્યો હતો. એટલું જ નહિ, પણ યૂરોપની જર્મન, ઇટાલિયન્, રશિયન અને બીજી ભાષાઓમાં પણ કલીઓપેટ્રાના પ્રેમ અને લંપટતાનાં અનેક નાટકો તથા અનેક કથાઓ લખાઇને તેમનાં પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે. અર્થાત્ એ રાણીના સાહિત્યની દૃષ્ટિથી રસમય અને મનોહર તેમ જ ભયંકર તથા કરુણોત્પાદક જીવનચરિત્રે પ્રખ્યાત અંગ્રેજ નવલકથાકાર રાઇડર્ હેગર્ડના હૃદયનું પણ આકર્ષણ કર્યું અને તેથી એ લેખક પણ અંગ્રેજીમાં 'કલીઓપેટ્રા' નામક એક ઉત્તમ નવલકથાની રચના કરી, કે જેની અત્યાર સુધીમાં સસ્તી મોંઘી અનેક આવૃત્તિઓ છપાઇને વેચાઇ ગઇ છે અને વેચાય છે. પ્રસ્તુત 'મિસરની મહારાણી કલીઓપેટ્રા,' તે રાઇડર હેગર્ડના એ અંગ્રેજી ગ્રંથનો જ અનુવાદ છે.

એ જ પુસ્તકનું અત્યાર પહેલાં ગુજરાતીમાં દી. એન. પટેલ જી. બી. વી. સી. નું કરેલું ભાષાન્તર પ્રકાશમાં આવી ચૂક્યું છે અને તેની બે આવૃત્તિઓ થઇ છે. પરંતુ અહીં જે ખેદ સાથે એક વાર્તા જણાવવી પડે છે તે એ છે કે, કેટલાક પારસી લેખકો સારા લેખકોના અંગ્રેજી ગ્રંથોને ગુજરાતીમાં બહાર પાડી નાખવાના કાર્યમાં જેટલી ચપળતા બતાવનારા છે; તેટલી બુદ્ધિમત્તા તેમના કૃતિમાં ભાગ્યે જ દેખાય છે; કાં તો તેઓ સામાજિક અંગ્રેજી વાર્તાઓમાંનાં પાત્રોનાં નામ અને સ્થાનોનાં નામો બદલી વર્ણસંકરતામય પુસ્તકો નિર્માણ કરે છે અને જો પુસ્તકને તેના મૂળ રૂપમાં લખે છે, તો એવી કાપ-કૂપ કરી નાખે છે અને બુદ્ધિની એવી તો વિલક્ષણ ચતુરતા દર્શાવે છે કે, મૂળ ગ્રંથના સૌન્દર્યનો સર્વથા નાશ જ થઇ જાય છે. રાઇડર હેગર્ડની આ નવલકથા જે પ્રકારની વિશિષ્ટ મહત્તા ધરાવે છે તે એ જ કે, કલીઓપેટ્રાના સંબંધમાં લખાયલાં નાટકોમાં મિસરના તે સમયનાં ધર્મ, નીતિ, રીતિ, લોકાચાર અને કૃતિ આદિના વિવેચનનો જે અભાવ છે, તે સર્વનું આ નવલકથામાં સંપૂર્ણ દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે; પરંતુ મિસ્ટર પટેલના એ ભાષાન્તરમાં તેમાંનું કાંઇ પણ જોવામાં આવી શકતું નથી—અરે એટલું જ નહિ, પણ મિસ્ટર પટેલના એ ભાષાન્તરને રાઇડર હેગર્ડની 'કલીઓપેટ્રા' નું ભાષાંતર

હેઠવુ કે કેમ, એ એક મોટો સવાલ છે. કારણ કે આરંભથી અંતપર્યન્ત તે ગુજરાતી પુસ્તકમાં મૂળ અંગ્રેજી પુસ્તકનો એક પ્રકારનો માત્ર સારાંશ જ આપવામાં આવ્યો છે; અને તે પણ એટલો બધો ત્રુટક અને કેટલેક સ્થળે અસંબદ્ધ છે કે, મૂળ પુસ્તકનું સૌન્દર્ય લેશ માત્ર પણ તેમાં જળવાયું નથી. સારા સારા વિષયો અને ઉત્તમ વિચારોને એવા તો ઉડાવી દેવામાં આવ્યા છે કે, જેના યોગે કેટલાક પાત્રોનો સ્વભાવ કાંઇક બીજા જ સ્વરૂપમાં વાચકો સમક્ષ રજૂ થાય છે; અર્થાત્ મૂળ ગ્રંથકારનો ઉદ્દેશ હવામાં ઊડી જાય છે અને તેના સ્થાનમાં કોઇક નવું અને તે પણ વળી નઠારું જ દેખાય છે. છતાં આશ્ચર્ય એ છે કે, એ ગ્રંથની–મિસ્ટર પટેલ કૃત ભાષાન્તર–ની પ્રસ્તાવનાના રૂપમાં કહો, કે સ્તુતિના રૂપમાં કહો–મિસ્ટર પાલનજી બરજોરજી દેસાઇએ પ્રથમ આવૃત્તિના આરંભમાં એક વિવેચન લખીને ૧૬ પાનાનો ભોગ આપી 'માથા કરતાં પાઘડી મોટી'નો ઘાટ લાવી બતાવ્યો છે અને બીજી આવૃત્તિમાં વળી એ વિવેચન ઉપરાંત મી. રુસ્તમ બરજોરજી પેમાસ્તર બી. એ. એલ. બી. હાઇકોર્ટના વકીલે બીજું ૧૮ પાનાંનું વિવેચન લખ્યુ છે. રોયલ સોળપત્રી ૨૧૯ પાનાંની માત્ર સારાંશરૂપ વાર્તાની બીજી આવૃત્તિએ પ્રારંભનાં ૩૪ પાનાં તો માત્ર વિવેચનમાં રોકયાં છે, કે જેટલા વિવેચનની એક સારા તત્વજ્ઞાનના પુસ્તકમાં પણ ભાગ્યે જ આવશ્યકતા હોઇ શકે.

હવે આ ભાષાન્તર પણ જો કે અક્ષરે અક્ષરનું ભાષાંતર તો નથી જ, છતાં મૂળ ગ્રંથમાંનો એક પણ વિષય આ ભાષાન્તરમાં છોડી દેવાયો નથી અને ભાષાંતર પણ જેટલું ઉત્તમ કરી શકાય તેટલું ઉત્તમ કરવાનો અનુવાદકે પ્રયત્ન કરેલો છે; કે જે વસ્તુ એ બે ભાષાન્તરોના તુલનાત્મક વાચનથી વાચકોના જાણવામાં આવી શકે એમ હોવાથી એ વિશે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. મી. પટેલના પુસ્તકનાં રૉયલ સોળપત્રી સાઇજનાં ૨૧૯ પાનાં છે અને પ્રસ્તુત અનુવાદનાં રોયલ બારપેજી સાઇજનાં ૨૪૮ પાનાં થયાં છે–અર્થાત્ મી. પટેલનો અનુવાદ ૧૪ ફૉર્મમાં આટોપાયો છે અને આ અનુવાદમાં ૨૧ ફૉર્મનો વ્યય થયો છે; આ પુસ્તક ઉત્તમ, જ્ઞાનવર્ધક, મનોરંજક અને બોધક છે.

મુંબઈ
ઈ. સ. ૧૯૧૪ } પ્રકાશક

# અનુક્રમણિકા

# "ગુજરાતી" પત્રની ઐતિહાસિક નવલકથાઓ

### ઇ. સ. ૧૮૮૬ થી ઇ. સ. ૧૯૪૪

### "ગુજરાતી" પત્રના આદ્ય તંત્રી અને સંસ્થાપક

### સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ કૃત

| | |
|---|---|
| ૧ રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર (૧૮૮૬) | નથી. |
| ૨ હિન્દ અને બ્રિટાનિયા, (રાજકીય સંવાદ) (૧૮૮૭)<br>૩ રાજભકિત વિડંબણ-(ભાણ નાટકનો એક પ્રકાર) | ૨–૦ |
| ૪ મહારાણી વિકટોરિયાનુ જીવન ચરિત્ર (૧૮૮૮) | ૧–૮ |
| ૫ સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો (૧૮૮૯) | ૦–૪ |
| ૬ ટીપુ સુલતાન અથવા શ્રીરંગ પટ્ટણનો ઘેરો ભાગ ૧ લો (૧૮૯૦) | નથી. |
| ૭ દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ (૧૮૯૫) | ૨–૦ |

### સ્વ. નારાયણ હેમચન્દ્ર કૃત

| | |
|---|---|
| ૧ વિધવા વિવાહ શાસ્ત્ર સંમત છે. (૧૮૮૬) | નથી. |
| ૨ ગૃહધર્મ (૧૮૮૬) | નથી. |
| ૩ ગંગા ગોવિંદસિંહ અથવા વારન હેસ્ટીંગનો જમણો હાથ (૧૮૮૮) | ૧–૮ |
| ૪ રૂપનગરની રાજકુમારી અથવા મહારાણા રાજસિંહ (૧૯૦૪) | નથી. |

### સ્વ૦ નારાયણ વિશનજી ઠક્કુર કૃત

| | |
|---|---|
| ૧–પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઇવનું ષડતંત્ર (૧૯૦૫) | નથી |
| ૨–હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય (૧૯૦૬) | ૧–૦ |
| ૩–પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ (૧૯૧૦) | નથી. |
| ૪–કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ (૧૯૧૧) | ૨–૦ |
| ૫–ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય (૧૯૧૨) | ૨–૦ |
| ૬–જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય (૧૯૧૩) | નથી. |
| ૭–હમ્મીર હઠ અથવા રણથંભોરનો ઘેરો (૧૯૧૪) | નથી. |
| ૮–ચાણાકય નન્દિની અથવા ચન્દ્ર અને સુહપા (૧૯૧૭) | નથી. |
| ૯–અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ (૧૯૧૮) | ૨–૦ |
| ૧૦–બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ (૧૯૨૦) | ૨–૦ |
| ૧૧–ચક્રવર્તી હમ્મીર અથવા ચિતોડનો પુનરૂદ્ધાર (૧૯૨૧) | ૨–૦ |
| ૧૨–કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર (૧૯૨૨) | ૨–૦ |
| ૧૩–અનારકલી અથવા અપરાધી અકબર (૧૯૨૩) | ૨–૦ |
| ૧૪–મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા (૧૯૨૪) | ૪–૦ |
| ૧૫–પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય (૧૯૨૫) | ૨–૦ |
| ૧૬ નાના રુહેલા અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ (૧૯૨૬) | ૨–૦ |

૧૭ મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર (૧૯૨૭) ૨-૦
૧૮ સિતમગર સુલ્તાન અથવા તલ્વાર કે કુરાન ? (૧૯૨૮) ૩-૦
૧૯ કચ્છનો કેસરી અથવા ધાંધા અને અનેસર (૧૯૨૯) ૩-૦
૨૦ અમર ગર્જના અથવા સુષુપ્તિ કે જાગ્રતિ ? (૧૯૩૦) ૨-૦
૨૧ ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન અથવા ચન્દ્રગુપ્ત અને ચાણાકય(૧૯૪૫) ૩-૦

સ્વ૦ પેસ્તનજી જમશેદજી સઠ્ઠા (Epoch) કૃત.

૧ અઢારમી સદીનું હિંદુસ્તાન. (૧૮૯૬) ૨-૦-
૨ શાહજાદો અને ભીખારી. (૧૮૯૮) ૧-૮-

સ્વ૦ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીકૃત

૧ શિવાજીનો વાઘનખ અથવા અફઝૂલખાનનું ખૂન. (૧૯૦૬) ૧-૦-

રા. ઘનશ્યામકૃત (શ્રી ક. મા. મુનશીકૃત)

૧ પાટણની પ્રભુતા. (૧૯૧૬) ૩-૦-

સ્વ૦ ઈશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળાકૃત

૧ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણ વેરાગણ. (૧૯૦૮) ૨-૦-
૨ કત્લેઆમ (સ્વ. નારાયણ વિસનજી ઠક્કુરે પૂર્ણ કરેલી) (૧૯૧૧) નથી

રા. મોહનલાલ મગનલાલ દેશાઇ એડવોકેટકૃત

૧-ઔરંગઝેબનો હૃદય અથવા આ તે મહાન મોગલ ? (૧૯૦૯) ૨-૦

રા. રમણિકલાલ અમૃતરામ મહેતાકૃત

૧-ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫) ૨-૦
૨-રોનક મહેલની રાજખટપટ (૧૯૧૯) ૨-૦
૩-ઘરની આગ (૧૯૪૪) ૩-૦
૪-દીનારબસ (અથવા ઉત્તર રાસેલાસ) ૧-૦

રા. ઉચ્છંગરાય કેશવરામ ઓઝાકૃત

૧-પિતૃહત્યા (૧૯૪૨) ૩-૦

રા. ડૉ૦ વરજીવનદાસ દામોદરદાસ મરચંટકૃત

૧-મિસરની મહારાણી-કલીઓપાત્રા (૧૯૪૫) ૩-૦

રા. ગુણવંતરાય આચાર્યકૃત

૧-જળસમાધિ (અથવા વાસ્કા ડ ગામાનો અત્યાચાર) (૧૯૩૯) ૩-૦

રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીકૃત

૧ મહારાણી લક્ષ્મીબાઇ અથવા ખાલસાનું ખપ્પર (૧૯૩૪) ૩-૦
૨ ગુજરાતનો બુઝાતો દીપક અથવા ઇસ્લામી સત્તાનો ઉદય (૧૯૩૬) ૩-૦
૩ ગુજરાતના વેરની વસુલાત (૧૯૩૭) ૩-૦

સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટકૃત

૧ અમરેશરી કટારી (૧૯૩૧)
૨ તેગારી તરવાર અને રાયસિંગજીરી હવેલી (૧૯૩૧) ૨–૦

દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત

૧–ઔરંગઝેબ અને રજપુતો અથવા મોગલ શાહનશાહતની પડતીનો પ્રારંભ (૧૮૯૭) ૨–૦

સ્વ૦ શાસ્ત્રી પ્રાણજીવન હરિહરકૃત

૧–હેસ્ટીંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ (૧૮૯૯) ૨–૦
૨–બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન (૧૯૦૧) નથી.
૩–નૂરજહાન અથવા સૌન્દર્ય વિજય (૧૯૦૨) નથી.

સ્વ૦ મણિલાલ ઇચ્છારામ દેસાઈકૃત

૧ પુરાતન દિલ્હી. (સચિત્ર) (૧૯૧૧) ૨–૦–
૨ ચુંબનમીમાંસા નથી.

સ્વ૦ છગનલાલ નારાયણભાઈ મેશ્રીકૃત

૧ ઇન્દુકુમારી અથવા બંગાળામાં મરાઠાની દોડ (૧૯૦૪) નથી.
૨ નન્દનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા? (૧૯૦૭) ૩–૦–

સ્વ૦ વકીલ ધીરજરામ નરભેરામ દેસાઇકૃત

૧ પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ. (૧૯૦૦) નથી.
૨ બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાનો ઉદયકાળ. (૧૯૦૩) નથી.

સ્વ૦ જેઠાલાલ હરજીવન મહેતાકૃત

૧ શત્રુંજયનો શ્યામ અથવા જોગણીનું ખપ્પર (૧૯૩૨) ૩–૦–
૨–રક્તપિપાસુ રાજકુમારી (૧૯૩૮) ૩–૦–

રા૦ માધવલાલ ત્રિભુવન રાવળકૃત

૧ પાટણની પ્રતિષ્ઠા. (૧૯૩૩) ૩–૦–
૨ મહારાજાધિરાજ (૧૯૩૫) ૩–૦–

રા૦ જેઠાલાલ નારાયણ ત્રિવેદીકૃત

૧ સોલંકીનો સૂર્યાસ્ત (૧૯૪૧) ૩–૦–

દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું.

૨૪૯૨૫

# મિસરની મહારાણી.

## પ્રકરણ ૧ લું.

### હર્મેચિસ્‌નો જન્મ; હેથોર્સ્‌નું ભવિષ્ય કથન; અને નિર્દોષ બાળકનો વધ.

અબૌથિસમાં સદાની નિદ્રામાં સૂતેલી દેવી "ઓસીરીસ" ના કસમ લઈ જે લખું છું તે સાચું લખું છું.

હું "હર્મેચીસ" મિસરના "ફેરો" રાજાના સ્થાપેલા "સેથી"ના વંશપરંપરાનો ધર્માધ્યક્ષ, હમણાં "ઓસીરીસ" દેવીનો અધિષ્ઠિત અને "આમેન્ટી" માં રાજ્ય કરનાર બે તાજવાળા ફેરો રાજાના વંશનો હું 'હર્મેચીસ' કે, જેણે આશારૂપી પુષ્પનો ઉગતાં જ નાશ કીધો, જે કીર્તિના રસ્તાથી આડો ચાલ્યો અને સ્ત્રીમાં લુબ્ધ થઈ ઈશ્વરને ભૂલી ગયો તે હું ભ્રષ્ટ "હર્મેચીસ," જેના દુઃખની સીમા નથી રહી, જે લજ્જાથી ચારેકોર છવાઈ રહ્યો છે, પારકાના દોષથી જે નિમકહરામ કહેવાયો છે, જે આગલી પાછલી કીર્તિ ખોઈ બેઠો છે, જે ટુંકમાં તદન પાયમાલ થઈ ગયો છે તે હું "હર્મેચીસ," જે સર્વ શક્તિમાન દેવ "અબૌથિસ" માં સુપ્ત છે તેને સાક્ષી રાખી સત્ય અને સત્ય જ લખું છું.

અરે મિસરદેશ! "ખેમ" ની પ્રિયભૂમિ જેની કાળી માટીનો આ મારો ક્ષણભંગુર દેહ બન્યો છે, તેને જ મેં દગો દીધો છે; અરે! ઓસીરીસ આઇસીસ અને હોરસ આદિ દેવીઓ, ઓ! મિસરના બીજા દેવો જેઓનો મેં વિશ્વાસઘાત કીધો છે; ઓ મંદિરો જેના ધર્મનો મેં તિરસ્કાર કીધો છે, ઓ પુરાતન બાદશાહી મારા પૂર્વજો જેનું લોહી હજી મારી જીર્ણ નસોમાં ફરે છે; જેના સદ્‌ગુણો મેં ધોઇ નાખ્યા; ઓ કલ્યાણનાં અદૃશ્ય તત્ત્વો અને મારા હાથમાં સોંપ્યા છતાં ગુમાવેલી ભાગ્ય દોરી, તમો સર્વ મારી વિનતિ સ્વીકારો, અને પ્રલય કાળ સુધી જે હું લખું છું તેની સત્યતા વિષે સાક્ષી પૂરો.

હમણાં પણ પેલાં ફળદ્રૂપ ખેતરોની પેલીપાર નાઇલ નદીમાં જાણે લોહી વહેતું હોય એમ મને લાગે છે. સૂર્યનાં તેજસ્વી કિરણો અરેબિયાની દૂરની ટેકરીઓ અને "અબૌથિસ" ના મિનારાઓપર પ્રકાશી રહ્યાં છે. હાલ

પણ "અબૌથિસ" નાં મંદિરોમાં ધર્માધ્યક્ષો પ્રાર્થના કરે છે, જોકે તેઓ હવે મને ભૂલી ગયા છે. હજીપણ દેવોને હમેશના ભોગ અપાય છે, અને સર્વ ભક્તની સ્તુતિના ભણકારાનો તે મંદિરોના પથ્થરના છાપરામાં ધ્વનિ થઈ રહ્યો છે. હજી પણ એ "અબૌથિસ" આ મારા બંદિખાનામાંથી હું લજ્જાયુક્ત કીર્તિથી સ્ફુરી રહેલા તારા વાવટાને ધ્યાનથી જોયા કરું છું અને એક સ્થળેથી બીજે સ્થળે જનારા ભકતોના ભજન કાન દઈ સાંભળું છું.

અબૌથિસ, એ અર્થરહિત "અબૌથિસ" મારું હૈયું તારી આવી સ્થિતિ જોઈ ભરાઈ આવ્યું છે! અરે! તે શોકથી ઉભરાઈ જાય છે! અરે! અરે! થોડા કાળમાં તારી પવિત્ર ભૂમિમાં આ રણુની રેતી ફરી વળશે! એ અબૌથિસ, તારા દેવોનો અમલ પૂરો થયો છે! નવા પંથો તારી પવિત્રતાની મશ્કરી કરશે! અને નવાનવા સરદારો તારા કિલ્લાના ધણી થશે. હા! મારી આંખમાંથી આ ુ વહે છે, લોહી ઉકળી જાય છે અને છાતી ફાટી જાય છે! મારા દુર્દૈવે મારા પાપથી તારી આ સ્થિતિ થઈ છે. મને શરમ છે, ધિક્કાર છે, મારા નામને—મારા જીવતરને ફિટકાર છે.

આ "અબૌથિસ" શહેરમાં હું જન્મ્યો હતો. અને મારા પિતા જે "ઓસીરીસ" દેવીના અધિષ્ઠાતા છે, તે "સેથી" ના પવિત્ર મંદિરના વડા પુજારી હતા; વળી મારા જન્મ દિવસે જ મિસરની રાણી કલીઓપેટ્રા પણ જન્મી હતી. પેલા ખેતરોમાં મજુર વર્ગની ગમ્મત જોવામાં અને મંદિરમાં આવજા કરવામાં મારા બચપણના દિવસ કહાડ્યા. મારી માતા વિશે હું કંઈ જાણતો નથી; તે મારા જન્મ બાદ તરત જ મરણ પામી. આ વખતે "ટાલેમી" જે "પાઇપર" ને નામે વિશેષ જાણીતો છે. તે રાજ્યાસન પર હતો; અને વૃદ્ધ "અટુવા" ના કહેવા પ્રમાણે મારી માતા મરણ પામી તે આગમચ તેણે એક હાથીદાંતની પેટીમાંથી એક સોનાનો સર્પ જે અમારા બાદશાહી કુટુંબની સંજ્ઞા છે તે કહાડી મારા માથા ઉપર મૂકયો. જેમણે તેને આમ કરતાં જોઈ હતી તેમણે અનુમાન કીધું કે તેના શરીરમાં દેવીએ પ્રવેશ કીધો છે. વળી તે આ સ્થિતિમાં બોલી કે "મેસીડોની"ના રાજ્યનો દહાડો ભરાઈ ગયો છે, અને મિસર દેશનું રાજ્ય ફરીથી તેના હકદાર વારસના હાથમાં આવશે.

મારી માતા અંતકાળે તે દેવ વાણી છે, એમ માની જે શબ્દો બોલી તે સાંભળી પોતાના હાથ ઉંચા કરી મારા પિતાએ સર્વ શક્તિમાન પ્રભુનો ઉપકાર માન્યો. આ પ્રમાણે મારા પિતા હજી તો ઈશ્વરનો ઉપકાર માને છે, તેટલામાં તો હેથોર્સ દેવીએ મારી માતાને પ્રેરણા કીધી જેથી તે બિછાના

પરથી જોરથી ઉઠી અને જ્યાં હું સૂતો હતો, ત્યાં આવી ત્રણવાર મને સાષ્ટાંગ દંડવત કીધા અને નીચે પ્રમાણે બોલી—તે નહિ પણ "હેથોર્સ" વિધાતા તેના શરીર દ્વારા બોલી.—

"યુગ યુગ જીવો મારા બાળક! આરોગ્ય રહો મારા રાજકુમાર! હવે પછી થનાર ફેરેહો રાજા, તારો જય થાઓ! આ દુનિયાને પવિત્ર કરવાને "આઇસીસ"ના વંશના દૈવીબીજથી ઉત્પન્ન થનાર, તારૂં કલ્યાણ થાઓ! તું પવિત્ર રહીશ, તો મિસર દેશને શત્રુના હાથમાંથી છોડાવી રાજ્ય કરીશ. પણ જો તારી કસોટી વખતે ડગ્યો, તો મિસરના સર્વ દેવો તને શાપ દેશે, અને તારા વડવા જેઓ આ દેશમાં રાજ્ય કરી ગયા તેઓ પણ તને શાપ દેશે; આ જિંદગીમાં તારાપર દુઃખરૂપી આભ ટૂટી પડશે, અને મરણ પછી સ્વર્ગના દરવાજામાંથી તને હાંકી કહાડશે. અને "આમેન્ટી"ના નરકમાં તને વગર દયાએ ફેંકી દેશે. "સેટ" અને "સેકત" યમદૂતો તને વાજબી શિક્ષા કરશે; અને જ્યાંસુધી તારા પાપમાંથી તું મુક્ત થશે નહિ ત્યાં સુધી તને મોક્ષ મળશે નહિ; જ્યાં સધી મિસરદેશના દેવો ફરી પૂજાશે નહિ, જ્યાં સુધી જુલ્મી અને પરદેશીનો પગ જશે નહિ, અને માયામાં ભૂલી તારા કૃત્યથી જે ખરાબી થશે તેનો જ્યાં સુધી અંત આવશે નહિ, ત્યાં સુધી તારો છુટકારો થશે નહિ."

આ વાક્યો પૂરાં થતાં જ દેવીએ તેના શરીરનો ત્યાગ કીધો અને મારા પાલણા આગળ મારી માતા એકદમ મડદું થઈ પડી, જેથી હું રડવા લાગ્યો પણ મારા પિતા "આમન" આ શબ્દો સાંભળી ચિંતાગ્રસ્ત થયા. કારણ "હેથોર્સ" વિધાતા બહુ ભયંકર ભવિષ્ય ભાખી ગઈ હતી, એટલુંજ નહિ, પણ તેના બોલે બોલ "ટોલેમી" રાજ્ય વિરુદ્ધ અને ફિતુરી હતા.

વળી તે જાણતો હતો કે જો રાજાને આ વાતની જાણ થશે, તો તે તરતજ આ બાળકનો જીવ લેશે. તેથી તેણે સમય સૂચકતા વાપરી, બારણાં બંધ કીધાં અને જે બનાવ બન્યો હતો, તે વિષે ચૂપકીદી રાખવા સર્વને "ત્રણેદેવી" અને મારી માતા જે પથ્થર પર મડદું થઇ પડી હતી તેના કસમ આપ્યા.

આવું બન્યું કે તે વખતે જેઓ હાજર હતાં, તેમાં મારાં માતુશ્રીને ચહાનાર તથા તેની ચાકરી કરનાર એક વૃદ્ધ સ્ત્રી હતી અને તેનું નામ "અટુવા" હતું. કોઈ પણ કાળે સ્ત્રીની જીભ ગમે તેવા સોગંદથી વશ રહેતી નથી એમ કહેવાય છે. ગમે તેમ હોય પણ થોડા દિવસ પછી જ્યારે 'અટુવા' નું મન શાંત થયું, અને કાળેકરી બીક ઓછી થઇ, ત્યારે તેણે પોતાની

પુત્રી કે જે મારી ધાવ હતી તેને આ વાત કહી. પોતાનો જમાઈ જે મૂર્તિઓ કોરવાનું કામ કરતો હતો, તેને માટે જ્યારે તે ખાવાનું લઇ જતી હતી ત્યારે પેલા રણમાં, ચાલતાં ચાલતાં તેણે પોતાની છોકરીને કહ્યું કે, "જે પુત્ર એક દિવસ મિસરનો રાજા થવાનો છે તેની સંભાળ સારી રીતે લેવી જોઈએ." આ આશ્ચર્યકારક વાત સાંભળી મારી ધાવ તો દંગ થઈ ગઈ, અને આ વાત તેની છાતીમાં સમાઈ શકી નહિ, તેથી તે રાત્રેજ પોતાના ધણીને ઉંઘમાંથી જગાડી સર્વ વૃત્તાંત કહ્યો, અને ખરેખરજ તે અબળા પોતાનું અને પોતાના બાળકનું મોત લાવનાર પોતેજ ઠરી. કારણકે, તે શિલ્પશાસ્ત્રીએ વળી પોતાના મિત્ર આગળ એ વાત કરી અને આખરે તે રાજાને કાને પહોંચી.

રાજા આ સાંભળી બહુ ગભરાયો. જ્યારે દારુથી તે મસ્ત હોય, ત્યારે તે તે મિસરના દેવોની મશ્કરી કરતો, પણ ખરેખરું જોતાં તે બહુ વહેમી અને બીકણ હતો. કવચિત્ રાત્રીના ચીસ પાડી જાગી ઉઠતો, અને રખેને પોતાનું કોઈ ખૂન કરે, એવા વિચારથી બહુ બહુ પ્રાર્થના કરવા મંડી જતો. રાજ્યાસન કદી હાલે, તો તરત મંદિરોમાં કીમતી ભેટ મોકલતો, અને "ફીલી"ના મંદિરમાં વારંવાર દેવવાણી સાંભળવા જતો. તેથી જ્યારે તેણે જાણ્યું કે "અબૈથિસ્" ના પુરાતન મંદિરના વડા ધર્મગુરુની સ્ત્રી દ્વારા વિધાતા ભવિષ્ય બાંધી ગઇ છે, ત્યારે તેની ચિંતાની સીમા રહી નહિ, અને થોડા વિશ્વાસુ યૂનાની નોકરો જે યૂનાની હોવાથી ખૂન કરવાને ડરતા નહિ તેમને બોલાવી "આમનામહાત્" ધર્માધ્યક્ષના બાળકનું,—એકના એક બાળકનું—માથું કાપી લાવવાનો હુકમ કીધો.

પણ એવું બન્યું કે જે હોડીઓમાં તે યૂનાની આવ્યા, તે મોહોટી હોવાથી, અને નદીમાં ઓટ હોવાથી, અબૈથિસ્ જવાના રસ્તા આગળના કિનારાપરના કાદવમાં, તે હોડી ચોંટી બેઠી, અને તે વખતે ઉત્તર તરફનો પવન બહુ જોરથી ફુંકતો હોવાથી, તે ડુબી જવાના ભયમાં આવી પડી. આ અકસ્માતમાંથી બચવાને કિનારાપર કેટલાક રહેવાસી પાણી ભરતા હતા, તેમને તે યૂનાનીઓએ બોલાવ્યા પણ મિસરદેશના વતનીઓ આ પરદેશીઓ ઉપર બહુ વેરભાવ રાખતા હોવાથી તેમણે પહેલાં તો કાંઈ દાદ આપી નહિ. યૂનાનીઓ રાજાના કામે આવ્યા છે, એવી જાણ થઈ, છતાં શું કામે આવ્યા છે તે જાણ્યા વગર મદદ કરવી નહિ એવો તેમનો મનોભાવ હતો. એટલામાં તેમનામાંનો એક કલીબ ખુબ દારુ પીવાથી મસ્ત બન્યો હતો, તેણે ખરેખરું કારણ જણાવી દીધું, આથી કિનારાપરના લોક, આ માણસ દારુની અસરથી, શુંએ બોલતો હશે, એમ ધારી અજાયબીમાં પડી હોડીઓની મદદ લઇ તેમને સહીસલામત કિનારે લાવવા દોડ્યા.

તેટલામાં એક ખેડુત કે જે આ સર્વ ચર્ચા ધ્યાનથી જોયા કરતો હતો અને જે મારી માતા તરફથી મારો સગો હતો, તે દોડતો દોડતો હું જ્યાં હતો ત્યાં આવ્યો; બિચારો પોણો કલાક સૂધી દોડ્યો, ત્યારે ત્યાંના મોટા મંદિરની ઉત્તર બાજુ, જ્યાં હું હતો ત્યાં આવી ચડ્યો. હવે વળી એવું બન્યું કે મારા પિતા તે મંદિરના દૂરના ભાગમાં ગયા હતા. યૂનાની સિપાઇઓ ગધેડાપર બેસી એટલી ઝડપથી આવતા હતા, કે મારા પિતાને તેડવા જવા બને તેમ ન હોતું. તેથી વૃદ્ધ "અટુવા" જે આ સંકટનું કારણ થઈ પડી હતી, તેને તે ખેડુતે શા કારણથી રાજા યૂનાનીઓને મોકલ્યા હતા, તે જણાવ્યું. બન્ને જણાં એકમેક સામું શો ઉપાય લેવો તેના વિચારમાં સ્તબ્ધ થઈ જોઈ રહ્યાં. મને છુપાવવાની કોશેશ વ્યર્થ હતી. રાજાનો હુકમ અમલમાં લાવ્યા વગર તે સિપાહીઓ પાછા ફરે એમ ન હોતું. તેટલામાં બારણા આગળ એક નિર્દોષ બાળક રમતું હતું તેના પર નજર ગઇ.

ખેડુત આતુરતાથી પૂછવા લાગ્યો "આ બાળક કોનું છે બાઇ?" અટુવાએ જવાબ દીધો, "એ મારો પૌત્ર છે, હુમેંચિસનો દુધભાઈ છે; અને તેની જ મા આ સર્વ સંકટનું કેટલેક દરજ્જે મૂળરૂપ છે." ખેડુતે કહ્યું "બાઈ તારી ફરજ તું જાણે છે, અને તે અદા કર" અને વળી બાળક તરફ આંગળી કરી બોલ્યો "હું પવિત્ર દેવના તને સોગંદ આપું છું."

"અટુવા" ઘણી ધ્રૂજવા લાગી. તે બાળકની રગોમાં પોતાનુંજ લોહી ચલેલું હતું છતાં તેને ઉચકી સ્વચ્છ કરી એક રેશમી ઝબ્બો ઓઢાડી મારા પારણામાં સુવાડ્યો—અને મારાં સુંદર કપડાં ઉતારી મને થોડી ધૂળ લગાડી બારણામાં રમતો મૂક્યો.

પછી ખેડુત સંતાઈ ગયો, અને તરતજ તે સિપાઇઓ "આમનામહાત" ધર્માધ્યક્ષનું ઘર ખોળતા આવ્યા. અટુવાએ ઘર તેજ હતું એમ કહી, અદર આવકાર દઈ બોલાવ્યા અને મધ તથા દૂધ તેમની તરસ છિપાવા આપ્યાં.

તેઓ તે પી રહ્યા કે એક ખોજાએ પૂછ્યું, કે "જે છોકરો પારણામાં રમે છે, તેજ "આમન" પુજારીનો છે?" અટુવાએ હા કહી, ને તે આગળ જતાં સર્વના ઉપર રાજ્ય ચલાવશે, એવી ભવિષ્ય વાણીવિષે પણ ઇશારો કીધો.

તે સાંભળી પેલા યૂનાની હેવાનો હસ્યા, અને એકે તરવાર કાઢી જોતજોતામાં તે બાળકનું ડોકું કાપી નાખ્યું; અને પેલા ખોજાએ રાજાની મહોર છાપની મુદ્રિકા દેખાડી, ને પોતાને આ કામ કરવાનું ફરમાન હતું, એમ કહ્યું. એટલેથી સંતોષ ન પામતાં; તેઓ કહેતા ગયા કે "આમન" ને કહેજો કે હવે તેનો છોકરો માથા વગરનો રાજા થશે.

જતાં જતાં તેમની નજર મારા પર પડી. એકે ટીકા કીધી કે આ બાળકમાં બાદશાહી લોહી વિશેષ જોવામાં આવે છે. જે સાંભળી તેઓ થોડીવાર મારો પણ પ્રાણુ હરી લેવાના વિચારમાં પડ્યા પણ તેમને વગર કારણે ન્હાના બાળકનું ખૂન કરવું ગમ્યું નહિ હોય તેથી ચાલ્યા ગયા.

થોડીવાર પછી જ્યારે મુએલા બાળકનાં ખરાં માબાપ આવ્યાં ત્યારે તેમના ગુસ્સા તથા દિલગીરીનો પાર રહ્યો નહિ અને જો તેમનું ચાલત તો તેઓ "અટુવા" ને મારી નાખત અને મને પણ પેલા યૂનાનીઓને સ્વાધીન કરત. પણ તેટલામાં મારા પિતાજી આવ્યા અને તેમણે જ્યારે સર્વ વૃત્તાંત જાણ્યો, ત્યારે તે બાળકના માબાપને પકડાવી મંદિરમાં કોઈ ન જાણે તેવે ઠેકાણે સંતાડી દીધાં.

પણ આજે હું એવું ઇચ્છું છું કે તે સિપાઇઓને હાથ પેલા નિર્દોષ બાળકને બદલે મારો પ્રાણુ ગયો હોત તો સારું થાત.

ત્યાર પછી લોકોને એવું જણાવવામાં આવ્યું કે "આમને" પોતાના પુત્રના મરી જવાથી મને દત્તક લીધો છે.

---

## પ્રકરણ ૨ જું.

### હર્મેચિસની સ્વચ્છંદતા, સિંહનો શિકાર; અને વૃદ્ધ સ્ત્રી અટુવાએ આપેલા સમાચાર.

ત્યાર પછી "ટાલેમી" રાજાએ અમને વિશેષ દુઃખ દીધું નહિ અને જેને માટે એવું ભવિષ્ય બંધાયું હતું કે, તે "ફેરો" થશે તેને શોધી કહાડવા ફરીથી મારા મોકલ્યા નહિ. કારણ કે, જ્યારે રાજા એલેકઝાન્ડ્રીઆના આરસના મહેલમાં સાઇપ્રીઅન દારુ પી ચકચૂર થઈ, સ્ત્રીઓની સોબતમાં વાંસળી વગાડતો મોજ કરતો હતો, ત્યારે પેલો ખોજાસરા મારા દૂધભાઇનું માથું લઈ જઈ પહોંચ્યો. રાજાના હુકમથી તે માથું વાળથી પકડી ઉભો રહ્યો, તે જોઈ રાજા હસવા લાગ્યો, અને પોતાના જોડા કહાડી તેના ગાલપર મારી, એક સ્ત્રીને તેના માથાપર ફૂલનો રાજતાજ મૂકવા ફરમાવ્યું અને પોતે ઘુટણીએ પડી, તે બાળકના માથાની ચેષ્ટા કરવા લાગ્યો. પણ એક સ્ત્રી કે જે તીખા શબ્દ બોલી તાણા મારવામાં બહુ ચાલાક હતી તે બોલી કે "રાજા તું ઘુટણીએ પડ્યો એ બરાબર કીધું; કારણ કે, તે બાળક ખરેખરજ રાજા છે, એટલું જ નહિ પણ મહારાજા છે, અને તેનું નામ "ઓસીરીસ" છે અને એનું તખ્ત "મોત" છે."

વહેમી રાજાને આ શબ્દો વિષ જેવા થઈ પડ્યા. તે ધ્રૂજવા લાગ્યો. પોતે પાપી હોવાથી, "આમેન્ટી" નરકથી બહુ ડરતો હતો, તેથી તેણે તે સ્ત્રીને આવા અપશકુનદર્શક શબ્દો બોલવા માટે મારી નાખવાનો હુકમ કીધો, અને બોલ્યો કે "જે રાજાને માટે તેણે ઇશારો કર્યો, તેને જ પૂજવા તેને મોકલી દો!" ત્યાર પછી બીજી સ્ત્રીઓને રુખસત આપી પોતે ઉદાસીમાં ગરકાવ થઈ ગયો.

આ બનાવ પછી કેટલાંક વર્ષો વીતી ગયાં, અને તે વર્ષોમાં જે બનાવ મિસરમાં બન્યા, તે વિષે હું કહેવા માગતો નથી. કારણ કે વખત થોડો હોવાથી મારા સંબંધીજ વિશેષ લખીશ.

મને મારા પુરાતન પૂર્વજો તથા દેવો વિષે મારી ઉમર યોગ્ય શિક્ષણ મારા પિતા અને મારા શિક્ષકો આપતા હતા.

મારો બાંધો મજબૂત હતો અને મારું શરીર ખુબસુરત હતું, મારા વાળ "નાઊટ" દેવના જેવા કાળા હતા, મારી આંખો આસમાની કમળના રંગની હતી, અને મારી ચામડી સંગેમરમરના સ્વચ્છ પથ્થરના રંગની સ્વચ્છ હતી.

મારા શરીરમાં આજ ઘણો ફેરફાર થઈ ગયો છે. તેથી એ વિષે શરમ મૂકી લખું છું. "અબૉથિસ્" શહેરમાં મારી સાથે કુસ્તી લડી શકે એવો જોરાવર કોઈ છોકરો નહોતો.

ગોફણ મારવામાં કે ભાલો ફેંકવામાં મારો હરીફ કોઈ ન હોતો અને સિંહનો શિકાર કરવાની મને બહુ ઉત્કંઠા હતી; પણ જેને હું પિતા તરીકે ગણતો હતો, તેણે એવા જોખમમાં મારી જિંદગી નાખવા જેવી નથી, એમ કહી મને વાર્યો, પણ મારી જિંદગી અમૂલ્ય છે, આ બોલનો ભરમ જાણવા મેં જ્યારે વિનતિ કરી, ત્યારે મારા વૃદ્ધ પિતા ગુસ્સે થયા અને કહ્યું કે "વખત આવે દેવો સર્વ ભરમ ભાંગશે." અબૌથિસ્ શહેરમાં મારી ઉમરના કેટલાક છોકરાએ પોતાના પિતાના ઢોરોને એક સિંહ મારીને બચાવ્યા હતા. હું ફક્ત શિયાળનો જ શિકાર કરતો હતો, અને તેથી બીજા છોકરાઓ હું બીકણ છું એમ કહી મારી મશ્કરી કરતા હતા. તેથી મારા પિતાનાં ઉપલાં વાક્યો મને કડવાં ઝેર જેવાં લાગ્યાં. મારી ઉમર આ વખતે સત્તર વર્ષની થઈ હતી.

વિચાર વમળમાં હું પડી જતો હતો, તેટલામાં જ જે યુવાન છોકરાએ સિંહનો શિકાર કીધો હતો, તે મને મળ્યો, શહેરથી થોડે દૂર એક મોટો સિંહ જોવામાં આવ્યાના સમાચાર તેણે મને જણાવ્યા અને વળી મારી

ટેકડી કરી બોલ્યો કે;–"તે આવેલા સિંહનો શિકાર કરવા મારી સાથ આવવું છે કે સ્ત્રીઓમાં બેસી ગપાટા હાંકવા છે અને પટીઆં પાડ્યા કરવાં છે?"

મારા પિતાના વાક્યો તો હજી હું ભૂલી નહોતો ગયો તેટલામાં આ વાક્યો, અને તે વળી મારા કરતાં કમતાકાત મગરૂર યુવાનને મોઢેથી સાંભળ્યાં, એટલે મારી ધીરજ રહી નહિ, હું તેની સાથે જ મરાઇ પડવાનો વિચાર કરતો હતો પણ તેમ ન કરતાં કહ્યું કે જો તે એકલો આવે તો હું તેની સાથે જઇ દેખાડું કે, બીકણુ કોણ છે. આ વખતે મારા પિતાની શીખામણને હું ભૂલી ગયો.

અમારો રિવાજ હમેશાં ટોળે મળી સિંહનો શિકાર કરવાનો હતો એટલે પહેલાં તો તે યુવાન અચકાયો; પણ જ્યારે તેની સામી મશ્કરી કરી; ત્યારે તે તરત દોડી એક તીરકામઠું અને એક ધારવાળો છરો લઈ આવ્યો. હું પણ મારાં સુંદર તીરકામઠાં લઇ આવ્યો, અને અમો બન્ને સાથે નીકળી પડ્યા.

નહેરના કિનારાપર બરુની ઘાટી ઝાડીમાં સિંહ પડેલો હતો. અમો તે જગ્યાએ આવ્યા ત્યારે સૂર્યાસ્તનો સમય થયો હતો.

હું બોલ્યો "ઓ ગર્વિષ્ટ, હવે તું પહેલ કરે છે કે હું જ આગળ જાઉં?" એમ બોલી હું આગળ વધ્યો.

તે બોલ્યો "એવી મૂર્ખાઈ મૂકીદે. તે પ્રાણી એક જ ફલંગ મારી તને ચીરી નાખશે. જો, હું એનો ઝાડીમાં જ અંત આણું છું, કદાચિત્ તે નિદ્રાવશ હશે" એમ કહી તેણે કામઠું ખેંચ્યું.

એક પળમાં તો જેમ ઘેરાયલા વાદળમાંથી વીજળી ચમકે, તેમ તે પ્રાણી અમારી નજર આગળ પોતાની પીળી આંખો કહાડતો, અને વાળ હલાવતો આવી ઉભો, તીર તેની બાજુમાં વાગ્યું જેથી તે ભયંકર ચીસ પાડતો હતો.

હું બૂમ પાડી ઉઠયો "જલદી તીર તાક અને તે ફલંગ મારે ત્યાર પહેલાં તેનો અંત આણુ."

પણ તે ગર્વિષ્ટ નાહિંમત દેખાયો; તેનું મોઢું ફિક્કું પડી ગયું, અને એક ચીસ પાડી તે ભાગ્યો.

હું પણ ગભરાયો, પણ નાસી ગયો નહિ; તેટલામાં તો સિંહ જરા વાંકો વળી, મને કૂદાવી ફલંગ મારી પેલા યુવાન ભણી કૂદ્યો. બીજી ફલંગે તેને પકડી પાડ્યો, અને જેમ ઇંડુ ભોંય પર પડી ભાંગી જાય, તેમ તેના માથામાં પોતાનો પંજો મારી ચૂરા કર્યાં. તે યુવાન મોતને શરણુ થઇ પડ્યો અને

સિંહ ગર્જના કરી ત્યાં ઉભો રહ્યો. હવે જાણે ઘેલો થઈ ગયો હોઉં તેમ બૂમ મારી મેં મારો ભાલો ઉગામ્યો. મારો ભાલો ઉગામેલો જોઈ, તે સિંહ પોતાના પાછલા પગે મારાપર હુમલો કરવા ઉભો થયો, તેનું માથું મારા ઉપર આવી રહ્યું, અને તે મને તેનો પંજો મારવા જાય તેટલામાં મારા સઘળા જોરથી મારો ભાલો મેં તેના ગળામાં ઘોંચી દીધો જેથી દુઃખથી તે જરા હટ્યો અને તેના પંજાએ મને ઝાઝી ઇજા કીધી નહિ, ફક્ત તેના નખ મને લાગ્યા અને ચામડી ઉતરી ગઈ. તે પોતાની પીઠ પર પડ્યો, અને બેવાર પોતાના ગળામાંથી ભાલો કહાડવાના ઇરાદાથી માણસની ઉંચાઇ જેટલા કૂદકા માર્યાં, ત્રાસ ઉપજાવે તેમ બેવાર તે નિષ્ફળ થઈ પડ્યા, લોહી વહેવાથી હવે તેનું જોર કમી થયું; અને ચીચીઆરી પાડી, આ દુનિયા છોડી ગયો! હું આટલી વાર ઉભોઉભો ધ્રૂજ્યા કરતો હતો.

જેણે મને થોડા જ વખત પહેલાં મહેણાં માર્યાં હતાં, તેના અને સિંહના મડદાંને હું ટગર ટગર જોઈ રહ્યો હતો, તેટલામાં એક સ્ત્રી દોડતી દોડતી મારી તરફ આવી, પોતાના પૌત્ર જે પોતાના જ શરીરનો ભાગ અંશ કહેવાય તેના જાનની જે સ્ત્રીએ મારા જાનને ખાતર દરકાર કીધી ન હોતી અને જે વાત હું હજી લગણુ જાણતો ન હોતો, તેજ સ્ત્રી અટુવા આ હતી. તે ઝાડપાલાના ગુણવિષે ઘણું સારું જ્ઞાન ધરાવતી હતી, અને તેજ એકઠાં કરવામાં રોકાઈ હતી. સિંહો ઘણું કરી જંગલમાં જ ફરે છે, અને આવી રીતે ખેતરમાં ક્વચિત્ જ આવે છે. તેથી તે સ્ત્રી નિર્ભયપણે ત્યાં ફરતી હતી. તેણે મારું કાર્ય સઘળું દૂરથી જોયું હતું, એટલે મારી નજીક આવી મને "હર્મેચિસ" તરીકે ઓળખ્યો. ત્યારે તે એક રાજકુમારને માન આપે તે પ્રમાણે મને સલામ વગેરે કરી, મને રાજકુમાર, ત્રણ દેવીના પસંદ કરેલા કુમાર, ફેરેઓ, વગેરે મોટા નામોથી બોલાવવા લાગી.

બીકથી તે શુદ્ધ બુદ્ધ ભૂલી ગઈ હશે એમ ધારી હું બોલ્યો કે;–"શું એક સિંહને મારવો તે એવું મોટું પરાક્રમ છે કે આવા વિવેક વાક્યો મને તમો કહો છો? દુનિયામાં એવા ઘણાઓ છે કે જેમણે અનેક સિંહ માર્યાં છે. મારા જ ઘરમાં એક લેખ ટાંગેલો છે, તેમાં મારા પિતાના હાથે એક સિંહનો શિકાર થયા વિષે શું નથી લખ્યું? ત્યારે શા માટે આવા ઘેલા શબ્દો બોલો છો?"

સિંહ માર્યાં પછી એક યુવાન સભ્યતાવાળા માણસ તરીકે તે કાંઇ મોટું કામ નથી, એવું દેખાડવાને હું આ પ્રમાણે બોલ્યો; પણ તેની અસર

તેના મન ઉપર કાંઇ પણ થઇ નાહ–તેણે તો મને માન આપવાનું અને મોટી ઉપમા આપવાનું ચાલુજ રાખ્યું.

"ઓ રાજકુમાર, તારી માતા તારું ભવિષ્ય ખરું જ ભાખી ગઇ છે. ખરેખર જ તારા લોહીમાં "નેપ્થ" દેવનો અંશ છે. આ કાર્ય એક શકુન રૂપ છે, અને તેનો ભાવ નીચે પ્રમાણે છે;–પેલો સિંહ જે પડ્યો છે તે રોમના પાયતખ્ત શહેરમાં કરડી નજરે જોનારો ત્યાંનો મહારાજા છે. પેલો યુવાન તે "ટોલેમી" રાજા છે, જે એક બકરી જેવો આ ભૂમિ બથાવી બેઠો છે. મેસીડોનીઆના લશ્કર જોડે તું રોમના સિંહનો શિકાર કરવા જઇશ; પણ મેસીડોનીઆનો હિચકારો રાજા નાસી જશે, અને તું સિંહનો શિકાર કરી "અમ" ની આ ભૂમિને સ્વતંત્ર કરશે, ઓ રાજકુટુંબના વારસ, ઈશ્વરના કાનૂન પ્રમાણે ચાલી હમેશાં ધર્મમાં રહેજે. ઓ "ખેમી" ના હૈડાના હાર, સ્ત્રીની માયાથી ડરતો રહેજે, એટલે સર્વ સારું થશે! હું ગરીબ, દુઃખિયારી અને ગમગીનીથી પીડાયલી છું; છુપો ભરમ હતો તે મેં ફોડી પાપ કીધું છે, અને તેની શિક્ષા મને મળી છે. મારા પુત્રનો જાન તેથી જ ખોયો છે તે છતાં હજી આપણા દેશની વિદ્યા મારામાંથી ગઈ નથી. પરમ કૃપાળુ દેવો ગરીબની દાદ સાંભળ્યા વગર રહેતા નથી. હજી તો ગઇ રાતે જ મને "આઈસીસ દેવી" અહીં પાલા ભેગા કરવા અને તને આ વાતથી વાકેફ કરવા પ્રેરણા કરી ગઇ. અને ઓ ભાગ્યશાળી, મેં કહ્યું છે તેમ જો માયાને જીતશે તો મારા બોલે બોલ ખરા પડશે."

એમ કહી મને તે નહેરના કિનારા પર લઈ ગઈ. પાણી ઉંડાં પણ સ્વચ્છ આસમાની રંગનાં સ્થિર હતાં.

વળી તે બોલી કેઃ–"પાણીમાં તારી આકૃતિ જો, શું તારા મોઢાપર બાદશાહી નૂર નથી? શું તારી આંખોમાં રાજાને પણ ઝાંખા કરે એવું તેજ નથી? શું તારા શરીરનો બાંધો ઇશ્વરે રાજાના પોશાકને લાયક નથી બનાવ્યો?"

એકાએક તેણે પોતાનો અવાજ બદલી, વૃદ્ધપણાના ખોખરા અવાજે કહ્યું કે;–"નહિ નહિ, સિંહનાં નખોરીયાં ઝેરી છે–એક સાપના ડંખ જેવાં ઝેરી અને તેનો ઉપાય કરવો જ જોઇએ, રખે તે પાકે અને જીવતા સુધી તું સિંહ અને સાપ જ સ્વપ્નામાં જોયા કરે; અને વળી તને વેદના થાય તે જૂદી, પણ મારામાં તેનો ઉપચાર કરવા જેટલું ડહાપણ છે, તો જોકે ડહાપણમાં ગાંડપણનો આભાસ અને મૂર્ખાઇમાં બુદ્ધિનો આભાસ તો છે જ. હા! હા! હા! ફેરેઓ રાજા પણ આ બેને જૂદાં પાડી શકશે નહિ. હવે એક બિલાડીની

માફક ધ્રુસક્યા શું કરે છે? આવ આ પાલો તારા જખમ પર લગાડવા દે. છ દિવસમાં જાણે કંઇ થયું નથી, એમ રૂઝ આવી જશે. તે બળે છે તેની ફિકર ના કર. જે દેવોની પૂજા હાલ મંદ પડી ગઇ છે, તેના સોગંદ લઇ કહું છું કે, મને તું, આ દવા લગાડવા દે અને જો કે તારા શરીરપર આની એક પણ નિશાની રહેવા પામે છે?"

આસપાસ લોકો એકઠા થયા હતા, જેમના ઉપર મારી નજર અત્યાર સૂધી પડી ન હોતી તેમની સામું ફરી તે બોલી "ખરી વાત છે, મારા ભાઇઓ, હું મારી દવાની અસર બરાબર થાય તે મતલબથી મંત્ર ભણું છું. હા! હા! હા! મંત્ર જેવું શું અકસીર છે? જો તમે માનતા ન હોતો જ્યારે તમારી સ્ત્રી વન્ધ્યા હોય ત્યારે આવજો. ઓસીરીસના મંદિરના થાંભલા કોતર્યા કરતાં મારી પાસ આવજો, એકવીસ વર્ષના તાડના ઝાડને ફળ થાય તેમ તમારી સ્ત્રીઓને ફળવંત કરીશ. પણ તે વખતે તમારે શું મંત્ર ભણવો, તે ઉપર આધાર છે. હા, આખરે દરેક ચીજમાં તત્ત્વ મુખ્ય આધાર રૂપ છે."

આ સર્વ બડબડાટ ફટાકડાની જાણે લૂમ સળગાવી હોય તેમ થઈ રહ્યો હતો. તે સાંભળ્યા પછી હું સ્વમવશ તો નથી એમ આશંકા થવાથી મેં મારે મોઢે હાથ ફેરવ્યો. પણ તરત જ ઉંચી નજર કરતાં મારી નજરે એક બુઢીઓ પડ્યો, પળીઆં આવેલાં એવો આ માણસ ટોલેમીનો છુપો જાસૂસ હતો, અને અમારી હીલચાલ ઉપર બહુ દેખરેખ રાખતો. જે માણસે રાજાને મારો છુપો ભેદ કહી, પારણામાં જ મારા જીવને જોખમમાં નાખ્યો હતો તે આજ હતો. અટુવા આમ દીવાનાની માફક કેમ બડબડતી હતી તે હું હવે સમજ્યો.

તે ભેદુ બોલ્યો "તારા મંત્ર અજબ છે, તું ફેરો રાજા અને બેવડા તાજ વગેરે વિષે શું બોલી ન હોતી?"

"બેશક, તે પણ મંત્ર જ છે, પાઇપર રાજા જેને ઇશ્વર લાંબું આયુષ્ય આપો તેના કસમ સિવાય બીજા કસમ કયા વધારે પવિત્ર છે? તે જે બે રાજ્યના તાજ પહેરે છે, તેના કરતાં વધારે અમૂલ્ય વસ્તુ કઈ છે? પણ તું ક્યાં અજાણ્યો છે; વારુ ત્યારે મને કહેની કે રાજાનો પેલો ઝભો જે મિથ્રી-ડેટીસ કોસકને લઈ ગયો તે પાછો તેણે આપ્યો, "પોમ્પે" એ તે ઝભો પેહેર્યો હતો, નહિ વારુ? પોમ્પે એલેકઝાન્ડરનો ઝભો પેહેરે?

સિંહનો વેશ એક નીચ કૂતરો લે? હા! હા! અને આપણે શું સિંહની વાત નથી કરતાં કે? જો જો આ છોકરાએ પોતાના ભાલાથી પેલા સિંહનો

જાન લીધો. અને તમે અહીંના રહેવાસી એ જોઇને ખુશી થશો. શું વિકાળ સિંહ છે! એના દાંત અને પંજા તો જુઓ. કેવા ભયાનક! મારા જેવીને બીકથી ગાંડી કરવા તે બસ છે! અને પેલો બિચારો યુવાન એક કલાક પહેલાં તો આપણી માફક હરતો ફરતો હતો. એને પેલા મસાલા ભરી મમ્મી બનાવનારને ત્યાં લઈ જાઓ, ૭૦ દિવસ એને સુગંધી અરકમાં રાખવો બસ છે. હાય! મારી જીભ ક્યારની બકબકાટ કરી રહી છે અને રાત તો પડી. આવો, શું તમો આ છોકરાનું મડદું નથી લઈ જતા? લઇ જાઓ અને તે સિંહનું મડદું પણ લઇ જાઓ. મારા પુત્ર, તું આ પાલા તારા જખમપર રાખજે—મારા વ્હાલા તને વડા ધર્માધ્યક્ષે દત્તક લીધો, તે બહુ પ્રિય કીધું. ટોલેમી રાજા જેનું "ઓસીરીસ" દેવી કલ્યાણ કરે, તેણે જ્યારે તેના બાળકનો જાન લીધો ત્યારે તું આવા કુટુંબમાં રહેવા પામ્યો. મારી ખાત્રી છે કે તેનો ખરો છોકરો આવું પરાક્રમ કદી કરી શકે તેમ નહોતું, સાધારણ મનુષ્ય જ ખરેખર મોટા છે. બાકી મોટા એટલા તો ખોટા જ."

પેલો ભેદુ આ સાંભળી ઠગાયો, અને બોલ્યો, "તું ઘણું જાણે છે અને બહુ બડબડ કરે છે. ખરે તે છોકરો પરાક્રમી જ દીસે છે. એ માણસો, તમે આ મડદાને અઓથિસ્ લઇ જાઓ, અને હું આ સિંહની ચામડી ઉતારીશ, છોકરા એ ચામડું તને આપીશ. પણ યાદ રાખજે કે તેં મૂર્ખાઇ કીધી છે. બરાબરીઆ સાથે બાથ ભીડવી."

હું તો વિસ્મય થતો ઘર તરફ ચાલ્યો.

## પ્રકરણ ૩ જું.

### એમના મહાતનો ઠપકો; હર્મેચિસૂની પ્રાર્થના; અને પવિત્ર દેવતાઓની સાંકેતિક સૂચના.

થોડા વખત સુધી અટુવાના પાલા બહુ બળ્યા પણ પછી ઠંડક વળી અને ખરેખર તે જાદુઇ ઇલાજ હતો. બે દિવસમાં તો મારો જખમ રૂઝાઇ ચામડી મળી પણ ગઇ.

હવે મને વિચાર થયો કે મારા ધર્મના પિતા આમન જેમને હજી હું મારા પિતા તરીકે જાણતો નહોતો, તેમનો હુકમ તોડવામાં મેં મૂર્ખાઇ કીધી હતી. એવું કહેવાતું હતું, કે તેનો પોતાનો છોકરો મરી ગયા પછી, તેમણે મને પોતાના વારસ તરીકે દત્તક લીધો હતો તેથી એ વૃદ્ધ વડિલથી હું ઘણો ડરતો હતો. એમનો મિજાજ જાય ત્યારે જ સખ્તાઇ વાપરતા હતા અને હમેશાં ધીમા ડહાપણ ભરેલા શબ્દ જ ઉચ્ચારતા, તે છતાં મેં મારો ગુન્હો કબૂલ કરવાનો

અને જે શિક્ષા કરે તે ખમવાનો નિશ્ચય કીધો. તેથી લોહીવાળો ભાલો જ લઇ અને લોહીવાળા કપડાંએ જ મંદિરનો ચોક વટાવી જ્યાં, તે વડો ધર્માધ્યક્ષ ગુરુ પોતાનો વખત ગાળતો હતો, ત્યાં ગયો. આ ઓરડો મોટો છે. દેવદેવીઓની મૂર્તિઓ તેની ચારે દીવાલો પર કોતરેલી છે. સૂર્યનાં કિરણો પ્રવેશ થવાને છાપરામાં ફક્ત એક બારી છે. ભાન ભૂલાવી અચંબામાં નાખે એવી એની સ્થિતિ હતી.

હું ઉભો ઉભો ટગર ટગર જોઈ રહ્યો છું, તેણે આંખ ઉઘાડી માથું ફેરવ્યું નથી. મારી તરફ નજર કરી નથી છતાં તેણે નીચે પ્રમાણે બોલવું શરુ કીધું;-

"મારા પુત્ર, આજ તેં કેમ મારો હુકમ તોડ્યો? તને ના કહેવા છતાં તું સિંહનો શિકાર કરવા કેમ ગયો?"

મેં બીકથી પૂછ્યું "મારા પિતાજી, તમે તે વિશે શીરીતે જાણ્યું?"

"મેં કેમ જાણ્યું? શું ઇંદ્રિયદ્વાર સિવાય જોવાની બીજી વિદ્યા નથી? અજ્ઞાન બાળક, જ્યારે સિંહ તારા સોબતી ઉપર કુદ્યો, ત્યારે તારામાં શું મારા આત્માની પ્રેરણા નહોતી? જ્યારે તે સિંહના ગળામાં તેં તારો ભાલો ખોસ્યો, ત્યારે તારું રક્ષણ કરનાર તારી શક્તિઓની પ્રાર્થના શું મેં નહોતી કીધી? પણ તું ત્યાં ગયો કેમ?"

મેં જવાબ દીધો "પેલા ગર્વિષ્ટે મને મ્હેણું માર્યું ને હું ગયો."

"હા હું જાણુછુ, હર્મેચિસ, તારા જુસ્સાને લીધે જ તને ક્ષમા કરુંછું, પણ હવે ધ્યાન દઇ સાંભળ અને જેમ "સીરસ" ગ્રહ હોય છે, ત્યારે નાઇલ નદીનું પાણી ઉની સુકી રેતી જેમ એકદમ પી જાય છે, તેમ મારા શબ્દનું પાન કરી તારા મગજમાં ઉતાર. સાંભળ, તે ગર્વિષ્ટને તારું ડહાપણ જોવા મોકલ્યો હતો અને તારી બુદ્ધિની કસોટી કરવાને તે આવ્યો હતો. તે જોયું તેમ તું ફસાયો. તે કારણથી તારા નસીબનો સિતારો દૂર ગયો છે. જો તું હોશિઆર રહી ફસાયો ન હોતતો હમણાંજ તારે માટે માર્ગ ખુલ્લો થાત, પણ તું ફસ્યો તેથી વિલંબ લાગશે."

"હું આપનું કહેવું સમજતો નથી પિતાજી."

"મારા પુત્ર, તને અટુવાએ નહેરને કિનારે શું કહ્યું."

મેં જવાબ દીધો. "હું તે કેમ માનું? તે તો ઘેલી છે. સર્વ લોક તેને ઘેલી કહે છે."

મારી તરફ પહેલી જ વાર નજર કરી મારો પિતા બોલ્યો. "મારા પુત્ર! મારા બાળક તારી ભૂલ છે. તે ગાંડી નથી. તે ખરું બોલી છે. તે પોતે

નથી બોલી પણ દૈવી પ્રેરણાથી બોલી છે, અને તે સત્ય જ છે. અટુવા એક પવિત્ર સિદ્ધ છે. હવે મિસરના દેવોએ તારે માટે જે ભવિષ્ય બાંધ્યું છે, તે સાંભળ, અને જો માયામાં જરા પણ લપટાયો તો અફસોસ! તું મારો દત્તક પુત્ર નથી પણ આ અટુવાથી બચેલો મારો જ પુત્ર છે, તેથી પણ વિશેષ એ છે કે તારા અને મારામાં જ ફક્ત મિસરનું રાજ્યલોહી ફરે છે. મિસરમાંથી "નેક્તનેલ" ઇરાનીઓએ જેને હાંકી કહાડ્યો તેના વંશના આપણે જ હૈયાત છઇએ. ઈરાની આવ્યા તેવા ગયા, મૅસીડોનીઅનની પણ તેમ જ અવસ્થા થઇ અને હવે "લેજીડી" આ "ખેમ" નું રાજ બથાવી બેઠા છે અને દેવ દેવસ્થાનને અપમાન કરે છે. અને હવે ધ્યાન રાખ કે "ટોલેમી" તને મારી નાખવા મારા મોકલનાર મરી ગયો છે. અને પેલા હીજડા પોથીનસે રાજાના વસિયતનામાને માન ન આપતાં ન્હાના ટોલેમી બાળકને રાજ્યાસન પર બેસાડ્યો છે. તેની બ્હેન, ખુબસુરત પણ ક્રૂર કલીઓપેટ્રા સીરીઆ ભાગી ગઈ છે. અને ત્યાં લશ્કર એકઠું કરી ચ્હડાઈ કરશે, કારણ રાજા બેઉ ભાઈ બેનને રાજ્ય વારસામાં આપી ગયો છે.

"વળી સાંભળ કે રોમનો બાદશાહ એક ગીધની માફક મિસરનો ભક્ષ કરવા તલપી રહ્યો છે. વળી મિસરની સઘળી રૈયત આ પરદેશી રાજાથી કંટાળી છે. ઇરાનના નામને ધિક્કારે છે. અલેકઝાન્ડ્રીઆ શહેરમાં મૅસીડોનીઆના લોક તરીકે ઓળખાવવાને તેઓ નારાજ છે. યુનાની રાજ્ય નીચે અને રોમનના આશરા તળે તેઓ કંટાળેલા છે.

"શું આપણા પર જુલમ નથી થયો? આપણા બાળકોનાં ખૂન શું નથી થયાં? આપણી દોલત શું લુટાઇ નથી? દેવસ્થાનોને જે આશ્રય મળતો, તે શું બંધ નથી થયો? યૂનાની ઠગો પુરાતન ધર્મને અપમાન લગાડી સીરેપીસ નામના નવા દેવને શું નથી પૂજતા! શું સ્વતંત્રતા મિસરને જોઇતી નથી? નહિ! નહિ! એ સર્વને માટે તું મુકરર થયેલો છે. આલુથી, અબૈથિસ સુધી તારું નામ સર્વ ઠેકાણે અત્યારથી જાણીતું થયું છે. તું હજી આવા જોખમને માટે બહુ કોમળ છોડ છે—આજે જ તારી પરીક્ષા થઇ છે.

"હુર્મેચિસ જે ઈશ્વર ભક્તિમાં લીન થવા ઇચ્છતો હોય તેને જગતની માયા—ફાની સુખદુઃખની અસર થવી જોઇએ નહિ. મ્હેણાંથી કે લોભથી તે ડગવો ન જોઇએ. તારું કામ ઉત્કૃષ્ટ છે. જો તું આજથી શીખશે નહિ તો જરૂર ભૂલશે. અને પછી સર્વ દેવના શાપથી તું શી રીતે છુટશે? તારે જાણવું જોઇએ કે દેવો જો કે અમર છે, તો પણ, દુનિયાના ગુણ કુદરતી નિયમ પ્રમાણે, જેમ લડવૈયો તરવારને આધીન છે, તેમ તેઓ

માણુસ રૂપી હથીયારને આધીન છે, તેથી તું મન અને તન પવિત્ર રાખ. તારે દૈવી કામ કરવું છે. માટે દેવોના જેવા આચાર વિચાર શીખ. એટલું કર. અને હર્મેચિસ્, અમર થા! આડે રસ્તે જા અને નરકમાં પડ!

"કાલે હું તને કાગળો આપી "અનુ" મોકલીશ. ત્યાંના પવિત્ર પીરેમીડની છાયા તળે રહી પુરાતન વિદ્યાઓ થોડા વર્ષ રહી શીખ તેટલામાં હું અહીં રહી "મેસીડોનીઅન" મચ્છરને પકડવાને જાળ તૈયાર કરૂં છું. મારો કાળ હજી દૂર છે.

"અહીં આવ, મારા પુત્ર, મને કપાળે ચુમીકર, તું આખા મિસરના સુખનું આશારૂપી ફળ છે."

નજીક જઇ મેં ધ્રૂજતાં ધ્રૂજતાં ચુમી લીધી અને કહ્યું કે, "જો હું આડો માર્ગ લઉં, તો તમે જે સર્વ કહ્યું છે તેથી પણ વધારે શિક્ષાને પાત્ર થાઉં!"

તે બોલ્યો "મને આ વાત ના કહે પણ જેમની ઇચ્છાનુસાર હું વર્તું છું તેની આગળ બોલ. જા અને મારા બોલો સંભારી મનમાં ઠસાવ. અનુભવ લે અને ડહાપણ શીખ. તને કોઇ નુકસાન કરી શકે એમ છે નહિ. માટે ડરતો ના. તારી રક્ષા દેવ કરે છે પણ તારૂં બગાડવાવાળો તું જ છે. માટે તું પોતાથી જ ડરજે. જા મેં જે કહેવાનું હતું તે કહ્યું છે."

પછી હું ત્યાંથી ગયો, મારું હૈયું આ વાતોથી ઉભરાઇ ગયું હતું. રાત શાંત હતી અને ચોકમાં કોઈ જતું આવતું નજરે પડતું નહોતું. હું ઉતાવળથી ત્યાંથી ગયો અને બહારના દરવાજા આગળ ઉંચી અગાસી તરફ ગયો. આ એકાંતવાસ હોવાથી અગાસીનાં બસો પગથીયાં ચઢ્યો; જાણે તેથી સ્વર્ગમાં મારી પ્રાર્થના જલદી સંભળાય. અગાસીની દીવાલની આસપાસ નજર કરી. અરબસ્તાનની ટેકરી પાછળથી ચંદ્રમાની લાલાશ અને નીચેની તેજસ્વી કોર દેખાવા માંડી. ચંદ્રનાં કિરણો હું જ્યાં જતો હતો ત્યાં પડ્યાં હતાં. આસપાસનાં દેવાલયો અને કોતરેલી મૂર્તિઓ ચાંદનીમાં શાંત સ્પષ્ટ દેખાતી હતી. આઇસીસ દેવીનો આ સ્વર્ગનો દીવો જેમ ઉંચો આવતો ગયો તેમ તેનાં શાંત કિરણો આસપાસની ખંડાયેલી જમીન કે જે કાપણીનો વખત આવવાથી સફેદાઈ મારતી હતી, તેને દીપાવવા લાગ્યાં. આસ્તે આસ્તે ચાંદની વધી અને ખીણોમાં થઈ ખેમની માતા સિહોર નદી સમુદ્ર તરફ વહે છે ત્યાં પથરાઈ.

ચળકતાં કિરણો પાણીને ભેટી ચુમી લે છે, અને પાણી વિવેકથી હસિત મુખારવિંદ કરી જવાબ વાળે છે. પહાડ, ખીણ, નદી, દેવાલયો, શહેર

અને મેદાનમાં જગેજગ ચંદ્રમાનો પૂર્ણ પ્રકાશ જણાવા લાગ્યો. આઇસીસ દેવી હવે જાગૃત થઇ હતી, અને તેનો સફેદ ચળકતો ઝભ્ભો ભૂમિ માતાની છાતી પર પથરાઇ રહ્યો હતો. શોભાનો પાર નહોતો. સ્વપ્ન જેવી સુંદરતા અને પરમશાંતિ મગજને પ્રફુલ્લિત કરતી હતી.

દેવાલયો આ સમયે વધારે ધ્યાન ખેંચતાં હતાં. આ અમર તીર્થો કે માત્ર જેમને જ કાળ છેડી શકતો નથી, તેમની મહત્તાનું તે વખતે મને ખરેખરું ભાન આવ્યું.

આ ભૂમિનો હું રાજા થવાનો છું. આ પૂજ્યસ્થાનો મારે પાળવાનાં છે; અને દેવોની ઉપાસના તથા કીર્તિ મારે વધારવાની છે. ટોલેમીને હાંકી કહાડી મિસરને સ્વતંત્ર કરવાનું કામ મારે માથે છે. મારા પૂર્વજોનું લોહી મારી રગોમાં દોડવા લાગ્યું. જેમ જેમ કીર્તિ મેળવવાના વિચાર મને આવતા ગયા તેમ તેમ મારું હૈયું ફૂલાતું ગયું. મારા હાથ મેં જોડ્યા, અને સર્વશક્તિમાન ઈશ્વર જેના નામોનો પાર નથી, અને જે અનેક રીતે પૂજાય છે, તેની પ્રાર્થના એક ચિત્તે કોઇપણ વાર નહિ અનુભવેલા એવા શાંત મને મેં કરી.

ઓમ દેવના દેવ, અનાદિ સત્યની મૂર્તિ, સર્વનાકારણ, સર્વશક્તિમાન સ્વયંભૂ, સર્વ વ્યાપક, જેની આજ્ઞા સર્વ દેવ માને છે તેને હું વિનતિ કરું છું કે;—

"ઓમ—ઓસીરીસદેવી, જગતકર્તા, કાળના અધિકારી, પશ્ચિમમાં રહેનાર, આમેન્ટીમાં સર્વોપરી મારી વિનતિ સાંભળો.

"ઓ, આઇસીસ, સર્વોપરીદેવી, માતા, હોરનીમાતા, ગૃહજનની; ભગુની ભાર્યા, મારી પ્રાર્થના સાંભળ. જો ખરેખર મને જ દેવોએ પોતાની ઇચ્છાનુસાર વર્તવાને ઠેરાવ્યો હોય; તો મને કંઈ હમણાં પ્રેરણા કરો. તમારો હાથ મારા તરફ લંબાવીને મને તમારી કીર્તિ દેખાડો. શ્રવણ કરો. ઓ દેવો શ્રવણ કરો."

આમ બોલી મેં ઘૂટણીએ પડી ઉંચે નજર કરી.

એકાએક ચંદ્રપર વાદળ છવાઈ ગયું. રાત અંધારી થઇ ગઇ, શાંતતા વધારે પથરાઇ, કૂતરા પણ ચૂપ થઈ ગયા અને અંતકાળની ગંભીરતા પથરાઇ. મારો આત્મા જાણે બ્રહ્માંડે ચઢ્યો અને મારાં રુવાં ઊભાં થયાં. ઓચીતી અગાસી હીલવા લાગી, પવન અથડાયો, અને મેં નીચલા ગેબી શબ્દ સાંભળ્યા.

"જો, અને સંજ્ઞા જો; ધીરજ રાખ. આ "હુર્મેચિસ!'

કોઈના હાથનો થંડો સ્પર્શ મારા હાથને લાગ્યો. તરતજ વાદળું વેરાઈ ગયું, પવન પડી ગયો, અગાસી હીલતી બંધ થઇ, અને જાણે કંઇ થયું ન હોય, એમ જણાયું. મારા હાથમાં એક ખીલતું પવિત્ર કમળ મેં જોયું, અંદરથી બહુ મીઠી સુગંધ પથરાઇ અને હું તેને જોઉછું તેટલામાં બીજો એક ચમત્કાર થયો!-કમળ જતું રહ્યું, અને હું મોટા અચંબામાં ગરકાવ થઇ ઉભો.

## પ્રકરણ ૪ થું.

### હુર્મેચિસનું પ્રયાણ, અને તેના મામા સેપાને મળવું; મહાધર્માધ્યક્ષ અનુ ઈસ રા, અનુમાં તેનું જીવન અને સેપાના શબ્દો.

સૂર્યોદય થતાં જ બીજે દિવસે તે મંદિરનો એક પૂજારી મને જગાડવા આવ્યો. અને મારા પિતાએ જે મુસાફરી માટે મને રાત્રે કહ્યું હતું તેને માટે તૈયારી કરવા કહી ગયો. વળી કહ્યું કે અનુ જવાને મને સોબત થાય છે. કેટલાક મેમ્ફીસના પુજારીઓ પોતામાંનો કોઈએક મરી ગયો હતો તેના શબને ઓસીરીસ દેવીના સમાધિ આગળ એક ગારમાં મૂકવા આવ્યા હતા અને તેમની સાથે મારે જવાનું હતું.

સાંઝે હું તૈયાર થઇ મારા પિતા પાસેથી કાગળ લઈ તેને ભેટી નીકળ્યો. સિહોરના કિનારે થઇ હમે હંકારી ગયા. સૂકાનીએ આગલા ભાગ ઉપર ઉભા રહી એક લાકડીવતી ખલાસીઓને બિલાડી ખેંચી લેવા તથા દોરડાં તાણી લઇ વહાણ ચલાવવા હુકમ આપ્યો. તેટલામાં વૃદ્ધ અટુવા હાથમાં ઝાડપાલાની ભરેલી ટોપલી લઇ ત્યાં આવી પૂગી અને મારી તરફ સારાં શકુનની નિશાની તરીકે એક ચંદનનો કટકો નાખ્યો. જે મેં ઘણાં વર્ષ સુધી સંગ્રહી રાખ્યો હતો.

અમને દક્ષિણનો પવન લાગ્યો. અમારી મુસાફરીમાં અમે રોજ કોઈ સગવડભરેલી જગ્યાએ મુકામ કરતા. આવી રીતે ૭ દિવસ આ ચમત્કારી નદીમાં કહાડ્યા. જન્મથી જ્યાં રહેલો, જે ચીજો નજર તળે રમી રહેલી, જે માણસોના સહવાસમાં મોટો થયો તે સર્વ છોડી નવા સમાગમમાં આવવાથી મને એટલી દિલગીરી લાગી કે ફક્ત શરમથી જ આંસુ અટકી રહ્યાં.

જો કે જે પુજારીઓ મારી સાથે હતા, તેઓ મારી સાથે માનપૂર્વક વર્તતા હતા અને નવીનવી ચીજો જે હું જોતો તે વિષે સમજ આપતા હતા.

સાતમે દિવસે સવારે અમે મેમ્ફીસ પહોંચ્યા. આ મોટા અદ્દભુત શહેરમાં હું ત્રણ દિવસ રહ્યો. ત્યાંના ધર્માધ્યક્ષોએ મારી સારી પરોણાગત કીધી અને ત્યાંની સુંદર જગ્યાઓ દેખાડી. અહીંઆં એપીસ દેવ કે જે મનુષ્યોમાં "ગોધા" તરીકે પૂજાવા પસંદ કરે છે તેનાં દર્શન કરવા મને ત્યાંનો વડો પુજારી અને બીજા બે પૂજારી લઈ ગયા. દેવનો રંગ કાળો હતો અને તેના કપાળમાં એક સફેદ સમચોરસ ચિન્હ હતું. તેની પીઠપર ગરુડનું સફેદ ચિન્હ હતું. તેની પૂછડીમાં બેવડા વાળ હતા. અને તેના બે સિગડા વચ્ચે શુદ્ધ સોનાની એક રકેબી ટાંગેલી હતી. હું ત્યાં ગયો અને પૂજા શરુ કીધી. બીજાઓ તેટલો વખત આતુરતાથી જોતા ઉભા રહ્યા. જે મંત્રમાં મને પ્રાર્થના કરવાની સૂચના થઈ હતી, તે મંત્ર હું ભણી રહ્યો કે, તે દેવ મારી આગળ ધૂંટણીએ પડ્યો. પછી તે વડો પૂજારી અને બીજાઓ અચરત થઈ કંઈ પણ બોલ્યા વગર મારી આગળ આવી, મને પગે પડ્યા. એ સિવાય ત્યાં મેં ઘણું જોયું જે હું અહીં જણાવી શકતો નથી.

ચોથે દહાડે મારા મામા સેપા જે અનુના વડા પૂજારી હતા, તેની પાસે મને લઈ ગયા. જેવા કેટલાક પૂજારી આવ્યા કે મેમ્ફીસના ધર્મગુરૂઓને પ્રણામ કરી અમો ગધેડાપર બેસી આગળ ચાલ્યા. રસ્તામાં કર લેનારના જુલમથી ગરીબાઈમાં આવેલાં ગામડાં નજરે પડ્યાં, તે વટાવી બે દિવસે અનુ પહોંચ્યા. વળી રસ્તામાં સ્ફીન્કસદેવની મૂર્તિથી થોડે દૂર આવેલા મોટા પ્રખ્યાત પીરેમીડો મેં પહેલીવાર જોયા. ગંજાવર કદ, તથા બાંધકામમાં વપરાયલા સફેદ અને રાતા પથરેઃ જોઈ મારી અજાયબીનો પાર રહ્યો નહિ. પણ આ વખતે તેમાંનો ત્રીજો પીરેમીડ કે જેમાં ધન સંતાડેલું છે, તે વિષે હું અજાણ્યો હતો. હું ઇચ્છું છું કે મેં એ ભેદને કોઈ દહાડો જાણ્યો ન હોત તો સારું. અનુ કોઈ મોટું શહેર નથી. તે ઉંચા ટેકરાપર આવેલું છે. અને આસપાસ સરોવરો છે. આ સરોવરમાં પાણી નહેરમાંથી આવે છે. શહેરની પાછળ "રા" દેવનું મંદિર છે.

દરવાજાની અગાસી આગળ અમો ઉતર્યા. અમને ઝરુખાની નીચે એક સાધારણ કદનો માણસ મળ્યો. આ માણસનો દેખાવ અમીરી હતો. તેનું માથું મૂંડેલું હતું. આંખો તારાના જેવા ચમકારા મારતી કાળી હતી.

એ તેના નાજુક શરીરના પ્રમાણમાં તેનો અવાજ મોટો હતો. તે બોલ્યો. "સબુર, કોણ છે, હું સેપા છું કે જેને દેવાલયનાં દ્વાર ઉઘાડવાનો અધિકાર છે."

"ઓ સેપા! હું અબૌથિસ્ શહેરના વડા ધર્મગુરુનો પુત્ર હર્મેચિસ છું."

તે મને ટગર ટગર માથાથી પગ સુધી જોઈ રહ્યો, અને બોલ્યો. "આવ મારા પુત્ર આવ." દરવાજાની પાસે અંદરના એક ઓરડામાં મને તે લઈ ગયો અને મારા કાગળ વાંચી એકાએક તે મારે ગળે બાઝીને ભેટ્યો.

"મારી બહેનના છોકરા, બેમની આશા, ભલે આવ્યો! મિસર દેશમાં જે વિદ્યાઓ હું એકલો જ જાણું છું, તે કોઇને પણ ભણાવવાને હું હમેશ દેવોની પ્રાર્થના કરૂં છું. આખરે મને દાદ મળી ખરી. થોડા જ એવા છે કે જેમને એ વિદ્યા શીખવી શકાય, પણ તારા નસીબ મોટાં છે."

તે મને ફરી ભેટયો, અને નાહી ધોઈ ખાવા કહ્યું અને બીજે દિવસે વધારે વાત કરશે, એવો ઇશારો કીધો, તે પ્રમાણે તેણે કીધું, પણ તે સર્વ જો લખું તો મિસરના કાગળ પણ ખૂટી જશે.

હમેશાં હું વહેલો ઉઠી દેવની પૂજા કરી વિદ્યાનું અધ્યયન કરતો. ધર્મક્રિયાઓ તેની સમજ, દેવોની ઉત્પત્તિ ને ઉપલી દુનિયાની ઉત્પત્તિ વિષે શીખ્યો. ગ્રહોની ગુહ્ય ગતિ, અને પૃથ્વીની તે ગ્રહોમાંની ગતિવિષે મને જ્ઞાન થયું. જાદુવિદ્યા તથા સ્વપ્ન સમજાવવાની વિદ્યા ને ઇશ્વરમાં લીન થવાની વિદ્યા શીખ્યો. ચિન્હોથી લખવાનો અને તેમના બહારના તથા અંદરના ભેદવિષેનો મને બોધ થયો. સારૂં શું નરસું શું તેના સનાતન નિયમો, તથા સૃષ્ટિ ઉત્પત્તિનો ભેદ શીખ્યો, વળી પીરેમીડના છુપા ભેદ મેં જાણ્યા, જે મેં જાણ્યા ન હોત એવું ઇચ્છું છું. વળી પુરાતન ઇતિહાસ, હોસસના રાજ્યથી તે આજ સુધીના રાજાઓના પરાક્રમનું જ્ઞાન લીધું, રાજખટપટ શીખ્યો, યૂનાનીદેશ તથા રોમના ઇતિહાસ મેં વાંચ્યા; તે ભાષાઓ બોલતાં પણ શીખ્યો.

પાંચ વર્ષ સુધી તનમન ઇશ્વરમાં પરોવી આ સર્વ શીખ્યો, અને કોઈ પણ રીતનું પાપ કીધા વગર બહુ શ્રમ કરી સર્વ વિદ્યામાં હું પ્રવીણ થયો.

વર્ષમાં બેત્રાર મારા પિતાના કાગળ આવતા અને તેના જવાબ વાળતી વખત મારી મહેનતનો છેડો આવ્યો છે કે નહિ તે વિષે પૂછાવતો. આવી રીતે મારા દિવસ જતા. હવે મને સંપુર્ણ જ્ઞાન થયું હતું અને ઉમરમાં આવ્યો, તેથી ત્યાં કંટાળો આવ્યો,—દુનિયામાં ઝીપલાવવાને હું તલપી રહ્યો હતો. વારંવાર મને વિચાર આવતા કે મારૂં ભવિષ્ય રખેને

સ્વમ જ હોય, રખે લોભી મનુષ્યની તે કલ્પના જ હોય હું, રાજવંશી હતો તે વિષે મારી ખાત્રી થઈ. છુપાં ચિન્હોમાં લખેલા એક પુરાતન લેખમાં મારી પૂરી વંશાવળી હતી. તે મારા મામાએ મને દેખાડી તેથી મારી ખાત્રી થઇ, પણ મિસર મારો વારસો જ ગુલામી ભોગવતો હતો ત્યારે મારૂં કુળ શા હિસાબમાં! મિસરને મેસીડોનીઅન રાજ્ય નીચે ગુલામી કરતાં એટલો કાળ વીત્યો હતો, કે રખે તે સ્વતંત્રતાને ભુલી ગયું હોય, એવી શંકા મારા મનમાં વારંવાર થયા કરતી.

વળી અગાસીપરની મારી પ્રાર્થના તથા તેનો જવાબ પણ સ્વમ તો નહિ હોય, એમ આશંકા થતી!

વિદ્યાભ્યાસથી નિવૃત્ત થઈ ત્યાંના મંદિરના એક પવિત્ર કુંજમાં એકવાર ફરતો ફરતો મારા મામાને મળ્યો, તે બોલ્યો;

"સબર, હર્મેચીસ, તું ઉદાસ કેમ દીસે છે? શું છેલ્લો સિદ્ધાંત ગુંચવાડા ભર્યો છે?"

"નહિ, મારા મામા, હું કંટાળેલો છું, પણ સિદ્ધાંતથી નહિ; તે તો સહેલો હતો, પણ આ એકાંતવાસથી હવે હું કંટાળ્યો છું; વિદ્યાનો બોજો અજમાયશ વગર ઘણો ભારે લાગે છે. જે વાપરી ન શકાય, તે એકઠું કર્યાથી શું થાય?"

"હા, તું અધીરો થયો છે. હમેશાં જવાનીના જુસ્સા એવા જ છે. તું દુનિયાનો સ્વાદ ચાખવા આતુર થઇ રહ્યો છે. કિનારાપરના મોજાની ગતિ જોઇ તું કંટાળ્યો છે. દરિયામાં પડી તેની સાથે જોર અજમાવવાની તારી ઇચ્છા થઈ છે; ત્યારે હર્મેચીસ તું જશે? માળામાંથી પક્ષી મોટાં થતાં ઉડી જાય છે, તેમ તું પણ કરીશ કે? ઠીક છે, જેવી તારી મરજી. વખત નજીક આવ્યો છે; મારી સર્વ વિદ્યા તને શીખવી છે અને ગુરુસે ચેલા બડા એવો તું હોશિયાર થયો છે."

એમ કહીને તે પોતાને મ્હોડે હાથ ફેરવવા લાગ્યો, મારા જવાના વિચારથી તેને દિલગીરી થઇ હતી.

મેં ખુશી થઇ પૂછ્યું. "હું હવે કયાં જાઉં? અબૌથિસ્‌ના દેવોના ભેદ શીખવા પાછો ત્યાં જાઉં?"

"હા, અબૌથિસ્, ત્યાંથી એલેકઝાન્ડ્રીઆ, અને ત્યાંથી તારા પૂર્વજોની ગાદીપર. હર્મેચીસ, સાંભળ, જ્યારે પેલા બોજાએ, ટોલેમીના વસીયત નામાનું અપમાન કરી કલીઓપેટ્રાના ભાઇને ગાદીએ બેસાડ્યો ત્યારે તે સીરીઆ ભાગી ગઇ, એની તો તને ખબર છે. તે ત્યાર પછી એક રાણીના

દબદબા સાથ મોટું લશ્કર લઇ પાછી આવી, અને પેલુસીઅમ આગળ પડાવ નાખ્યો, તેટલામાં મહાન્ સીઝર, ફારસેલીયાની ખૂનખાર લડાઈ જીત્યા બાદ પોમ્પેને પકડવા, અલેક્ઝાન્દ્રીઆમાં એક નાનું લશ્કર લઈ આવ્યો; પણ પોમ્પે કાવતરાંથી મરાયલો માલમ પડ્યો; અલેક્ઝાન્દ્રીયાના લોકો, આ બનાવથી ઉશ્કેરાયલા હતા, અને સીઝરના લશ્કરને કદાચ, મારી હાંકી મૂક્યું પણ હોત. ત્યાર પછી સીઝરે બાળ રાજા ટોલેમીને પકડ્યો, તેનું અને કલીઓપેટ્રાનું લશ્કર લડાઈ કરવા પહેલાં સીયમ આગળ તૈયાર થઈ રહ્યું હતું તેમને વિખરાઈ જવાનો હુકમ આપ્યો; પણ ટોલેમીના લશ્કરના સરદારે તે હુકમ માન્ય ન કરતાં, સીઝરને, અલેક્ઝાન્દ્રીયાના એક મહેલમાં હતો, ત્યાં આવી તરત ઘેરો ઘાલ્યો; આ વખતે કોણ મિસરમાં રાજ્ય કરશે, તે વિષે ભિન્ન ભિન્ન કલ્પનાઓ ચાલી રહી. પણ કલીઓપેટ્રાએ, પોતાનું નસીબ અજમાવવા એક સાહસ કીધું. તે એકલી, સિસિલીના એપોલોડોરસ નામના માણસ સાથે એલેક્ઝાન્દ્રીયા આવી, એપોલોડોરસે એક યુક્તિ રચી. કામળાના જેવાં ગરમ પણ કીમતી કપડાં ત્યાં બહુ વખણાતાં હતાં, તે મંગાવી તેમાં કલીઓપેટ્રાને વીંટાળી જાણે કપડાં જ મોકલતો હોય, તે પ્રમાણે યુક્તિ કરી સીઝર આગળ તે ગાંસડી ભેટ મોકલી. જ્યારે કપડાં મ્હેલમાં છોડી જોયાં, ત્યારે અંદરથી દુનિયામાંની સૌથી ખુબસૂરત તરુણ કન્યા નીકળી. કલીઓપેટ્રા એક પરી જ હતી. વળી તે ઘણી વિદ્વત્તાવાળી, અને ચતુર તથા બટક બોલીહતી. સીઝર મહાન્ સીઝર, વૃદ્ધ સીઝર, ડહાપણને ભૂલી ગયો, રંભાની કાંતિએ તેને અંધ બનાવ્યો, અને તે મોહજાળમાં ફસ્યો. હજારો લડાઇની કીર્તિને ગુમાવી બેઠો, અને પોતાના જાનને પણ જોખમમાં નાખ્યો.

હું તેટલામાં વચ્ચે બોલી ઉઠ્યો, "બેવકૂફ તે બેવકૂફ! તમે તેના એટલાં વખાણ કરી તેને મોટો કહો છો? સ્ત્રીના ફરેબમાં જે ફસે તેની દઢતા કયાં? તેનું ખરું મહત્ત્વ કયાં? સીઝર કે જેના બોલ ઝીલી લેવાને સારી જહાન તત્પર છે! જે સીઝરના હુકમથી, ચાળીસ સૈન્યોએ લડાઇમાં ઝીપલાવી કંઇક દેશોમાં ફેરફાર કરી નાખ્યા! થંડા મિજાજવાળો, દીર્ઘદષ્ટિ, સીઝર, શૂરો સીઝર, પાકા ફળની માફક સ્ત્રીના ખોળામાં તૂટી પડે, આ રોમનો લડવૈયો કયા કુળનો છે! ખરેખર ધિક્કાર છે એને!"

પણ સેપાએ તો મારા સામું જોયા કીધું, અને ડોકું ધૂણાવી બોલ્યો, "ઉન્મત્ત; ઉદ્ધત તથા આવાં મગરૂરીનાં વાકયો ન બોલ; તને ખબર નથી કે દરેક બખ્તરમાં સાંધાઓ અને નબળા ભાગ છે જ, અને જો કોઈ તરવાર તેવા ભાગને શોધી કહાડી જખમ કરે, તો તે પહેરનારના ભોગ

ફરી વળે છે! સ્ત્રીજાતિ અબળા છે; પણ મોહરૂપી બાણોના જોરથી સૃષ્ટિમાં અજિત જણાઈ છે. મનુષ્યરૂપ વહાણનું તે સુકાન છે. સ્ત્રીની માયાના અનેક રૂપાંતર છે, અને તે અનેક રીતે પોતાની શક્તિ વાપરે છે. નેત્ર કટાક્ષ અને હાવભાવ વગેરે અનેક હથિયારો તે ધરાવે છે. તે ચપળ, અને સહનશીલ છે. મનુષ્યના જુસ્સા ને સ્ત્રીના જુસ્સામાં ફેર છે; તે તેને કાબૂમાં રાખે છે, પાળેલા ઘોડાને, પોતાની મરજી માફક જેમ દોરી શકાય તેમ તેને દોરે છે, અને જેમ જરૂર પડે તેમ તેને દબાવે છે, ચમકાવે છે, કે છૂટો મૂકે છે, લશ્કરના સરદારનું ડહાપણ વાપરી, નજર પુગાડી, મનુષ્ય રૂપી કિલ્લાપર હલ્લો કરે છે, અને એવો મજબૂત કિલ્લો ભાગ્યે જ હશે, કે જે તેને તાબે ન થાય! શું જવાનીમાં તારી છાતી ધડકે છે? જો તેમ હશે તો સ્ત્રી તને જીતી શાંત કરશે, તેના હાવભાવથી તું કદી પણ કંટાળશે નહિ. એજ શું તારી લોભવૃત્તિ છે? જો તેમ હશે તો તારું મન મૂકી વાત કરવાને તે ફરજ પાડશે. અને તને કીર્ત્તિના માર્ગે ચહડાવશે; તું થાકેલો, કંટાળેલો હશે, તો તને તે ધીરજ, આશા અને સુખ આપશે. તને જો અપમાન મળ્યું હશે તો, કલ્પના રૂપી ઓપ ચહડાવી તને શાત્રુનું માન દેખાડશે. હર્મેચિસ, તેની શક્તિનો પાર નથી તેને દેવ અનેક રૂપે સહાયભૂત હોય એમ લાગે છે. તને ખબર પણ ન પડે તેમ તારી મારફત તે પોતાના અનેક છુપા મતલબો કહાડી લે છે આ પ્રમાણે સ્ત્રી સૃષ્ટિને વોરે છે. મોટી મોટી લડાઈઓનું કારણ સ્ત્રી છે.

"તેને માટે જ મનુષ્ય રાત્ર દિવસ પરિશ્રમ કરી સુખ સાધનો મેળવવા પાછળ મંડ્યો છે, તેને માટે અનેક સારાં નરસાં કામો તે કરે છે અને તેને ખાતર જે રસ્તે સુખ મળી શકે એમ નથી તે રસ્તે જાય છે. પણ તે છતાં પેલા સ્ફીંક્સ દેવની માફક તે શાંત બેસી હસે છે, તેના હસવાના ભાવને કોઈપણ સમજી શકતું નથી, તેના ભેદને કોઇ પારખી શકતું નથી. હર્મેચિસ, મસ્કરી ના કર! આ હાસ્ય નથી; હવામાં દુર્ગંધ હોય છે, તેના કરતાં જ્યારે કાંઈ પણ વાસ નથી આવતો, ત્યારે તે વધારે ઝેરી માલમ પડે છે, તેમજ સ્ત્રીની માયા ઓચિંતી અજાણ પણે મનુષ્યને વીંટાળી લે છે' અને તેનું ગળા સુધી ગળાયા પછી પણ તેને ભાગ્યે જ ભાન આવે છે, એથી, માયાને જીતનાર પુરુષ કોઈ ખરો મહનીય હોવો જોઇએ."

હું મોટેથી હસી પડી બોલ્યો, "મારા મામા સંપા, તમે ખરેખર એવી આતુરતાથી બોલો છો કે, તમને પણ આ મોહિનીના કારી ઘા સાલ્યા હોય, એવું કોઈ અનુમાન કરે. ગમે તેમ હોય, પણ હું સ્ત્રીની કપટી

માયાથી જરાએ ડરતો નથી. તેનો અનુભવ મને થયો નથી, તેમ જ તે મેળવવા ઇચ્છતો પણ નથી. હજી પણ મારા વિચાર પ્રમાણે સીઝરે મૂર્ખાઈ જ કીધી છે; સીઝરની જગ્યાએ જો હું હોત તો તે કપડાંની ગાંસડીને મહેલને પગથીએથી, ગબડાવી, બંદરના કાદવમાં નાખી, તેના કામાગ્નિને શાંત કરી નાખત."

સેપા મોટેથી બોલી ઉઠ્યો, "બસ! બસ! આવા ગર્વિષ્ટ વિચારો ભૂલભરેલા છે, તે ખરાબ શકુનને સૂચવે છે. ઓ દેવો! રખે આ મગરૂરની દઢતા ચળે એટલા માટે એના સહાયક થજો! ઓ અજ્ઞાની, તું જાણતો નથી, કે તારું અનુપમ સૌંદર્ય, બળ, ચાતુર્ય અને વિદ્યાશીલત્વ એ સર્વે ગુણોથી તું વધારે કીમતી ભોગ છે, તેથી તારે વધારે સાવચેત રહેવું જરૂરનું છે. આ આઇસિસ દેવીના પવિત્ર તીર્થ જેવી દુનિયા છે, એમ સમજી ભૂલાવો ખાઇશ નહિ! પણ ભલે તું ધારે છે, એમ થાય! પ્રાર્થના કર કે તારું કલેજું કદી પણ પીગળે નહિ, અને તું માન તથા સુખ મેળવી મિસર દેશને સ્વતંત્રતા બક્ષે. હવે હું તને જે વાત કહેતો હતો તે જ સાંભળ–તું જુએ છે કે, આ ઇતિહાસ મેં તને કહ્યો, તેમા પણ સ્ત્રીને જ હાથ બાજી ગઈ, સીઝરે દગાથી ટોલેમીને છોડ્યો પણ તો તેની સામે થયો, સીઝરે તેને હરાવ્યો અને તે ભાગતાં ભાગતાં કમોતે મરણ પામ્યો.

"હવે લડાઈ પૂરી થઈ, અને કલીઓપેટ્રાને સીઝરથી એક છોકરો થયો, તે છતાં તેને અને તેના ન્હાના ભાઇને, ગાદીએ બેસાડ્યા, અને તેના ન્હાના ભાઇને તેનો નામનો પતિ ઠરાવ્યો, અને કલીઓપેટ્રાની ફૂટડી બ્હેન, આરસીનોને સીઝર પોતાની સાથે રોમ લઇ ગયો. હવે તે મહાન્ સીઝરને પણ કાળ લઇ ગયો છે. અને મને ખબર મળી છે, કે કલીઓપેટ્રાએ પોતાના ભાઈ અને પતિ ન્હાના ટોલેમીને મારી નાખ્યો છે, અને પોતાના પુત્ર સીમેરીઅનને, વારસ ઠરાવ્યો છે. આ કામમાં તેને રોમન સરદારોની મદદ છે, એમ કહેવાય છે; પણ મિસરની રૈયત તેથી તેને બહુ ગુસ્સાની આંખથી જુએ છે, તેમનો જુસ્સો ઉકળી રહ્યો છે, દરેક શહેર તેનાથી પોતાને સ્વતંત્ર કરનારની રાહ જુએ છે. હુર્મેચિસ, તારી ફરજ આ છે, હવે તક બરાબર સંધાઇ છે, વખત નજીક આવ્યો છે, તું અબૌથિસ જા અને દૈવના છેલ્લા ભેદને જાણી લે, અને જેઓ આપણા કામના અગ્રેસર છે, તેમને મળ, તેમની સલાહ લે, અને હુર્મેચિસ, પછી તારા બુદ્ધિબળનો પરિચય કરાવ. રોમનો અને યુનાનીઓને

હાંકી કહાડ, એમની સાથે લડ, અને તારા દેવતાઈ પૂર્વજોની ગાદીએ બેસી સાથે રાજ્ય કર, રાજકુમાર ! તને ઈશ્વરે આ કાર્યને માટે જ જન્મ આપ્યો છે.”



## પ્રકરણ ૫ મું.

### હર્મેચિસનું અબૌથિસમા પાછું આવવું, ગુપ્તવિદ્યાનો વિકાસ; આઈસિસૂનો મંત્ર; અને એમના- મહાતની સૂચના.

બીજે દિવસે મારા મામાને ભેટી અબૌથિસ્ તરફ રવાને થયો. ત્યાં હું સહીસલામત પહોંચ્યો. પાંચ વર્ષ અને એક મહિનો પરદેશમાં રહી મારી જન્મભૂમિમાં આવ્યો, તે અરસામાં મારામાં ઘણો ફેરફાર થઇ ગયો. હું હવે ઉમ્મરમાં આવ્યો હતો, મારું મગજ હવે ખીલ્યું હતું, પુરાતન વિદ્યાઓ અને મનુષ્ય જિંદગીના જ્ઞાનથી હું તૃપ્ત થયો હતો. પાંચ વર્ષમાં અબૌથિસ્માં પણ ફેરફાર થયો હતો, મારા સ્નેહીઓમાંના કેટલાક આ દુનિયા છોડી ઓસીરીસ સાથે મળી ગયા હતા. ખેતરો વટાવી મંદિર આગળ આવ્યો કે, ત્યાંના લોકો અને પૂજારીઓ, મને સન્માન આપવા બહાર આવ્યા, તેઓમાં મેં વૃદ્ધ અટુવાને પણ જોઈ કે જે શકુન તરીકે મને સુખડ આપી ગઇ હતી, ત્યાર પછી મેં તેને તે દિવસ ફરીથી જોઇ; તેના કપાળે થોડી કરચલી વળી હતી, તે સિવાય તેનામાં વિશેષ ફેરફાર કાળે કીધો ન હોતો.

તે બોલી “લા! લા! લા! મારા લાડકા, તું આવ્યો ખરો! હવે વળી તું વિશેષ સુંદર લાગે છે! શો તારો દેખાવ છે! હવે મર્દાના વેશમાં આવ્યો. તારા ખભા અને ચહેરાનો ઘાટ, કેવો સુંદર છે! તને રમાડેલો અને લાડ લડાવેલા તેથી આજે મને વૃદ્ધાવસ્થામાં બહુ આનંદ લાગે છે, પણ તું જરા સુકાયેલો લાગે છે—ખરેખર ત્યાંના પૂજારીઓએ તને પૂરતું ખાવાનું આપ્યું હોય એવું લાગતું નથી ! એમ ભૂખમરો ન ભોગવ. ઈશ્વરને હાડપીંજર પસંદ નથી, અલેકઝાન્ડ્રીઆની કહેવત પ્રમાણે જેનાં પેટ ખાલી હોય છે, તેનાં મગજ પણ તેવાંજ હોય છે. પણ આ ખુશી થવાનો વખત છે, આનંદકાળ છે, અંદર આવ—અંદર આવ!” અને જેવો હું ઉતર્યો કે તરત તે મને ભેટી પડી.

હું તેને ખસેડી બોલી ઉઠયો, “મારા પિતાજી ક્યાં છે? હું અહીં કેમ તેમને જોતો નથી?” “તે સારી પેઠે છે, તું કાંઈ ફિકર ન કર, તારી વાટ

જોતા તે નામવંત પોતાના ઓરડામાં બેઠા છે. જા તું ત્યાં જા, ઓ અબૌથિસ! આનંદ! આનંદ!" અટુવાએ ઉદ્‌ગાર કાઢ્યા.

હું તરત ઝડપથી ત્યાં ગયો. આગળ જણાવી ગયો છું તે જ ઓરડામાં મારા પિતા હતા. વૃદ્ધાવસ્થાની અસર તેમનાપર ઘણી જણાતી હતી. હું પાસે ગયો, ઘુંટણીએ પડી હાથનું ચુંબન કીધું અને મને તેમણે આશીર્વાદ આપ્યા.

તેણે કહ્યું, "પુત્ર મારી તરફ નજર કર, મારી વૃદ્ધ આંખોને તારા તરફ ટીકવા દે અને તારી મનોવૃત્તિ મને જોવા દે."

તેણે થોડીવાર પછી પુનઃ કહ્યું "મારી શક્તિથી મને જણાય છે કે, તું પવિત્ર છે અને વિદ્વાન્ છે, હજી સુધી તેં મને ઠગ્યો નથી. મને જો કે તારા ગયાથી, ઘણું એકાંત લાગતું હતું, પણ તે છતાં તને મોકલ્યો, તે ઠીક થયું. હવે તારો વૃત્તાંત મને કહે. તારાં પત્રોમાં કાંઈ વિશેષ જણાતું નથી, અને તને ખબર નથી, કે પિતા પોતાના પુત્ર વિશે કેટલો ચિંતાતુર હોય છે."

મોડી રાત સુધી અમે વાતચિત કીધી. મેં તેમને સર્વ કહ્યું. છેવટે તેણે મને કહ્યું કે "હવે દેવના માનીતાઓને, જે છેલ્લો ભેદ શીખવાય છે, તે શીખવાને તત્પર થા."

ત્રણ મહિના સુધી ધર્મક્રિયાઓ કરી હું પવિત્ર થયો, માંસ ખાવાની મને મનાઈ હતી. ઘણો ખરો વખત તે પવિત્ર સ્થળમાં હું કહાડતો હતો, પવિત્ર દેવીની શિક્ષા તથા બીજા ભેદનું મેં અધ્યયન કીધું, યજ્ઞસ્થળ પાસે બેસી પ્રાર્થના કરતો, મારા આત્માનું પરમાત્મા સાથે ઐક્ય કરવા મનન કરતો, અને અદશ્ય ઈશ્વરની કૃપાના બોધનો સ્વપ્નદ્વારા મને લાભ થતો. હવે આ ફાની દુનિયા અને જગત સુખની ઇચ્છા જતી રહી. આ જગતમાં કીર્તિ મેળવવાની ઉત્કંઠા રહી નહિ. જેમ ગરુડ પાંખ પહોળી કરી હવામાં ઉડે છે, તેમ દુનિયા ઉપરથી ઉડી જવાની મને ઉત્કંઠા થઈ. આ જગતનાં સુખદુઃખ મિથ્યા જણાયાં. તેમનો આનંદ શોક રહ્યો નહિ; મને શાંતિ થઈ ગઈ. મારી ઉપર મેં આકાશનો ઘૂમટ જોયો—ત્યાં ગ્રહો નિયમિત ગતિથી ફર્યા કરે છે અને મનુષ્યના ભાગ્યને પોતાની પાછળ દોર્યા કરે છે; પુણ્યશાળીઓ તેમનાં તેજસ્વી સિંહાસનપર વિરાજેલા છે, અને એક ગોળાર્ધમાંથી બીજા ગોળાર્ધમાં ફરતા દેવના રથની ગતિ તપશ્ચર્યા કરે છે. પવિત્ર થઈ મનન કરવાના સુખના દિવસ કેમ ભૂલાશે; એ સુખ એક વાર ભોગવી અહીંના મિથ્યા સુખની અભિલાષા કોણ રાખે! અરે! ઓ પાપી દેહ! તારે લીધે મારા આત્માને પાછું ખેંચાવું

પડે છે. હું ઇચ્છું છું કે તારો સંબંધ તે વખતે તોડ્યો હોત, અને મારા આત્માને ઓસિરિસની સેવામાં રહેવા દીધો હોત!

તૈયારીના દિવસ જલદીથી પૂરા થયા અને સર્વવ્યાપક દેવની સાથે મારા આત્માને જોડાવાનો દિવસ આવ્યો. તે દિવસની આગલી રાત જેટલી લાંબી રાત કદી પણ જણાઈ નહોતી. ઓ આઇસિસ દેવી! જેવી રીતે કામાતુર માણસ પોતાની કામિનીની રાહ જોતો આતુરતાથી આંખો ખેંચ્યા કરે, તેમ જ હું તેના તેજસ્વી મુખારવિંદનાં દર્શન કરવાની આતુરતાથી વાટ જોઈ રહ્યો. હમણાં પણ જો કે હું ભ્રષ્ટ થયો છું અને મારાથી તને મળી શકાય એમ છે જ નહિ, તો પણ મારું હૈયું તારા માટે વલખાં મારે છે અને ફરીથી હું જાણું છું કે—પણ તારી મરજી પ્રમાણે, એ ભેદ હું ગુપ્ત રાખું છું અને તે પવિત્ર પ્રભાતનો ઇતિહાસ શુદ્ધ મને કહું છું.

સાત દિવસથી મોટી ધામધૂમ થઈ રહી હતી, "ઓસિરિસ" દેવના દુ:ખનો દિવસ પાળવામાં આવ્યો હતો, આઇસિસ દેવીના શોકનાં કીર્ત્તન ગવાયાં હતાં, અને સંરક્ષક દેવના અંશથી ઉત્પન્ન થએલા દેવપુત્ર હોરસની કીર્તિ ગવાઈ રહી હતી.

હમેશના રિવાજ મુજબ આ ક્રિયાઓ કરવામાં આવી હતી, પવિત્ર સરોવરમાં હોડીઓ તરતી જોવામાં આવતી હતી, ધર્મગુરુઓ પોતાને ચાબૂકના માર મારતા હતા અને સરઘસની રાત્રે મ્હોલ્લે મ્હોલ્લે, મૂર્તિઓને ફેરવવામાં આવી હતી.

સાતમે દિવસે સાંજના ફરીથી, મોટું સરઘસ, આઇસિસના શોક અને તેના વૈરનું કીર્તન ગાવા એકઠું થયું. સર્વે મંદિરમાંથી મૂગા મૂગા નીકળી શહેરમાં ફર્યાં, રિવાજ પ્રમાણે પહેલાં રસ્તો શુદ્ધ કરનારા ચાલ્યા, પછી મારા પિતા પોતાના ધર્મનો ઝભ્ભો પહેરી સીડરનો દંડ હાથમાં રાખી ચાલતા હતા. પછી તદ્દન સફેદ શુદ્ધ કપડું પહેરી હું નવો શાગિર્દ ચાલતો હતો, ત્યાર પછી સફેદ ઝભ્ભો પહેરી હાથમાં દેવનિશાન લઈ બીજા પૂજારી ચાલતા હતા, ત્યાર પછી પવિત્ર હોડી ઉંચકનારા, ગાનારા અને શોક કરનારા ચાલતા હતા, અને છેવટે અસંખ્ય સેવકો ઓસિરિસનેમાટે શોક દેખાડવા કાળા ઝભ્ભા પહેરી ચાલતા હતા. શહેરમાં મૂગા મૂગા ફરી અમે મંદિરમાં પાછા આવ્યા.

જેવા મારા પિતાજી અને વડા ધર્મગુરુ બહારના દરવાજામાં પેઠા કે, મધુર રાગવાળી એક સ્ત્રીએ પવિત્ર કીર્ત્તન શરુ કીધું. તેણે એક કડી પૂરી કીધી કે, બીજા સર્વ જને તે કીર્ત્તન ઝીલી લીધું. ફરીથી

અમો જેવા મૂર્તિની આગળ નમ્યા કે, તેણે ગાવું શરૂ કીધું. તે ખુલ્લા સ્વરે ગાતી હતી, અને તેનો મધુર અવાજ મોટી ઉંચી દીવાલોને ભેદી એવો ધ્વનિ કરતો હતો, કે જેમણે તે સાંભળ્યો હશે, તેમનાં હૈયાં પીગળ્યા વગર રહ્યાં નહિ હોય, અમે આગળ ચાલતા હતા અને તે બીજાં કીર્ત્તનો ક્રિયાનુસાર ગાતી હતી, અને તેનો અવાજ બંધ પડતાં હજારો મળેલા સેવકો ગાયન ઉપાડી લેતા. હવે કીર્ત્તન બંધ પડયું અને જેવો સૂર્યનો અસ્ત થયો કે, મારા પિતાએ મંદિરમાં જે લોક એકઠાં થયાં હતાં, તેમની આગળ મૂર્તિને ઉંચી કરી. તરત જ સર્વ જણા એક અવાજે "ઓસિરિસ" અમારી આશા ઓસિરિસ અને ઓસિરિસ નામના આનંદદર્શક અવાજ કહાડી પોતાનાં કાળાં કપડાં ફાડી નાંખી અંદર જે સફેદ ઝભ્ભા પહેરી આવ્યા હતા, તે રાખી ઉભા, તે મૂર્તિની આગળ સર્વ પગે પડ્યા અને ક્રિયા પૂરી થઈ.

પણ આજ રાત્રે મને મંત્રોપદેશ થવાનો હોવાથી તે ક્રિયાની ફક્ત હવે શરૂઆત જ થઈ. હવે મેં સ્નાન કીધું, સ્વચ્છ અને શુદ્ધ કપડાં પહેર્યાં અને અંદરના ભાગમાં જઈ યજ્ઞસ્તંભપર રિવાજ પ્રમાણેના ભોગ ધરાવ્યા; પછી હાથ ઉંચા કરી કેટલાક કલાક સુધી મનન કર્યાં કીધું અને મારી કસોટીનો જે વખત આવવાનો હતો, તે વખતે મને હિંમત રહે તે વિચારથી પ્રાર્થના કર્યા કીધી.

મંદિરના આ એકાંતવાસમાં થોડો વખત મેં આમ ગાળ્યો. આખરે મારા પિતા સફેદ કપડાં પહેરી, અને આઇસિસના પૂજારીને દોરી અંદર આવ્યા. મારા પિતા ગૃહસ્થાશ્રમમાં હોવાથી પવિત્ર દેવી આઇસિસના છૂપા-મંત્ર પોતે જાણતા નહોતા.

હું ઉભો થયો, અને માથું નમાવ્યું.

પૂજારી પોતાના હાથમાંના દીવાને મારા મ્હોડાપર અજવાળું આવે એમ ઉંચો ધરી બોલ્યો, "કેમ તું તૈયાર છે? ઓ માનીતા, તું તારી નજરે દેવીની કીર્ત્તિને જોવા તૈયાર છે?"

"હા તૈયાર છું" મેં જવાબ વાળ્યો.

ગંભીર અવાજે તે બોલ્યો, "સારી પેઠે વિચારી જો. આ નાનુંસૂનું કામ નથી. જો તું આ છેલ્લો ભેદ જાણવા ઇચ્છતો હોય તો પહેલાં તો તારો આત્મા થોડો વખત તને છોડી જશે; વળી જ્યારે તું દેવીની સન્મુખ ઉભો રહેશે, ત્યારે તારામાં કાંઈ અપવિત્રતા જણાશે તો હુર્મેચિસ, તારો આત્મા આ તારા દેહમાં પાછો દાખલ થઈ શકશે નહિ; તું મરણ પામશે

અને તારા બીજા ભાગને શું થશે, તે હું તને જણાવી બીવડાવીશ નહિ. તેટલા માટે વિચારી જો કે, તું સત્યવાદી પાપરહિત છે કે, નહિ. તું તે જે હતી, છે, અને રહેશે તેની સન્મુખ જવાને અને તેના પવિત્ર હુકમ પ્રમાણે ચાલવાને તૈયાર છે? આ દુનિયામાં જ્યાં સૂધી તેની ઇચ્છા હશે ત્યાં સૂધી તારાથી ગૃહસ્થાશ્રમ ભોગવાશે નહિ, અને જ્યાં સૂધી તારો આત્મા તેના પવિત્ર આત્મા સાથે મળી જાય, ત્યાં સૂધી તારે તેની કીર્ત્તિ વધારવાને તે જેમ કહે તેમ કરવું પડશે, માટે ખૂબ વિચાર."

મેં કહ્યું "મેં વિચાર્યું છે; ક્રિયા શરુ કરો."

"ત્યારે ઠીક, હવે આપણે એકલા જ આગળ જઇશું, અમીરી હુમેંચીસ!"

મારા પિતાએ કહ્યું; "પુત્ર તને છેલ્લા પ્રણામ છે. તું લૌકિક સુખને તો જિતશે, પણ અલૌકિક સુખને પણ દઢતા રાખી જિતજે. જે સત્યથી રાજ્ય ચલાવવા ઈચ્છતો હોય, તે જગતના સાધારણ મનુષ્યથી વિશેષ પુણ્યશાળી થવો જોઇએ. ઈશ્વર અને તેના આત્મામાં તફાવત હોવો ન જોઇએ; તેમ હશે તો જ તે ઇશ્વરીભેદ શીખશે; પણ યાદ રાખજે કે, જેઓ દેવની પંક્તિમાં ભળવા ઇચ્છતા હોય, તેમની બહુ રીતે પરીક્ષા લેવામાં આવે છે, અને જો તેઓ આડે રસ્તે ચઢે છે તો તેમને વધારે સખ્ત સજા થાય છે. જેટલો લાભ તેના પ્રમાણમાં હાનિ હોવી જ જોઇએ. તેથી રાજવંશીય હુમેંચીસ, હિંમત ધર અને જ્યારે રાત્રીના રસ્તા વટાવી સ્વર્ગમાં પગ મૂકે ત્યારે યાદ રાખજે, કે જેમને મોટી પદવી આપવામાં આવે છે, તેઓ પાસે તેવાં જ કામ પણ થવાની આશા રખાય છે, અને જો તું દઢ હોય તો જા. મને તારી સાથે આવવાની સત્તા નથી. છેલ્લા પ્રણામ છે.

થોડી પળ હું વિચારમાં પડ્યો, પણ દેવની પદવીએ પૃગવાને હું આતુર થઈ રહ્યો હતો. વળી હું જાણતો હતો કે, હજી મેં કાંઈ પણ પાપ કર્યું નથી, અને વાજબી કરવા જ ઇચ્છા રાખું છું, તેથી એટલો શ્રમ લઇ જ્યારે કામઠાની દોરી ખેંચી ત્યારે હવે તીર છોડવામાં વિચાર શાને કરવો? એમ ધારી મેં મોટા અવાજે કહ્યું. "ઓ પવિત્ર પૂજારી, હું તૈયાર છું- મને રસ્તો દેખાડ" અને અમે આગળ ચાલ્યા.

---

# પ્રકરણ ૬ ઠું.

## હર્મેચિસની દીક્ષા; તેનું સ્વપ્ન દર્શન, મૃત નગરમાં પ્રવેશ અને પયગંબર આઈસિસનું નિવેદન.

"આઇસિસના મંદિરમાં અમે કાંઈ પણ બોલ્યા વગર ગયા. અહીં ઘણું અંધારૂં હતું. દીવાલપર પવિત્ર દેવી જાણે પોતાના પુત્રને ધવડાવતી હોયની, એવી અનેક મૂર્તિઓ કોતરેલી છે. દીવાના ઝાંખા અજવાળાથી એનો આભાસ માલમ પડતો હતો. પૂજારીએ બારણું બંધ કરી સાંકળ દીધી. "હર્મેચિસ, એકવાર ફરી વિચાર કરી કહે તું તૈયાર છે."

હું બોલ્યો "તૈયાર છું"

કંઈ પણ વિશેષ બોલ્યા વગર તેણે હાથ ઉંચા કરી પ્રાર્થના કરવા માંડી. મને તે બરાબર મધ્યમાં લઈ ગયો અને ઝડપથી દીવો ઓલવી નાંખ્યો.

આ ગંભીર જગ્યામાં તે જ્યારે બોલ્યો, ત્યારે તેનો અવાજ જાણે ઉંડાણમાંથી આવતો હોય, એમ લાગ્યું. તેણે કહ્યું. "તારી સામે નજર કર."

મેં ધારી ધારીને જોયું, પણ કાંઈ દેખાયું નહિ, પણ એક દેવડી જે ઘણી ઉંચાણમાં છે, અને જ્યાં કોઈ જઈ ન શકે, તેમ દેવીની છૂપી પ્રતિમા સંતાડેલી છે. ત્યાંથી આઇસિસ દેવીના ખાસ વાજિંત્ર "સિસ્ટમ" નો ખણ ખણ કરતો અવાજ આવ્યો, અને તેને આદરયુક્ત હું સાંભળું છું, તેટલામાં તો દેવીનું ચિહ્ન હતું, તે જાણે આતશના જેવું તેજસ્વી હોય એમ દેખાયું. તે મારા માથાપર હોય એમ લાગ્યું, અને તે મારા માથાપર રહ્યું, ત્યાં સૂધી પેલો અવાજ થઈ રહ્યો.

અને જેવું તે ફર્યું કે મેં તેની એક બાજુએ "આઇસિસ" દેવીનું કોતરેલું સ્વરૂપ જે સૃષ્ટિની ઉત્પત્તિ સૂચવે છે, તે જોયું, અને બીજી બાજુએ દેવીની ભગિની "નેપ્થિસ"નું પ્રલય સૂચવતું સ્વરૂપ દેખાયું. જાણે કોઈ જાદુઈ માણસ અદ્ધર ઉભો રહી મ્હારા માથાપર તે ફેરવી હીલવતો હોય એમ થતું હતું. આખરે તેજ જતું રહ્યું અને ખણખણાટ બંધ થયો.

વળી એકાએક ઓરડાના એક છેડામાં પ્રકાશ જણાયો અને તે પ્રકાશમાં એક પછી એક અનેક આકારો જોયા. પુરાતન નાઇલ નદીને રણમાં થઈ સમુદ્ર તરફ વહેતી જોઈ. તેના કિનારાપર કોઈ માણસ ન હોતા. અથવા મનુષ્યનાં કે મંદિરોનાં ચિન્હ કંઈ ન હોતું. ફકત જંગલી પક્ષીઓ નદીપર ઉડ્યાં કરતાં હતાં અને રાક્ષસી જનાવરો પાણીમાં રમત

કર્યાં કરતાં હતાં. સૂર્ય કિરણોની પાછળ અસ્ત થયો, તેનાં કિરણોથી પાણી લાલ દેખાવા લાગ્યાં. પહાડો નજરે પડ્યા, પણ કોઇપણ ઠેકાણે મનુષ્યનું નામ જણાયું નહિ. આ ઉપરથી મેં અનુમાન કર્યું કે, મનુષ્યની ઉત્પત્તિ પહેલાં સૃષ્ટિનો આ ચિતાર હતો. આવા એકાંતને જોઈ મને ધ્રુજરી છૂટી

વળી બીજો આકાર જોવામાં આવ્યો. ફરીથી નદીનો કિનારો જણાયો, અને તેના કિનારાપર મનુષ્ય કરતાં વાંદરાને વધારે મળતાં જંગલી દેખાવનાં પ્રાણીઓનાં ટોળે ટોળાં જોવામાં આવ્યાં. તેઓ માંહોમાંહે લડાઇ કરી ખૂનરેજી ચલાવતા, દુશ્મનોના ઝુંપડાઓ લૂટતા અને આગ લગાડતા. તેઓ ચોરીઓ કરતા, ખૂનો કરતા અને બાળકોનાં માથાંના પથ્થરના કુહાડાથી ભૂકે ભૂકા કરતા. જોકે મને કોઇએ કંઈ કહ્યું નહિ, છતાં મેં જાણ્યું કે લાખો વર્ષ પહેલાં મનુષ્યની પહેલી ઉત્પત્તિનું ચિત્ર આ હતું.

વળી બીજું ચિત્ર જણાયું–ફરીથી નદીનો કિનારો જણાયો; પણ અહીં ફૂલોની માફક સુંદર શહેરો ખીલતાં જણાયાં. મ્હોટાં સારી રીતે ખેડાયલાં ખેતરોમાં થઈ શહેરમાંથી પુરુષો, સ્ત્રીઓ અને બાળકો આવજાવ કરી રહ્યાં હતાં; પણ મેં સિપાહીઓ કે લશ્કર કે હથિયાર જોયાં નહિ. સર્વ ઠેકાણે સંપ અને આબાદી જોઈ. સર્વ બુદ્ધિશાળી જણાયા અને હું અચરતીમાં જોયા કરું છું, તેટલામાં એક મંદિરના દરવાજામાંથી તેજસ્વી કપડાં પહેરી કોઈ પુણ્યશાળી પુરુષ મારી નજરે પડ્યો. તેની આગળ અને તેની પાછળ મીઠા સરોદો થઈ રહ્યા હતા. નદીની સામે ચોકમાં એક હાથીદાંતના સિંહાસનપર તે ચઢ્યો અને જેવો સૂર્યાસ્ત થયો કે, તરત સર્વને બોલાવી તેણે પ્રાર્થના શરુ કીધી. સત્કારપૂર્વક ધૂંટણીએ પડી, તેમણે એક અવાજે પ્રાર્થના કરી. હવે હું સમજ્યો કે "મિનિસ" ના પહેલા દેવોનું રાજ્ય જે પૃથ્વી ઉપર થઈ ગયું, તેનું આ ચિત્ર હતું.

વળી કંઈ ફેરફાર થયો. તેજ સુંદર શહેર જણાયું, પણ બીજા મનુષ્યો કે જેમના ચહેરાપર લોભ અને પાપની છાયા સ્પષ્ટ જણાતી હતી અને જેઓ સદાચરણમાં ન ચાલતાં પાપવૃત્તિથી વર્તતા હતા, તેઓ નજરે પડ્યા. સાંજ પડી, પેલો તેજસ્વી મનુષ્ય સિંહાસનપર ચઢ્યો, અને પ્રાર્થના કરવા સર્વને બોલાવ્યા. પણ કોઈ આદરપૂર્વક તાબે થયું નહિ.

તેઓ બોલ્યા, "અમે તારાથી કંટાળ્યા છીએ–મારો એને મારો અને આ માયાના દેવને રાજી કરો, એટલે માયાનાં બંધન છૂટાં થાય."

આ પાપી મનુષ્યોપર કૃપાદૃષ્ટિથી જોતો જોતો તે તેજસ્વી પુરુષ ઉભો થયો અને બોલ્યો;–"તમે શું ઇચ્છો છો, તેનું તમને ભાન નથી. પણ

જેમ તમે ઇચ્છો છો તેમ થાઓ, તથાસ્તુ. જો કે હું જાઉં છું છતાં તમો ઘણું કષ્ટ વેઠયા પછી સ્વર્ગમાં મારી મારફત જ જશો.”

એ બોલી રહે છે, તેટલામાં તો કોઈ પાપી અને ભયાનક પુરુષ તેની ઉપર કૂદી પડ્યો, અને તેને મારી નાખી તેના અવયવો ચીરી નાખી લોકોના ઘોંઘાટ વચ્ચે પોતે ગાદીએ બેઠો. પણ સ્વર્ગમાંથી કોઈ નીચે ઉતરી આવ્યું. તેના મ્હોં ઉપર બુરખો નાખેલો હતો. તેણે રડતાં રડતાં પેલા તેજસ્વી પુરૂષના અવયવો એકઠા કર્યાં. એક પળ તે ઉભી રહી, તેમના તરફ વાંકી વળી જોઇ રહી અને પછી હાથ ઉંચા કરી રડી. અને જેવી તે રડે છે, તેટલામાં તેની બાજૂમાંથી એક લડવૈયો હથિયાર સહિત ઉત્પન્ન થયો. આ વેર લેનાર મોટી બૂમ પાડી જે રાક્ષસી મનુષ્યે પેલી ગાદી બથાવી હતી, તેનાપર તૂટી પડયો, અને તેઓ લડતા લડતા આકાશ તરફ ગયા.

ત્યાર પછી વળી ચિત્રોપછી ચિત્રો દેખાયાં—રાજા અને રૈયતોને વળી જૂદા જૂદા પહેરવેશમાં અને જૂદી જૂદી ભાષા બોલતાં જોયાં. લાખો કરોડો એવા મનુષ્યો જોયા, પ્યાર, ધિક્કાર, લડાઇ અને મોતની નિશાનીઓ તેમનામાં જણાઇ. થોડા સુખી દેખાયા, અને થોડાના ચહેરાપર શોક જણાયો, પણ ઘણાખરા સુખી કે દુઃખી ન જણાતાં ધીરજવાળા નજરે પડ્યા, અને જયાં સૂધી તેઓ કાળે કરી નાશ પામતા ગયા ત્યાં સૂધી પેલો વેર લેનાર અને રાક્ષસી મનુષ્ય લડતા જ દેખાયા. ઘડીકમાં એક જિતે તો ઘડીકમાં બીજો; પણ હજી સૂધી બીજાને તદન જિતી લેવા કોઇ સમર્થ જણાયું નહિ; અને હજીપણ હું જાણતો નથી કે એ લડાઇનો અંત શો આવ્યો.

હું સમજ્યો કે જે મેં જોયું તે સદ્ગુણી અને દુરાચરણીની લડાઇનો દેખાવ હતો. મે જોયું કે મનુષ્ય મૂળથી જ પાપી હતો. પણ સ્વર્ગના લોકો દયા જાણી તેને સુખ આપવા જગતમાં આવ્યા. પણ મનુષ્ય પોતાના અસલ ખવાસને ભુલી ગયા નહિ. અને ત્યારે જ તે તેજસ્વી પુરુષ કે જેને અમે “ઓસિરિસ” કહીએ છીએ પણ જે અનેક નામથી ઓળખાય છે; તે જેમણે તેને ગાદીપરથી ઉઠાડી મૂકયો હતો તેમના પાપનો ભોગ આપવા પોતે તૈયાર થયો, અને તેના અને દેવીના આત્મામાંથી બીજો એક પુરુષ ઉત્પન્ન થયો, કે જે આપણો રક્ષણ કર્ત્તા છે, અને ઓસિરિસ અમેન્ટીમાં આપણને ઇનસાફ આપનાર છે. ઓસિરિસનો આ ભેદ છે.

એકાએક હું આ ચિત્રો જોતો હતો તેટલામાં આ સર્વ ભેદ મને ખુલ્લો જણાયો. ઓસિરિસની આસપાસ વીંટાળેલાં કપડાં અને ચિન્હો મારી આસપાસ ખરી પડ્યાં, અને ધર્મનો ગુપ્તભેદ હું સમજ્યો, કે જે બલિદાન વિના બીજું કાંઇપણ નથી. વળી મારો ધર્મગુરુ બોલ્યો;—

"હમૅચિસ તને જે ઇશ્વરકૃપાથી જણાયું છે તે સમજ્યો?"

મેં કહ્યું, "હું સમજ્યો પણ ક્રિયા હવે પૂરી થઈ?"

"નહિ, હજી તો શરુઆત છે, હવે જે થાય તે તું એકલો જ અનુભવ-હું જાઉં છું અને સૂર્યોદય થતાં પાછો આવીશ. ફરીથી તને ચેતવું છું કે, તું જે જોઇશ તે જોઇ થોડા જ જીવતા રહ્યા છે. મારી આખી જિંદગીમાં હું ત્રણ જણાને જ જાણું છું; કે જેમણે આ ક્રિયા અનુભવવા હિંમત કીધી હતી, પણ એ ત્રણમાંથી એક જ સવારે જીવતો જણાયો હતો. હું પોતે પણ એ રસ્તે ગયો નથી. મારી શક્તિથી તે વિશેષ છે."

મેં કહ્યું, "તમે જાઓ. હું વિશેષ જાણવા આતુર છું, અને હું તેનું જોખમ ઉઠાવું છું."

મારા માથા ઉપર તેણે હાથ મૂકી આશીર્વાદ કહ્યા. તે ગયો, મેં બારણું બંધ થતું સાંભળ્યું, અને પછી તેનાં પગલાંનો અવાજ સંભળાતો બંધ થયો.

હું એકલો પડ્યો-પવિત્ર જગ્યામાં અલૌકિક સમાગમમાં એકલો. ઘોર અંધારું પથરાયું, અને તેવી જ શાંતતા ફેલાઈ. તે દિવસ અગાશીમાં ઉભો રહી પ્રાર્થના કરતો હતો ત્યારે જેવી શાંતતા પથરાઈ હતી, તેમજ હમણાં થયું. આસ્તે આસ્તે મારા મનપર તેની અસર થવા માંડી, તદન શાંતતાની સૂચના ચીસ કરતાં પણ વધારે ભયાનક હોય છે. હું કાંઇક બોલ્યો, મારા બોલોનો પ્રતિધ્વનિ મારી શક્તિ હરણ કરે તેવો થયો. શાંતતા કરતાં વળી આ ધ્વનિ વધારે ભયંકર લાગ્યો. "હવે હું શું જોઇશ? શું મારી ભર જવાનીમાં હું મરી જઇશ! મને બહુ ત્રાસદાયક ચેતવણીઓ આપવામાં આવી હતી. હું બીધો અને નહાસવા વિચાર કીધો. નહાસું, નહાસું, કયાં નહાસું? બારણાને સાંકળ હતી, દેવીની સન્મુખ હું એકલો હતો, અને જેને મેં દર્શન આપવા વિનતિ કરી હતી, તે શક્તિ આગળ હું એકલો હતો. નહિ, નહિ, મારે શું કામ ડરવું? હું પવિત્ર છું અને જીવ જતાં પણ જે થશે તે ભોગવીશ!

આવો વિચાર કરી શાંત થયો, અને પ્રાર્થના કરવા લાગ્યો. "આઇસિસ" પવિત્ર માતા આઇસિસ દેવી, મારામાં પ્રવેશ કર, અને મારી સહાયક થા, સહાયક થા-મને મૂર્છા આવે છે."

મેં હવે જાણ્યું કે કંઈ ફેરફાર થાય છે. જેમ ગરુડ પાંખ ફફડાવે તેમ હવા હીલવા લાગી અને તેમાં જીવ આવ્યો. ચળકતી આંખો મારા સામું

જોઇ રહી અને વિચિત્ર કર્ણવાદથી મારો આત્મા ડગ્યો. અંધકારમાં તેજનાં કિરણો દેખાયાં. તે કિરણોમાં ફેરફાર થવા લાગ્યા. કંઇક ચિન્હો જે હું સમજતો નહોતો, તે જણાયાં. વધારે ને વધારે ઝડપથી કિરણો ચમકવા લાગ્યાં. ચિન્હો એકઠાં થયાં, જતાં રહ્યાં, વળી દેખાયાં અને વળી જતાં રહ્યાં. એ બધું એટલી ઝડપથી થવા લાગ્યું કે હું ગણતરી પણ ભાગ્યે જ કરી શકું! વિજયરૂપ મહાસાગરમાં હું હવે તરવા લાગ્યો. સમુદ્રના જેવા જ મોજા આ મહાસાગરમાં ઉડતા હતા અને મોજાના જોરથી હું ઉંચી નીચી ગતિ ભોગવવા લાગ્યો. વિજયનો પાર રહ્યો નહિ, તેજની પણ સીમા જણાઈ નહિ, અને આ સર્વને માથે હું હતો એવો મને અનુભવ થયો.

સમુદ્રરૂપ હવાના ઉછળતા મોજામાંથી વળી તેજ ઓછું થતું ચાલ્યું; પડછાયા દેખાવા લાગ્યા. અંધકાર ધીમે ધીમે પથરાઇ ગયો. અને જેમ અંધારી રાત્રિમાં ચંદ્રમા જ પ્રકાશમાન હોય તેમ આસપાસ અંધારામાં મારામાં જ તેજ રહ્યું. હું એક તેજનો ગોળો હોઉં એમ જણાયું. સુંદર ગીતનો ઘોર સરોદ દૂરથી આવવા લાગ્યો,—કેટલાએક ગાઉ દૂરથી આવતો હોય તેમ સંભળાયો અને આસ્તે આસ્તે નજીક આવતો ગયો. જાણે કબૂતરો મારી આસપાસ પીછાં ફફડાવી ઉડી રહ્યાં હોય, તેમ મારી ચારે બાજૂએ થઈ રહ્યું. એ ઘટનાએ મને બીકથી સ્તબ્ધ બનાવી દીધો. તે સરોદ વળી ધીમો પડી સંભળાતો બંધ થયો. વળી બીજો રાગ નીકળ્યો. વળી ત્રીજો. એમ અનેક અવાજો થવા લાગ્યા. કોઈ વખત તો જાણે હજારો વાજાં સાથે વાગતાં હોય તેવો ખણખણાટ થતો. કોઈ વખત હજારો રણશીંગડાં સાથે વાગતાં હોય એમ જણાતું. તેની મધુરતા મનુષ્યને ભૂલી જઇએ એવી જણાતી.

તેઓ જતા રહ્યા અને વળી શૌન્ય થઈ ગયું. વળી આ શાંતિની અસર મને થઈ. હવે મારી શક્તિનું હરણ થતું હોય એમ મને લાગ્યું. મોત પાસે આવ્યું. પણ મને મારનાર કોણ હતું? ફક્ત શૌન્ય જ! મારા કલેજામાં જાણે તેની અસર થઈ, અને હાથ પગ થંડા થયા. પણ હજી વિચારશક્તિ આબાદ હતી. મેં જાણ્યું કે મારો કાળ પાસે આવ્યો. મોત ઘણું નજીક જણાયું. હા! કશી વેદના કે, પ્રાર્થના પણ કરી શકાતી નથી. વખત પણ કયાં હતો? એક ડચકું આવ્યું, અને હું વિચારશૂન્ય થયો. બીક જતી રહી. ધાડી ઘોર ઉંઘમાં હું પડ્યો—હું મરી જતો હતો! બસ થઈ ચૂક્યું! હું મરી ગયો.

એક ફેરફાર! મને જીવ આવ્યો. પણ આ જિંદગી અને પેલી જિંદગીમાં જમીન આસમાનનો તફાવત હતો. વળી હું અંધારામાં ઉભો

હતો. છતાં હું જોઈ શકયો. જો કે હજી અંધારાની કાળાશ ગઇ નહોતી; છતાં જેમ દિવસે જોઇએ તેમ સર્વ સ્પષ્ટ જણાયું. હું ઉભો હતો પણ તે હું નહિ પણ મારો આત્મા હતો. કારણ મારા પગ આગળ પડેલું કલેવર તો ત્યાં ને ત્યાં સ્થિર અને સ્વસ્થ પડેલું હતું. તેના ચહેરાપર શાંતતા જોવામાં આવતી હતી. જે હું ધારીને જોયા કરતો હતો. આ જોઈ હું અચંબામાં ગરકાવ થઈ વિચાર કરતો હતો; તેટલામાં તો તેજની પાંખપરથી વીજળીના કરતાં પણ વધારે ઝડપથી હું ગગડવા લાગ્યો—હું પડ્યો. કેટલેક ઠેકાણે ચળકતા તારા જણાતા હતા, અને બાકી ખાલી જગ્યામાં હું પડ્યો. લાખો કરોડો ગાઊ નીચે હું ચાલ્યો. આખરે સ્થિર તેજવાળી જગ્યામાં ભમવા લાગ્યો. અહીં કોઈ મનુષ્યે સ્વપ્ને પણ નહિ જોયાં હોય, એવાં મંદિરો, પૂલો, અને રહેઠાણો મેં જોયાં અને તેઓ તેજનાં બનેલાં હતાં. તેમ જ તેઓ કાળાં હતાં. તેમની ટોચ ઉંચે–ઘણે ઉંચે જતી હતી. ઓરડાની મોટાઇનો પાર નહોતો. હું ભમતો હતો તેની સાથે તે પણ બદલાતાં હતાં. શ્યામ હતું તે તેજ થયું અને તેજનું શ્યામ થયું. એક ઠેકાણે બિલોર ચકચકી રહ્યો હતો, અને બીજે હીરાનો ઝગઝગાટ થઇ રહ્યો હતો. મોતની દુનીયાના શહેરની આસપાસ જે તેજ દેખાયું, તેમાં પણ આ ઝગઝગાટ જણાતો હતો. ઝાડો હતાં તે હાલતાં ત્યારે મધુર રાગ નીકળતા; હવા હતી અને પવન વાતો ત્યારે ગાયનના સરોદ સંભળાતા.

બદલાતા અજાયબ ભેદ ભરેલા આકારો મને મળવા ધસ્યા, અને મને નીચે ખેંચી ગયા. હવે જાણે હું બીજી દુનિયામાં ઉભો હોઉં એમ લાગ્યું.

મોટા અવાજે કોઇએ પૂછ્યું, "કોણ છે?"

આકૃતિઓ જે વારે ઘડીએ બદલાતી હતી તેમાંથી જવાબ નીકળ્યો કે, "હર્મેચિસ; જે દેવી હતી, છે અને થશે, તેના દર્શનને વાસ્તે જેને પૃથ્વીપરથી બોલાવ્યો છે, તે હર્મેચિસ!"

"દરવાજા ઉઘાડી નાખો અને બારણાં ખુલ્લાં મૂકો. રખે એનો અવાજ સ્વર્ગની મધુરતામાં અડચણ કરે તેથી એના હોઠ બંધ કરો. એની આંખ બંધ કરો જેથી ન જોવાનું તેની નજરે પડે નહિ. અને હર્મેચિસ કે જે બોલાવ્યાથી આવ્યો છે, તેને જે અનાદિ છે તે તરફ લઈ જાઓ. ચાલ પૃથ્વિપુત્ર, પણ ત્યાર પહેલાં ઉંચે નજર કર. એટલે તું કેટલે દૂર આવ્યો છે તેનું તને જ્ઞાન થાય." આવો ઘોર અવાજ થયો.

મેં ઉપર જોયું તો તેજની પેલી પાર અંધકારમાં એક ન્હાનો તારો દેખાયો.

"જો–એજ પૃથ્વીમાંથી તુ અહીં આવ્યો છે, તો જો અને ડર." પછી મારા હોઠ અને આંખને હાથ લગાડ્યો કે તરત હું અંધ અને મુગો થઈ ગયો. દરવાજા ઉઘાડ્યા, બારણાં ઉઘડ્યાં, અને મને તે શહેરમાં લઈ ગયા. મને ઝડપથી જાણે ઉડાડી લઇ ગયા હોય તેમ લઈ ગયા. હવે મને ઉભો રાખ્યો ને તે ઘોર અવાજ પાછો સંભળાયો.

"એની આંખપરનો પડદો કહાડી નાખો અને એના હોઠ છૂટા મૂકો; કે જેથી હુર્મેચિસ જે દેવી હતી, છે અને હશે, તેની મૂર્તિનાં દર્શન કરે, તેના સ્વરનો લાભ લે અને તેના ભાવને સમજે."

ફરી મારા હોઠ અને આંખને કોઈએ હાથ લગાડ્યો અને હું દેખતો અને બોલતો થયો.

જુઓ, હું કાળા આરસના દીવાનખાનામાં ઉભો હતો. તેની ઉંચાઇનો તો પારજ નહોતો. થોડી ગુલાબી રોશની હતી તોપણ ધારી ધારીને જોતાં તેની ઉભેરણીનો ખ્યાલ આવ્યો નહિ. ગાયનના સ્વરો ત્યાં સર્વ ઠેકાણે કાને પડતા હતા અને તેની બન્ને બાજુએ પાંખોવાળા ભૂતો ઉભા હતા. તેમાંથી તેજ એટલું નીકળતું હતું કે જાણે તે આતશના જ શરીરના હોય એમ જણાતું હતું. હું તેમની સામે મારી નજર પણ માંડી શકયો નહિ, વચમાં એક યજ્ઞસ્થાન હતું, તે ચોખંડું અને ન્હાનું હતું, હું તેની આગળ ઉભો. વળી અવાજ આવ્યો. 'તું હતી, છે, અને હશે; તારાં અનેક નામો છે, તે છતાં તને નામની જરૂરત નથી. કાળની ગણત્રી રાખનાર, દેવદૂત, જગત્ પાલક, સ્વાભાવિક, જગદ્દાતા, જગત્કર્ત્તા, નિરાકાર, છતાં પરમપ્રકાશ, પરમશૂન્યસ્થિતિ, ચિદાકાર, પરોક્ષસેવક, ધર્માત્મા, વિધાતા, પરબ્રહ્મ, પરમાત્મા, પરમસાક્ષી અને પરમ શકિત સાંભળ.

"મિસર દેશનો હુર્મેચિસ," જેને તારી આજ્ઞાનુસાર અહીં હાજર કીધો છે, તે તારા યજ્ઞસ્થાન આગળ સેવામાં ઉભો છે,–દર્શનાતુર સ્વચ્છ મને હાજર છે. એને સ્વીકાર, દર્શન દે, વિવિધ મૂર્તિ, તારું તેજ દેખાડ અને તારો ધ્વનિ સંભળાવ, તારો ભાલ દેખાડ! તારો આત્મા જોવા દે! વિનતિ સ્વીકાર અને દર્શન દે!" અવાજ બંધ પડ્યો, શૌન્ય થયું. પછી સમુદ્રના જેવો ગંભીર ધ્વનિ થયો અને તે બંધ થયો એટલે મારી આંખ મારા હાથે ઢાંકી હતી તે કંઇ ન સમજ પડે તેવી પ્રેરણા થવાથી હવે ઉંચી કરી જોઉં છું તો યજ્ઞસ્થાન ઉપર એક ન્હાનું કાળું વાદળું દેખાયું. તેમાંથી એક સર્પ ઉંચે ચહડ્યો, તરત જ પેલા તેજસ્વી ભૂતોએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ઉંચે સ્વરે પ્રાર્થના કીધી, પણ તેનો ભાવાર્થ મારાથી સમજાયો નહિ. કાળું વાદળું

પછી નીચે ઉતર્યું, અને યજ્ઞસ્થાન પર પડ્યું, તે તેજસ્વી સર્પ લાંબો થયો, મારી તરફ આવ્યો, પોતાની દ્વિશિખ જીભવડે મારા કપાળને સ્પર્શ કર્યો, અને અદૃષ્ય થયો. વાદળામાંથી મધુર, ધીમો અને સ્પષ્ટ દેવસ્વર સંભળાયો.

"મંત્રીઓ, ગમન કરો, મને મારા પુત્ર સાથે જ એકાંત જોઇએ છે."

પછી જેમ કમાનમાંથી તીર છૂટે તેમ પેલા ભૂતો હવામાં ઉડી ગયા.

અને વળી તે દેવસ્વર થયો, "હર્મેચિસ, ડર નહિ."

મિસરમાં આઇસિસ તરીકે જેને માનો છો જ તે હું છું, મારી બીજી શક્તિનું જ્ઞાન મેળવવા તારે અપેક્ષા રાખવી નહિ. કારણ કે, તું તે સમજી શકે એમ નથી. મારામાં જ સર્વ છે. હું બ્રહ્મ છું. જીવ તે મારો આત્મા છે. કુદરત મારો પોશાક છે. બાળ હાસ્ય, યુવતિનો પ્રેમ, માતાનો પ્યાર એ સર્વ મારી જ માયા છે. હું જોકે ઈશ્વર, ધર્મ અને દૈવ નથી, પણ હું તેઓની દાસ અથવા પુત્રી છું. પૃથ્વી ઉપર જે વાયુ વાય છે; અને સમુદ્રમાં મોજાં ઉછળે છે; તે મારી જ શક્તિ છે, અને મારું જ વિકરાળ સ્વરૂપ છે. તું જ્યારે તારા સામું જોઈ રહે છે, ત્યારે મારા જ તરફ જુએ છે. વસંતમાં ફૂલોનો બહાર તેપણ મારી જ શક્તિ છે—મારું જ હાસ્ય સ્વરૂપ છે. કુદરત તે હું જ, તેની માયા પણ હું જ, અને સર્વ આત્માનું તત્ત્વ પણ હું જ! ચંદ્રના ભાવ તે મારા જ ભાવ છે. ભરતીઓટ પણ મારું જ સ્વરૂપ છે. સૂર્યનો પ્રકાશ તે મારો જ પ્રકાશ છે. તોફાનમાં ગડગડાટ અને વીજળી મારું જ બળ છે. મારી શક્તિ ન્યૂન કે અધિક છે જ નહિ. હું સર્વવ્યાપક છું, તારામાં મારો પરમાત્મા છે અને મારામાં તારો આત્મા છે. તારો ને મારો કર્ત્તા એક જ છે, તેથી જોકે હું તારા કરતાં વધારે શક્તિવાન્ છું, છતાં તું મારાથી ડર નહિ; આપણે એક જ પાશથી બંધાયલાં છીએ. સૂર્ય, ચંદ્ર, ગ્રહો, ભૂત, પ્રાણીમાત્ર, ભૂ અને આકાશ સર્વ એક જ પાશમાં બંધાયલાં છે,—સર્વના આકાર જૂદા છે પણ અંતે સર્વ એક જ છે."

મેં માથું નમાવ્યું, પણ હું ભયભીત થએલો હોવાથી કાંઇ પણ બોલી શક્યો નહિ.

વળી મધુર સ્વર થયો, "ઓ મારા પુત્ર, તેં મારી ભક્તિ શુદ્ધ ભાવે કરી છે. આ આમેન્ટીમાં આવી મારા દર્શનની અભિલાષા તને ઘણી હતી, અને તારી ઇચ્છા પાર પાડવાને તેં ઘોર તપ કર્યું છે. દેહરૂપી તંબૂ છોડી થોડા પળ પણ આત્માને છૂટો પાડવો એ કંઈ નિર્જીવ સાધના નથી. અને મારા પુત્ર—મારા સેવક, તારી તૃષ્ણા પૂરી પાડવા હું પણ

આતુર હતી. દેવોના ભક્તપર દેવની હમેશાં કૃપાદૃષ્ટિ હોય છે. જેટલો તારામાં ને મારામાં તફાવત છે; તેટલો તફાવત મારામાં ને સર્વોપરીમાં છે અને તેની કૃપાથી સર્વ દેવમાં હું શ્રેષ્ઠ છું. એથી જ મેં તને અહીં બોલાવી મંગાવ્યો છે, અને એથી જ હું તારી સાથે બોલું છું. માટે જેમ તે રાત્રે અગાસીમાં મનન કીધું હતું તેમ સાક્ષાત્ મારા સ્વરૂપનું મનન કર. તે વખતે પણ હુમેંચિસ, હું તારામાં વ્યાપક હતી અને એવાં કરોડો ઠેકાણે વ્યાપક હતી. તેં જે ઇશ્વર પ્રેરણાની ઇચ્છા બતાવી તેથી જ તારા હાથમાં મેં કમળ મૂક્યું; કારણ કે તારા પૂર્વજો જેઓ મારી કેટલાએ કાળ થયા સેવા કરે છે; તેમના વંશનો તું છે, અને જો તું માયાથી દૂર રહેશે તો રાજ્યાસન ભોગવીશ, અને મારાં મંદિરોને પવિત્ર કરી મારી શુદ્ધ ભક્તિ પ્રવર્તાવીશ, પણ જો તેથી ઉલટું જ થયું તો મારું આઇસિસ રૂપ ભાગ્યે જ અવિચળ રહેશે."

હું આખરે હિંમત રાખી બોલ્યો "ઓ પવિત્ર દેવી, ત્યારે મને કહે, હું શું નિષ્ફળ થઇશ?"

"તે મને પૂછતો નહિ. એવિષે તને કહેવું ધર્મવિરુદ્ધ છે. કદાચ હું ભવિષ્ય જાણી શકું અને કદાચ મારી તે જાણવાની ઇચ્છા જ ન હોય. જેમને કાળની પરવા નથી, તેમણે પરિણામની દરકાર શું કામ રાખવી? બીજ સમયાનુસાર જ ફળ આવશે, અને જે પૃથ્વીમાં રોપાઈ ગયું છે તેને વિશે આતુરતા ન જોઇએ! હું નસીબની દોરી ફેરવતી નથી. એ તારું જ કર્તવ્ય છે; એ ધર્મનું અને અદૃષ્ટના નિયમનું જ ફળ છે. એ જ ધર્મ અને નિયમ છે. તારી મરજી પ્રમાણે વર્તવાને તને તક મળશે અને તારી દૃઢતા અને પવિત્રતાપર જ તારી હારજીતનો આધાર છે. હુમેંચિસ, જેથી તને વિજય પ્રાપ્ત થશે તે કામ તારે જ ઉપાડવાનું છે. તેનો અંત ગમે તેમ આવે તેની મને દરકાર નથી. હું તો માત્ર લખ્યા લેખ પ્રમાણે ફળ આપનાર છું. હવે ધ્યાન દઇ સાંભળ. મારા પુત્ર, એક વાર મારી પ્રસન્નતા થઇ કે પછી તે અનન્ત છે, પાપે કરીને તને તે જણાય નહિ, પણ તે છે ને છે જ. વળી યાદ રાખજે કે જીતનું ફળ ઘણું મોટું છે અને હારની શિક્ષા બન્ને દુનિયામાં સખ્ત છે. છતાં તને એક દિલાસો છે કે, કદાચ તું પડ્યો તો તારી દુઃખ અને અપમાનમાંથી મુક્તિ નથી એમ નથી, કારણ કે, ગમે તેવું ઘોર પાપ કર્યું હોય છતાં જો પશ્ચાત્તાપ થાય તો મુક્ત થવાનો રસ્તો છે જ. જો કે તે રસ્તો વિકટ છે; પણ હુમેંચિસ, તને તે રસ્તે જવું ન પડે એમ યાદ રાખવું!

"મનુષ્યો વિચાર વમળમાં ગોથાં ખાયા કરે છે. અસત્યને સત્ય માને છે, ને યજ્ઞસ્થાનને દેવ માને છે; વગેરે અજ્ઞાનમાંથી તને મારા વિષેની

ભક્તિથી જ્ઞાનનો રસ્તો મળ્યો છે, અને તારાપર હું કૃપાદૃષ્ટિથી જોઇશ. કદાચ આગળ જતાં તું મારી સેવામાં મદદરૂપ થાય; તે કારણથી હું તને મંત્રોપદેશ કરું છું. જેના બળે કરી તું મને ગમે ત્યાંથી બોલાવી શકશે. જે મનનના યોગે મારા આત્માના દર્શનનો લાભ પામ્યો છે, તો સહાયભૂત થવા મંત્ર આપું છું. જો!"

મધુર અવાજ બંધ થયો. કાળું વાદળું બદલાવા લાગ્યું. તે સફેદ થયું તેમાં તેજ આવ્યું, અને છેવટ શ્વેતવસ્ત્રધારિણી સ્ત્રીના જેવું દેખાયું. વળી સોનેરી સર્પ તેના હૈયામાંથી નીકળ્યો, અને કીમતી તાજની માફક માથાની આસપાસ વીંટળાયો.

એકાએક મંત્ર સંભળાયો, અને તરત જ ધૂમાડાના ગોટે ગોટ ફાટ્યા અને અદૃશ્ય થયા. જે શોભા મેં સાક્ષાત્ જોઈ તેનો વિચાર આવતાં જ મને મૂર્છા આવવા માંડે છે. પણ તે સર્વ જણાવવું ધર્મવિરુદ્ધ છે. મને જેટલું લખવાની પ્રેરણા થઈ છે, અને જે લેખ અનન્તકાળ સુધી કાયમ રહેશે, એવી મને પ્રેરણા થાય છે; તેટલું જ લખું છું. મેં જે જોયું તેની કલ્પના થઇ શકે જ નહિ. તે કીર્તિ ને તે આકૃતિઓ એવી છે કે મનુષ્યની કલ્પના ત્યાં પૂગી શકે જ નહિ. મેં જોયું—મંત્રનો ધ્વનિ થતાં જ હું વિચારશૂન્ય થઇ ગયો, અને મૂર્છા આવવાથી દેવી આગળ જ પડ્યો.

તે વેળા જાણે તે ઓરડો ફાટી ગયો હોય, અને તેનાં હજારો તેજસ્વી તણખાં થઈ મારી આસપાસ ફરી વળતાં હોય, એવી મને ભાવના થઈ. પછી એકદમ પવન ફૂંકવા લાગ્યો અને પૃથ્વીના અચાનક તૂટી પડવાના અવાજ જેવો અવાજ થયો. પછી શું થયું, તેનું ભાન મને નથી!

## પ્રકરણ ૭ મું.

### હર્મેચિસ્‌ની જાગૃતિ, તેની ઉચ્ચ અને આ જગતના ફેરોઆ તરીકેની મુકુટધારણક્રિયા અને તેનો નજરાણાં આદિથી થએલો સત્કાર.

જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે અબૌથિસના મંદિરમાં હું ભોંયપર પડેલો હતો. મારી પાસે ભેદ જાણનાર વડો વૃદ્ધ પૂજારી પોતાના હાથમાં દીવો લઇ ઉભો હતો. તે વાંકો વળી આતુરતાથી મારી સામું જોયા કરતો હતો.

તે બોલ્યો "હર્મેચિસ, આજ તને નવો જન્મ પ્રાપ્ત થયો છે, અને તું જીવતો છે, તે જોઈ હું ખુશી છું. હું ઈશ્વરનો આભાર માનું છું. ઉઠ,

રાજકુમાર, તને શું વીત્યું છે, તે વિષે બોલ નહિ—ઉઠ. પવિત્ર દેવીના માનીતા બહાર આવ. તું સહીસલામત પાર ઉતર્યો છે. ખરું જ્ઞાન તને પ્રાપ્ત થયું છે. ચાલ, નવા શાગિર્દ, ચાલ!"

હું ઉઠયો અને મંદિરમાંથી તેની સાથે બહાર અજવાળામાં ગયો. વિચારમાં ગુંચવાયલો અને અજાયબ થતો બહાર આવ્યો. અને પછી મારા ઓરડામાં જઈ સૂતો. મને કંઇ પણ સ્વપ્ન આવ્યાં નહિ. અને મેં તે ભયંકર રાત કેવી રીતે પસાર કીધી અથવા શી રીતે મનન કીધું તેનો ખુલાસો કોઇએ મને પૂછયો નહિ.

ત્યાર પછી મને જે નવું જ્ઞાન પ્રાપ્ત થયું હતું, તેના બળે કરી જે ગુહ્ય બાબતો સમજાય એવી હતી તેનો ભાવાર્થ સમજવામાં અને આઇસિસ દેવીની પૂજામાં થોડો વખત રોકયો; મને રાજ્યખટપટમાં વધારે વખત રોકવા માંડ્યો. દૂર દેશાવરોના મહાન્ પુરુષો મારી મુલાકાતે આવતા અને રાણી વિષેના રૈયતના ધિક્કારની તથા બીજી ખબરો આપતા. આખરે સઘળી તયારી થઈ ચૂકી. જે રાત્રે મને સમાધિ ચઢી હતી, તેને ત્રણ મહિના ને દશ દિવસ જે દહાડે થાય તે દિવસે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે હમેશના રિવાજ અને ક્રિયા પ્રમાણે ખાનગી રીતે ઉપલી અને નીચલી દુનિયાની ગાદીએ મને અભિષેક કરી બેસાડવો. ઠરાવેલે દિવસે દરેક શહેરમાંથી અમારા પક્ષનો એક એક અગ્રેસર આવી પહોંચ્યો. એવી રીતે ૩૭ જણા આવ્યા. તેઓ હરેક વેશમાં હરેક બહાનાં કહાડી આવતા. કોઇ ધર્મગુરુ, કોઇ યાત્રાળુ અને કોઇ ભિક્ષુક તરીકે આવ્યા. તેઓમાં મારો કાકો સેપા પણ હતો. એ વૈદ્યનો વેશ લઇ આવ્યો હતો. અને તેથી પોતાનો બુલન્દ અવાજ છુપાવતાં બહુ મુંઝાતો. મેં તેને એ અવાજથી જ ઓળખ્યો. જો કે તે વખતે સાંઝ પડી હતી અને તેણે તે વખતના વૈદ્યની માફક મોટી ટોપી પહેરી અડધો ચહેરો ઢાંકયો હતો છતાં હું તેને ઓળખી શકયો.

મેં એનું નામ દઇ સત્કાર કર્યો, ત્યારે તે બોલી ઉઠયો "તારી બુદ્ધિપર લ્યાનત હોજો. કેટલી મહેનતે આ વેશ ભજવતાં હું શીખ્યો છતાં તું મને ઓળખી શકયો!"

પછી પોતાના મોટા અવાજમાં પોતે, જાસૂસો જે નદી કિનારે ફર્યા કરે છે, તેમની આંખ ચોળવવા પગે ચાલી કેવી રીતે આવ્યો હતો તે કહ્યું પણ તેણે જણાવ્યું કે હવે પાણીને રસ્તે બીજો વેશ બદલી તે જશે. વૈદ્યનો વેશ લીધો હતો એટલે હજારો માણસ દવા કરાવવા આવતા હતા; અને રસ્તામાં પશુને તે ઉંટવૈદ્યથી નુકસાન થયું હશે એવી ધાસ્તી તેને હતી.

પછી તે હસી પડ્યો અને પોતાનો વેશ મૂકી મને ભેટ્યો. મને આવા ઢોંગ કરવા પસંદ નહોતા અને મેં ઠપકો ન દીધો હોત તો મારી આંગળી પકડી તે અબ્યોથિસમાં પણ આવત. અંતે બધા આવી પૂગ્યા.

રાત્રીનો વખત હતો. મંદિરના દરવાજા બંધ હતા—અંદર ફક્ત એ ૩૭ જણ, મારા પિતા અને વૃદ્ધ પૂજારી સિવાય બીજું કોઇ નહોતું. અટુવાને સુગંધિ ચોળી તૈયાર કરવાની હતી. અટુવા ઉપરાંત બીજા પાંચ પૂજારી કે જેણે મને સોગંદ આપ્યા હતા, તેઓ બીજા દીવાનખાનામાં એકઠા થયા હતા.

સેથીના પહેલા ૭૬ રાજાઓ થઈ ગયા તેમનાં નામ જ્યાં કોતરેલાં છે, ત્યાં હું સફેદ ઝબ્બો પહેરી ગયો, અને અંધારામાં એકલો ઉભો. પછી મારા પિતા હાથમાં દીવો લઈ આવ્યા; અને માથું નીચું કરી મને સલામ કરી મારો હાથ ઝાલી મોટા દીવાનખાનામાં લઈ ગયા. સ્તંભોની વચ્ચે ઝાંખા દીવા બળતા હતા. દીવાલપર કોતરેલી મૂર્તિઓપર તેમનું ઝાંખું તેજ પડતું હતું. તેના આ અજવાળાથી અમીરો, ધર્માધ્યક્ષો અને કુંવરો મળી જે સાડત્રીસ જણ કોતરેલી કુરસીપર એક હારમાં મારી રાહ જોતા બેઠા હતા, તેઓ મારી નજરે પડ્યા. સાત તીર્થોની બીજી બાજુએ એક સિંહાસન તેમની સન્મુખ મૂકેલું હતું. તેની આસપાસ પવિત્ર મૂર્તિઓ અને વાવટા લઈ પૂજારીઓ ઉભા હતા. આ પવિત્ર જગ્યામાં હું આવ્યો કે સર્વ અમલદારો મને નમી કંઈ પણ બોલ્યા વગર ઉભા થયા. મારા પિતા મને સિંહાસન આગળ લઈ ગયા અને ધીમા અવાજે મને ત્યાં ઉભા રહેવા ફર્માવ્યું. પછી તે બોલ્યો;

"અમીરો, ધર્માધ્યક્ષો અને કુંવરો, એમના પુરાતન વીરાઓ અને દૂર દેશાવરથી મારા તેડાને માન આપી એકઠા થયેલા સરદારો, સાંભળો. સમયાનુસાર રીતિ મુજબ આ હુર્મેચિસ જે આપણી કમનસીબ ભૂમિના પુરાતન ફેરો રાજાના વંશનો વારસ છે, તેને તમારા હાથમાં સોંપું છું. દેવી આઇસિસના ગુહ્ય ભેદો જાણનાર, પવિત્ર ઓસિરિસની ક્રિયાઓ મેમ્ફીસને હાથે શીખેલો તથા પીરેમીડનો વંશપરંપરાનો વડો પૂજારી તથા જ્ઞાનનો ભંડાર એ છે. તમારે કોઇને એના આ હક્કો સામે વાંધો છે?"

મારો કાકો સેપા કુરસીપરથી ઉઠી બોલ્યો, "આમન, અમોએ લેખો વાંચી ખાત્રી કરી છે કે એ રાજવંશથી ઉતરેલો છે."

મારા પિતાજી બોલ્યા. "આ હુર્મેચિસ દેવોની ઇચ્છાનુસાર આઇસિસના આત્મારૂપ થયો છે, ઓસીરિસનો ભેદ શીખ્યો છે. તથા પીરેમીડ્સનો અને

પીરેમીડનાં મંદિરોનો વડો પૂજારી નીમાયો છે. તે વિષે તમારામાંના કોઇને શક છે?"

હવે પેલો વૃદ્ધ પૂજારી ઉભો થયો અને બોલ્યો. "કોઇને શક નથી, ઓ આમન, હું પોતે જાણું છું કે એ સર્વ સત્ય છે." વળી એકવાર મારા પિતા બોલ્યા, "તમારામાં કોઈ એવો છે કે જેને એની તન અથવા મનની સ્વચ્છતા, પવિત્રતા અને સત્યતા વિષે શક હોય? જો તેમ હોય તો સૃષ્ટિના રાજા તરીકે આપણે એને અભિષેક કરીશું નહિ."

પછી મેમ્ફીસનો એક વૃદ્ધ પૂજારી બોલ્યો. "ઓ આમન; અમે તપાસ કરી છે અને કંઇ પણ એનામાં દાગ જોયો નથી."

મારા પિતાએ કહ્યું "ત્યારે ઠીક, ઓસીરીઅન નેક–નેબ્ફના અંશ હુમૈચિસમાં કંઈ ખોડ નથી. અટુવા તું હવે હાથોર્સ દેવી મારી સ્ત્રીદ્વારા તેના અંતકાળે જે ભવિષ્ય કહી ગઈ હતી તે સર્વને જણાવ."

ત્યાર પછી એક ખૂણામાંથી અટુવા આવી અને આતુરતાથી સર્વ કહ્યું.

મારા પિતા બોલ્યા "તમે સર્વ સાંભળ્યું છે. તમારી એમ ખાત્રી છે કે મારી સ્ત્રી ઈશ્વરી પ્રેરણાથી બોલી હતી?"

તેઓ બોલ્યા, "અમો માનીએ છીએ."

હવે મારા કાકા ઉભા થઈ બોલ્યા "રાજકુમાર હુમૈચિસ, તેં સર્વ સાંભળ્યું છે. અમો અહીં તને બે દુનિયાના રાજા તરીકે અભિષેક કરવા એકઠા થયા છીએ. તારા પિતા આમન તને સર્વ હક્ક આપી પોતે તેમના પરથી હાથ ઉઠાવે છે. અમો આવી ક્રિયાને અનુસાર જે ભપકો અને ક્રિયા જોઇએ તે ખરેખર કરી શકતા નથી. અમારા જીવ જોખમમાં ન આવે અને આપણું કાર્ય જે જીવથી પણ વિશેષ પ્રિય છે, તેને હરકત ન આવે તેથી છુપા અહીં એકઠા મળ્યા છીએ. પણ તે છતાં અમારી પુરાતન ક્રિયા પ્રમાણે અભિષેક કરીશું. હવે તારી ફરજ શું છે તે તું જાણ અને પછી જો તને અડચણ ન હોય તો આ ગાદીનશીન થા અને એ ફેરો, સોગંદ ખા.

"ખેમ ભૂમિ લાંબો વખત થયાં યૂનાની જુલમ નીચે દુઃખી થઇ ગઈ છે અને રોમનની છાયાથી ધ્રૂજે છે. તેના પુરાતન દેવોની પૂજા લાંબો વખત થયાં ભૂલી જવામાં આવી છે. અને રૈયત રીબાય છે. પણ અમો આશા રાખીએ છીએ કે હવે તેનો છુટકારો પાસે આવ્યો છે. અને મિસર અને જેના દેવોનું કાર્ય કરવું તારી ફરજ છે; તેમના હુકમથી અમે, તેના ઉદ્ધારનું કાર્ય તને સોંપીએ છીએ. સાંભળ. ૨૦ હજાર સારા નિમકહલાલ માણસોએ તારી

મરજી પ્રમાણે વર્તવાને સોગંદ ખાધા છે અને તારો હુકમ થતાં જ તેઓ એકે એક યુનાનીની કત્તલ કરવા તૈયાર છે. અને તેમના શરૂઆતનથી જે ગાદી તને મળશે તે પીરામીડો કરતાં પણ વધારે મજબૂત થશે. એવા રાજ્યથી રોમન પણ ડરી ચાલશે અને તારે જે કરવાનું છે તે કલીઓપેટ્રા રાણીનું મોત નિપજાવવાનું છે. તને જે પ્રમાણે સૂચના કરવામાં આવે તે પ્રમાણે આ વેશ્યા રાણીનો અંત આણવો અને તેના લોહીવાળા હાથે જ મિસરની ગાદીએ બેસવું.

"શું તું આ કાર્ય માટે ના કહી શકશે? શું તારી છાતીમાં દેશાભિમાનના જુસ્સા નથી? શું તું સ્વતંત્રતા છોડી ગુલામી ભોગવવાનું પસંદ કરશે? કાર્ય મોટું છે. જો કંઇ દગો થશે તો તારી અને અમારી જિંદગી જોખમમાં આવશે. પણ એ તે શું જોખમ છે! આ દુનિયામાં જીવતર શું એવું મિષ્ટ છે? તેમાં કયા ખરા સુખની મિઠાસ જોવામાં આવે છે? આ જગતના રસ્તા શું સીધા છે? દિલગીરી અને નાસીપાસી શું કોઇ ઠેકાણે છે જ નહિ? આપણે શું સુખમાં એટલા ગરકાવ થઇ ગયા છીએ કે મોતથી ડરીએ? આ જગતમાં આશા અને યાદગીરી સિવાય શું બીજું કાંઇ જોવામાં આવે છે? સુખની છાયા પણ નજરે કયાં પડે છે? આશાથી મનુષ્ય જીવે છે. આશા પરિપૂર્ણ થતાં જ તેનું સુખ જણાતું નથી. જે દીવાના પડછાયા પડે છે, તેની સાથે જ તે અદૃશ્ય થાય છે. આવું સુખ છે. આવી માયામાંથી પવિત્ર રહી છૂટવાને તને શું બીક લાગશે! ઓ હર્મેચિસ, જે કીર્ત્તિનું મહાન તેજસ્વી તાજ પહેરે છે, તેજ જીવવું સાર્થકય કરે છે. કાળ સર્વને ખાઈ જાય છે. તેટલામાં પોતાની જિંદગીમાં કીર્ત્તિ મેળવવા ભાગ્યશાળી થાય, તેજ ખરો સુખી છે. અને પોતાના દેશને દુ:ખમાંથી છોડવવા અને સ્વતંત્રતા આપવા જે મનુષ્ય પોતાની જિંદગી જોખમમાં નાખવા જેવું કામ ઉપાડે તેના કરતાં વધારે મોટો કોણ છે? પરદેશી જુલમગારને ધિક્કારથી હાંકી કહાડવા, ગુલામીના બંધ તોડી નાખવા તથા સુખરૂપી બખ્તરમાં દેશને અજેય બનાવવો એ કાર્ય શું કીર્ત્તિને પાત્ર નથી?

"ખેમ તને તારી ફરજ અદા કરવા બોલાવે છે. હર્મેચિસ, તેથી તું ગગનમાંથી હોરસની માફક કૂદી પડ, તેના બંધ તોડી નાખ, દુશ્મનોને વીખેરી નાખ, અને ફેરોની માફક રાજ્ય કર!"

હું બોલી ઉઠયો, "આ જન્મે તો શું પણ હજારો જન્માંતર સૂધી જો બનતું હોય તો મારી જિંદગી મિસરને અર્પણ કરવા જ્યારે હું તૈયાર છું; ત્યારે મારે બીજા સોગંદ ખાવાની શી જરૂરત છે? માટે બસ કરો."

સેપા બોલ્યા "શાબાશ, શાબાશ! હવે પેલી સ્ત્રીની સાથે જા. તારા હાથ પવિત્ર ચિન્હોને સ્પર્શ કરે તે પહેલાં સ્વચ્છ કરવા જોઇએ અને તારૂં માથું પણ તાજ પહેરવા લાયક પવિત્ર કરવું જોઇએ."

બીજા ઓરડામાં અટુવાની સાથે હું ગયો. ત્યાં મંત્રો ભણી તેણે મારા હાથપર સ્વચ્છ પાણી રેડયું જે એક સોનાના વાસણમાં પડતું અને એક સ્વચ્છ કપડું તેલમાં બોળી મારા કપાળે લગાડયું.

તે બોલી "ઓ ભાગ્યશાળી મિસર દેશ, ઓ પુણ્યશાળી રાજકુંવર જે મિસરમાં રાજ્ય કરવા જન્મ્યો છે; ઓ યુવાન કુંવર, તારી ઉમર સિદ્ધ થવાને બહુ ન્હાની છે અને ઘણી સ્ત્રીઓના કટાક્ષ તળે તું આવશે; કદાચ તારામાટે તેઓ નિયમ ઓછો રાખે—કારણ કે, તેમ ન કરે તો પછી ફેરોનો વંશ કેમ રહે? ઓ નસીબદાર, તને મેં રમાડ્યો છે. તારામાટે મારા બાળકનો ભોગ આપ્યો છે. ઓ હર્મેચિસ, તું સુખ, સ્નેહ, અને કીર્ત્તિ માટે જન્મ્યો છે."

તેની વાતોથી મને કંટાળો આવ્યો, તેથી હું બોલ્યો "બસ, બસ, જ્યાં સૂધી મારું કાર્ય સિદ્ધ નથી થયું, ત્યાં સૂધી મને ભાગ્યશાળી ના કહે, અને મને સ્નેહની વાત ન સંભળાવ. જ્યાં સ્નેહ હોય છે ત્યાં દુઃખ આવે છે; અને મારો રસ્તો તેથી જૂદો જ છે."

"એ તું શું બોલે છે? પ્યારની સાથે શું સુખ નથી મળતું? જો તેમ જ હોત, તો તું અહીં જન્મત જ શી રીતે? મારા રાજા, પણ હંમેશાં કહેવત મુજબ ઉડતા હંસ મગરની મશ્કરી કરે છે. પણ જ્યારે હંસ કિનારે ઊંઘે છે, ત્યારે મગર મશ્કરી કરે છે અને સ્ત્રીઓને સુંદર મગર જેવીજ સમજજે. અનશ્રીબ્રિસમાં પુરુષો મગરની પુજા કરે છે; પણ સ્ત્રીઓને તો સારી દુનિયા પજે છે. હા! હા! મારી જીભ કેવી લવરી કરી રહી છે! તું હમણાં રાજા થવાનો છે, તે વિષે મેં તને શું આગળથી જ જણાવ્યું નહોતું? વારુ, બેવડા રાજ્યના મહારાજા, તમે પવિત્ર થયા, હવે ભલે જાઓ" વૃદ્ધ અટુવાની અજ્ઞાન વાતો મારા મગજમાં રમી રહી હતી, તેની વાતમાં મિઠાસ, અને રસ હતો, તેનો વિચાર કરતો હું ગયો. જેવો હું દીવાનખાનામાં દાખલ થયો, કે સર્વ ઉભા થયા, અને મને નમ્યા. પછી મારા પિતાજી તરત મારી પાસે આવ્યા, અને સત્યદેવીની સોનાની મૂર્તિ, આમન્રા દેવનાં વહાણોની, માઉત્ દેવની અને ખોન્સ દેવની મૂર્તિઓ મારા હાથમાં આપી, પછી તે ગંભીર અવાજે બોલ્યા "તારા હાથમાં જે મૂર્તિઓ છે તેના સોગંદ તું લે છે?"

"હા હું સોગંદ લઉં છું"

"એમની પવિત્ર ભૂમિ, નાઈલનદી, દેવમંદિરો અને પીરેમીડનાં તીર્થોના સોગંદ ખાય છે. ?"

"હા."

"તું જો દગો દેશે, તો જે શિક્ષાને પાત્ર તું થઈશ તે યાદ કરી મિસરના પુરાતન રિવાજ પ્રમાણે રાજ્ય ચલાવવાના, દેવોની પૂજા કાયમ રાખવાના, અપક્ષપાત ઈનસાફ આપવાના, જુલમ ન કરવાના, દગો ન કરવાના, રોમન અને યુનાની સાથે સંપથી નહિ વર્તવાના, પારકા દેવોને નાબૂદ કરવાના અને એમને સ્વતંત્રતા આપવામાટે તારી જિંદગી પર્યંત મહેનત કરવાના સોગંદ લે છે?"

"હા. હું સોગંદ લઉં છું."

"ઠીક ત્યારે સિંહાસનપર વિરાજ એટલે આ તારી રૈયત સન્મુખ તને ફેરો રાજા તરીકે હું અભિષેક કરું છું."

આ સિંહાસનની બેઠક સ્ફીંકસ દેવની આકૃતિની હતી, અને છત્ર દેવીની પાંખો જાણે છાયા કરતી હોય, એવા આકારનું હતું. આ તખ્ત પર હું ચઢ્યો, પછી આમન મારી નજીક આવ્યો, મારે કપાળે "સેન્ટ" મૂક્યું. અને માથે બેઉ રાજ્યનું તાજ તથા ખભા ઉપર બાદશાહી પોશાક મૂકયા અને હાથમાં રાજદંડ અને દોરડું આપ્યાં.

તે બોલ્યો, "હર્મેચિસ, કુમાર, આ ચિન્હ અને એંધાણીવડે હું અબૌથિસના મંદિરનો વડો પૂજારી તને બેઉ રાજ્યના ફેરો રાજા તરીકે અભિષેક કરું છું. ઓ એમની આશા, તું સુખી થા.?" પછી સર્વ અમલદારો મારી આગળ નમી બોલ્યા, "રાજ્ય કર અને સુખી થા, ફેરો!" એક પછી એક તેઓ મારી આગળ આવી મને નમી મારી સાથ નિમકહલાલીથી વર્તવાના સોગંદ ખાઈ ગયા, મારા પિતાએ પણ તેમ કરી મારો હાથ ઝાલ્યો, અને મંદિરમાં જ્યાં સાત મૂર્તિઓનાં સ્થાન છે, ત્યાં સરઘસના આકારમાં મને લઇ ગયા, અને દરેક મૂર્તિ આગળ મેં આહુતિ કરી અને ભોગ આપ્યા અને પૂજારી તરીકેની ક્રિયા કીધી. છેવટ અમે બાદશાહી દીવાનખાનામાં આવ્યા, ત્યાં સર્વ મારી આગળ ભેટો મૂકી ગયા. આ ક્રિયાથી હવે હું થાકી ગયો હતો, પણ રાજા થયો હતો.

---

# ખંડ ૨ જો.

—❋❋❋❋—

## હર્મેચિસનો અધ:પાત.

## પ્રકરણ ૧ લું.

### હર્મેસચિસને એમનમહાતનો આશીર્વાદ, હર્મેચિસનું એલેક્ઝાન્ડ્રિયામાં આગમન, સેપાનો ઉપદેશ, આઇસિસ્ના વેશમાં કલીઓપેટ્રાની સ્વારી અને હર્મેચિસના હાથે પહેલવાન નો પરાજય.

હવે ઘણા દિવસ તૈયારી કરવામાં ગયા હતા અને અમે જે તકની રાહ જોતા હતા, તે નજીક આવી હતી. મને દેવીનો દીક્ષિત કીધો હતો, ને અભિષેક કીધો હતો. અન્ય લોકો તો મને એક ધર્મગુરુ તરીકે ઓળખતા હતા, પણ એવા હજારો હતા, કે જેઓ મને ફેરો તરીકે છુપી રીતે માન આપતા. હવે હું પણ અધીરો થયો હતો. પરદેશી શત્રુને હરાવી હાંકી કહાડવા, મિસરને સ્વતંત્ર કરવા, મારા વંશજોની ગાદી પાછી લેવા અને મારા દેવોનાં મંદિર પવિત્ર કરવા; હું આતુર થઈ રહ્યો હતો અને મારી કસોટીની આનંદથી વાટ જોતો હતો; કારણ કે, મને ફતેહની ખાત્રી હતી. અરીસામાં હું જોતો અને જાણે મારા કપાળ ઉપર જીત જ લખી હોય, એમ માનતો. સૂર્યના તેજથી સિહોર જેવું ઉજ્જવળ દેખાય છે, તેવું જ ભવિષ્ય મારે માટે સર્જેલું છે એમ હું માની બેઠો. દેવી આઇસિસ સાથે મનન કરતો મારા ઓરડામાં બેસી મન સાથ વિચાર કરતો, નવા તીર્થોની કલ્પના કરતો, મારી રૈયતના કલ્યાણમાટે નવા કાયદા ઘડી અમલમાં લાવવાના વિચાર કરતો, અને ફતેહ પામેલા ફેરોને ગાદીનશીન કરતી વખત જે આનંદ, ગર્જના થશે, તેના અવાજની કલ્પના કરતો અબૌથિસમાં હજી હું થોડા દહાડા રહ્યો. મારા વાળ કતરાવેલા હતા, તે પાછા જંગલી કાગડાની પાંખની માફક વધવા દીધા; અને મર્દાઇ, કસરત તથા શાસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કીધો, મિસરની જાદૂ વિદ્યામાં હું ઘણો પ્રવીણ થયો. અને આ શીખવામાં મારો જે એક મતલબ હતો તે આગળ જણાશે. વળી ગ્રહોની ગતિથી ભવિષ્ય જાણવામાં પણ હું ઘણો જ હુશીયાર થયો.

હવે નીચે પ્રમાણે યુક્તિ રચાઇ હતી. મારો કાકો સેપા હવા ફેર કરવાને બહાને થોડો વખત થયાં અનુશહેર છોડી ગયો હતો, અને એલેક્ઝાન્ડ્રિઆમાં એક ઘર લઇ રહ્યો હતો. દરિયાની હવા લેવા તથા કલીઓપેટ્રાના દરબારનો દબદબો અને ત્યાંનું સંગ્રહસ્થાન જોવાને બહાને ત્યાં તે

ગયો હતો. મારે તેને ત્યાં જઇ મળવું એવી ગોઠવણ થઈ, અને ત્યાં અમારો ખેલ રચાઈ રહ્યો હતો–યુક્તિરૂપી ઈંડું સેવાતું હતું. એ પ્રમાણે સઘળી તૈયારી થઈ રહી કે મને તેડું આવ્યું, અને મારી મુસાફરીની શરુઆત કરવા પહેલાં હું મારા પિતાના આશીર્વાદ લેવા તથા તેને મળવા ગયો. હું જ્યારે સિહને મારી એમની પાસ ક્ષમા માગવા ગયો હતો, ત્યારે જે સ્થિતિમાં તે બેઠા હતા; તે જ સ્થિતિમાં આજે પણ બેઠા હતા. હું અંદર ગયો કે તે 'ભલે પધાર્યા ફેરો' કહી ઉભા થયા અને ઘુંટણીએ પડવા જતા હતા; પણ તેટલામાં મેં કહ્યું "પિતાજી, આ ઠીક નહિ."

તેણે કહ્યું "ઠીક છે, ઠીક છે. મારા રાજા આગળ મારે નમવું તો જોઇએ જ; છતાં જેવી મરજી. હુર્મોચસ, ત્યારે તું જાય છે? મારા પુત્ર, હું તને આશીર્વાદ આપું છું! અને ઇચ્છું છું, જેમની હું સેવા કરું છું તે તને ગાદીએ બેઠેલો જોવા મને જીવતો રાખે! જોકે ભવિષ્ય જાણવા હું બહુ કરું છું તોપણ મારા એટલા અનુભવ છતાં હું સમજી શકતો નથી. મારાથી તે ભેદ છુપો છે અને કવચિત્ મને આશંકા થાય છે: પણ આટલું તો મને જણાય છે, કે તારા માર્ગમાં તને સ્ત્રી તરફથી ભય છે. હું ઘણા કાળ થયાં તે જાણું છું અને તેથી જ તને આઇસિસ દેવીની ભક્તિ કરવા મોકલ્યો હતો. તે પોતાના ભકતોને સ્ત્રી સંબંધી વિચાર કરવા પોતાની ઇચ્છા થતાં સુધી મનાઈ કરે છે. હું એવું ઇચ્છું છું, મારા પુત્ર, કે તું એવો કદાવર અને ખુબસૂરત નહિ હોત! રાજાને શોભે એવી તારી કાંતિ છે. મિસરમાં તારા જેવો ફૂટડો તરુણ મેં જોયો નથી. રખે એ બળ અને સૌંદર્ય તને આડાં આવે તેટલામાટે એલેકઝાન્ડ્રિઆની ડાકણોથી સંભાળતો રહેજે અને તેઓ કીડાની માફક તારા ભેદને કોલી ખાય નહિ, તેનું ધ્યાન રાખજે."

હું જરા ગુસ્સે થઈ બોલ્યો, "મારા પિતા, તમો ચિંતા ન કરો. ગુલાબી હોઠ અને આનંદી આંખોની સાથે મારે કામ નથી. મારા વિચાર બીજી જ બાબતમાં ગુંથાયલા છે."

"ઘણું જ સારં. તેમ જ થાઓ! હવે છેલ્લા પ્રણામ. બીજી વખત જ્યારે આપણે મળીએ ત્યારે આશા રાખું છું કે, તને ફેરો તરીકે માન આપી ગાદીનશીન કરવાનો આનંદી વખત હશે!

પછી તેમને મળી ભેટી હું વિદાય થયો. અરે! અરે! મેં નહોતું ધાર્યું કે હું બીજી જ સ્થિતિમાં તેમને મળીશ!

એકવાર ફરીથી હું નાઈલ નદીને માર્ગે ચાલ્યો. આ પ્રસંગે લોકોમાં મારે મને પોતાને એક ગરીબ માણુસ તરીકે ઓળખાવવાનો હતો. જેઓ

મારી સ્થિતિ જાણવા આતુર હોય, તેમને હું કહેતો કે, અબૌથિસના વડા પૂજારીનો હું દત્તક પુત્ર છું અને એ ધંધો પસંદ નહિ પડવાથી મારું નસીબ અજમાવવા એલેક્ઝાન્ડ્રિઆ જાઉં છું. હજી મને અટુવાના પૌત્ર તરીકે લોકો ઓળખતા હતા.

દશમે દહાડે રાત્રે અમો એલેક્ઝાન્ડ્રિઆમાં પહોંચ્યા. આ શહેર ઘણું મોટું છે. પ્રથમ ત્યાંના હજારો દીવાએ મારું ધ્યાન ખેંચ્યું. સર્વથી ઉંચો સફેદ "ફેરોસ્" જોવામાં આવ્યો. આ એક દુનિયાની અજાયબી ગણાતી હતી. એની ટોચપર એક સૂર્યના જેવો તેજસ્વી દીવો બળતો હતો, જેનાં કિરણો બંદરથી ઘણે દૂર સુધી પડતાં હતાં, અને વહાણવટિઓને દીવા-દાંડીની ગરજ સારતાં હતાં. રાતનો વખત હોવાથી વહાણ સાવચેતીથી લંગાર્યું અને પછી હું ઉતરી કિનારે ગયો. મોટાં ઘરો શુમાર વગરના જોઇ અને જૂદી જૂદી ભાષાનો ગડબડાટ સાંભળી અજાયબીથી ગુંચવાતો હું ઉભો રહ્યો. અહીં દેશદેશાંતરના લોક એકઠા થયેલા જણાયા, અને તે સર્વ પોતપોતાની ભાષા બોલતા હતા. તેટલામાં એક યુવાન મર્દ આવ્યો અને મારે ખભે હાથ મૂકી હું હર્મેચિસ નામનો અબૌથિસનો રહેવાસી હતો કે નહિ તે પૂછવા લાગ્યો. મેં હા કહી, એટલે તેણે વાંકા વળી મારા કાનમાં અમારો છુપો મંત્ર કહ્યો. જેથી મેં એને મારા પક્ષના માણસ તરીકે ઓળખ્યો. પછી મારો સામાન ઉતારવા બે મજૂરોને તેણે બોલાવ્યા અને જે બીજા મજૂરો ગડબડાટ કરી રહ્યા હતા, તેમની વચ્ચેથી મુશ્કેલીથી રસ્તો કરી સામાન લાવ્યા. પછી અમો ગોદીમાંથી બહાર નીકળ્યા. ગોદીમાં હારબંધ દારૂનાં પીઠાં જોવામાં આવ્યાં. અહીં ઘણા વર્ગના લોક એકઠા થયેલા જણાયા. તેઓ દારૂ પીતા હતા, અને કેટલીક સ્ત્રીઓ નાચતી હતી તે જોતા હતા. આ સ્ત્રીઓમાંની ઘણીખરીઓએ બહુ જ જુજ કપડાં પહેર્યાં હતાં, અને કેટલીકો તો તદન નગ્ન હતી. દુકાનો તથા ઘરોમાં ઝગ-ઝગાટ દીવા બળતા હતા.

આવી રીતે અમે જોતા જોતા ચાલ્યા. આખરે બંદરનો છેડો આવ્યો. પછી જમણા હાથપર વળ્યા—રસ્તા પહોળા હતા. અને ગ્રેનાઇટ પથ્થર જ સપાટ બનાવવામાં આવ્યા હતા. બેઉ બાજુએ મોટાં ઘરોની હાર લાગી રહી હતી. આ ઘરોના આગલા ભાગમાં એકાંત સ્થળ જોવામાં આવ્યાં. જેવાં મેં કોઇ ઠેકાણે જોયાં નહોતાં. વળી જમણી બાજૂએ વળ્યા કે જરા શાંત અને એકાંત લત્તા પર આવ્યા. અહીં નાચરંગ કરનારની ટોળીઓ સિવાય ઝાઝી જાવ આવ દેખાઇ નહિ. થોડું ચાલ્યા બાદ મારો

ભોમીયો એક સફેદ પથ્થરથી બાંધેલા ઘર આગળ થોભ્યો. અમો અંદર ગયા, અને ચોકને ઓળંગી જે ઓરડામાં દીવો બળતો હતો, તે ઓરડામાં દાખલ થયા. અહીં મારા કાકા સેપા મળ્યા. મને સહી સલામત આવી પહોંચેલો જોઈ તે બહુ હર્ષિત થયા. હું નાહી ધોઈ ખાઈ પી પરવાર્યો એટલે પછી મારા કાકાએ કહ્યું કે; "હજી સૂધી સર્વ ગોઠવણો વગર અડચણો થયા કરી હતી. દરવાજામાં કાંઇ શંકા જેવું જણાતું નહોતું." વળી તેણે કહ્યું કે "રાણીને જ્યારે ખબર પડી કે અનુનો પૂજારી એલેકઝાન્ડ્રિઆમાં રહે છે, ત્યારે મને તેણે બોલાવ્યો, અને બહુ તદબીરથી કેટલીક વાત પૂછી. આપણી યુક્તિ વિષે તો હજી તેને સ્વપ્ન પણ નથી. પણ અનુની નજીકના પીરેમીડમાં ધનના ભંડાર છે, એવી અફવા કંઇ તેને કાને આવી હશે તેથી તે વિષે પૂછ્યું.

"તે બહુ ઉડાઉ હોવાથી પૈસાની તંગીમાં વારંવાર આવે છે ને તેથી તેણે પીરેમીડ ઉઘાડવાનો વિચાર કર્યો; તોપણ હું તો હસી પડ્યો, અને બોલ્યો કે, પીરેમીડ તો ફક્ત ખુફુની કબર હતી. અને ખજાનાની વાત બિલકુલ હું જાણતો નથી. એથી તે ગુસ્સે થઇ અને સોગંદ ખાઈ બોલી કે જ્યાં સૂધી તે રાજ્ય કરે છે; ત્યાં સૂધીમાં પીરેમીડના પથ્થરે પથ્થરા ઉખેડી નાખી અંદર શું છે, તે જાણ્યા વગર નહિ રહે. વળી હું વધારે હસ્યો, અને અહીંની એક કહેવત બોલ્યો કે, 'રાજાઓ કરતાં પહાડો વધારે લાંબી જિંદગી ભોગવે છે.' આ મારા હાજર જવાબથી તે હસી અને મને રુખસદ આપી." મારા કાકાએ વળી કહ્યું કે; "સવારે હું પણ કલીઓપેટ્રાને જોઇશ. તેનો જન્મ દિવસ હોવાથી ( મારો પણ જન્મ દિવસ હતો.) સીરેપીસ નામના ઠગારા દેવના મંદિરમાં ભોગ આપવા, આઇસિસનો શૃંગાર સજી ભારે દબદબાથી સ્વારી કહાડી તે ત્યાં જશે. અને ત્યાર પછી રાણીની હજુરમાં જવા શી યુક્તિ રચવી તેનો આપણે વિચાર કરીશું."

હું મુસાફરીથી શ્રમિત થયો હતો, તેથી હવે સૂતો, પણ એક તો પરદેશ અને તેમાં વળી રસ્તાના ઘોંઘાટ તથા સચિંત વિચારથી રાત્રીનો મોટો ભાગ જાગ્રત અવસ્થામાં ગયો. હજી તો સૂર્યોદય થયો નહોતો. તેટલામાં તો હું ઉઠ્યો, અને અગાસીપર જઈ ઉભો. થોડીવારમાં પૂર્વમાંથી સૂર્યનાં કિરણો તીરની માફક છૂટ્યાં. અદ્ભુત "ફેરોસ" ના આરસના પથ્થરો સૂર્યના પ્રકાશથી ચમકી રહ્યા, તેના મોટા દીવાનો પ્રકાશ ઝાંખો થયો અને તે રવિથી શરમાઇને છુપાઇ ગયો. સૂર્યે તેના પ્રકાશરૂપ આત્માનું હરણ કીધું, તેથી તે અદૃશ્ય થઇ ગયો. સવારના ધૂમસમાં ફક્ત તેનો ઉપલો જ ભાગ સ્પષ્ટ દેખાતો ને તે હવામાં અદ્ધર રહ્યો હોય અને શહેરની

ચોકી કરતો હોય એમ જણાતું. કલીઓપેટ્રાના 'લોકીઆસ' મહેલનો દેખાવ પણ રળીઆમણો હતો. આ રાજમંદિર સમુદ્રકિનારે બાંધેલું હતું, અને સૂર્યનાં કિરણથી જવાહિરની માફક ચળકી રહ્યું હતું. જેમ વનિતાની શ્યામ છાતીપર હીરો શોભી રહે, તેમ સમુદ્રની શ્યામ શાન્ત સપાટીપર આ મંદિર શોભી રહ્યું હતું. દૂર એલેકઝાન્ડરની પવિત્ર સમાધિને કિરણો ચુમ્બન કરતાં હતાં. હજારો ઉંચા પ્રાસાદો અને મીનાર આકાશ સાથે વાત કરતા હતા. મોટા સંગ્રહસ્થાનના ઝરૂખાઓ નજરે પડતા હતા. કપટી સિરેપિસદેવની હાથીદાંતની મૂર્તિ જે મંદિરમાં શોભી રહી છે, તે મંદિરની ટોચ તે વેળાની શોભામાં વધારો કરતી હતી.

જેમ જેમ રવિ ઉંચે આવતો ગયો, તેમ તેમ ધુમસ અને રાત્રિનું અંધારુ જે હવે ફક્ત શહેરના નીચા મહોલ્લાઓમાં સંતાઇ બેઠાં હતાં તેમને હાંકી કાઢી પોતાનો પ્રકાશ સર્વત્ર ફેલાવતો ગયો.

ઉત્તરનો પવન વાવા લાગ્યો, અને શહેર તથા બંદરની અસ્વચ્છ હવાને ઘસડી લઇ ચાલ્યો. સમુદ્રનાં મોજાં તેના જોરથી ઉછળી રહ્યાં. ઘણે ઠેકાણે વહાણો ડામાડોળ થઇ રહ્યાં. 'હિપ્પોડ્રોમ' અને 'સ્ટેડીયમ' નો મોટો ઘેરો પણ નજરે પડતો હતો. અગણિત નિવાસસ્થાનો, હજારો શેરીઓ અને ગલી અમાપ દોલત, એક બાજૂએ સમુદ્ર અને બીજી બાજૂએ સરોવર; આ સુંદર શહેરની શોભામાં વધારો કરતાં હતાં. હું આ દેખાવ જોઇ વિસ્મિત થયો ને અચરજમાં ડુબી ગયો. મારા વારસામાંના શહેરોમાંનું આ એક જ શહેર હતું અને ખરેખર એ જાતનો શ્રમ મિથ્યા નહોતો.

ત્યાંનો ભપકો જોઇ જોઇ મારી આંખો દુઃખવા આવી પણ હું ધરાયો નહિ, આખરે શ્રમિત શ્વાસથી પવિત્ર દેવીનું સ્મરણ કરી હું નીચે ઉતર્યો, મને મારા કાકા નીચે ઓરડામાં મળ્યા, અને સવારની શહેરશોભા જે હું જોઇ આવ્યો હતો, તે વિષે મેં વાત કાઢી.

ગુપ્તદ્વાર પાંપણ ઉંચી કરી મારી સામું જોઇ તે બોલ્યો. "અને એલેકઝાન્ડ્રીઆવિશે તારું શું મત છે?"

"હું ધારુ છું કે એ કોઇ દેવતાઇ શહેર છે."

ઉગ્ર થઇ તે બોલ્યો, "દેવતાઇ નહિ, પણ રાક્ષસી ગટરની માફક ઉંચામાં ઉંચા ઘરના ગુપ્તમાં ગુપ્ત ઓરડાઓમાં થઇ શેરી શેરીએ અને જગેજગ અધર્મ પથરાઇ ગયો છે. ભ્રષ્ટાચારની જ્યાં ત્યાં ખાણો છે. અસત્યતા મનુષ્યોમાં રગે રગે ફરે છે. જ્યા જુઓ ત્યાં માયાની જાળ સિવાય કંઇ નજરે પડતુ નથી. ટુંકમાં આ શહેર નરક છે! અહીં અધર્મ રાજ્ય

કરે છે. અરે! આ શહેરનાં ઘરો જમીનદોસ્ત થાઓ! તેના પથ્થરે પથ્થર છૂટા થઈ તેનું નામ કે નિશાન પણ ન રહો! એની સર્વ દોલતને સમુદ્ર ઘસડી જાઓ! અહીંના ઠગારા લોકો રીબી રીબીને મરો! અને યૂનાનીઓનું નામ નાબૂદ થાઓ! ઓ રાજકુમાર, હર્મેચિસ, એલેકઝાન્ડ્રિઆના વિલાસથી તું અંજાઇ ન જા; કારણ, તેની ઝેરી હવાથી સત્યનો નાશ થાય છે; અને ધર્મ અહીં સુખે રહી શકતો નથી. જ્યારે તું રાજ્યાસનપર વિરાજે ત્યારે આ દોષી શહેરનો નાશ કરજે. અને પવિત્ર મેમ્ફીસને રાજધાનીનું નગર કરીને ત્યાં રહેજે. હું તને ચેતવું છું કે, એલેકઝાન્ડ્રિઆ મિસરનો દરવાજો છે, અને જ્યાંસુધી તે હયાત રહેશે ત્યાંસુધી દુનિયાની જૂદી જૂદી પ્રજાઓ એ દરવાજાની શોભા તરફ લલચાશે; અને મિસરની દોલત ઘસડી જશે. જૂદા જૂદા કપટી ધર્મો અહીં સહેલાઈથી પ્રસરશે, અને મિસરના પવિત્ર ધર્મનો નાશ કરશે."

આ વાકયો મારા મનમાં ઠસ્યાં અને હું ચુપ થઇ ગયો. તે છતાં આ શહેર જોઇને મને આનંદ થયા વગર રહેતો નહિ.—અમોએ ભોજન કર્યું. એટલે મારા કાકાએ કલીઓપેટ્રાની સ્વારી જોવા જવા તૈયાર થવા કહ્યું. જો કે સ્વારી બપોરના બેવાગે નીકળવાની હતી. છતાં ત્યાંની રૈયત આવા તમાશા જોવાને એટલી બધી આતુર રહેતી કે પોતાના અમૂલ્ય વખતની દરકાર કરતી નહિ. અમે જો એટલા જલદી નીકળ્યા ન હોત તો જે રસ્તે થઇ રાણી જવાની હતી તે રસ્તો અમે ભાગ્યે જ પસાર કરી શકત. લોકોની ઠઠ અત્યારથી જ ત્યાં મળી હતી; અને વખત જતાં ભીડ વધતી જતી હતી. તે રસ્તાની એક બાજૂએ એક મંડપ ઉભો કર્યો હતો, ત્યાં અમો ગયા. ત્યાં બેસવાને માટે મારા કાકાએ મોટી રકમ ખરચી જગ્યા મેળવી રાખી હતી. આ મંડપ સાગના લાકડાનો બાંધ્યો હતો, અને અંદર ચંદરવો બાંધી તેને કિરમજી કપડાંની ઝાલર બાંધી શોભાયમાન કીધો હતો. અહીં અમો મહા મુશ્કેલીએ પૂગ્યા અને એક લાકડાપર બેઠા. રસ્તામાંથી લોકોનાં ટોળેટોળાં, આનંદ ગર્જના કરતાં, ગાતાં અનેક ભાષામાં મોટેથી વાતો કરતાં દબાતાં ચંપાતાં જતાં હતાં. ત્રણ ચાર કલાક આ ગમત જોઇ રહ્યા પછી આખરે સ્વારીને જવા માટે રસ્તો ખુલ્લો કરવા સિપાહીઓ આવતા નજરે પડ્યા—આ સૈનિકોએ રોમના રિવાજ પ્રમાણે છાતીપર સાંકળીનું બખ્તર નાખ્યું હતું. તેમની પછી ચોપદારો લોકોને ચુપ રહેવા સૂચના કરતા આવ્યા અને રાણી પધારે છે એમ નેકી પોકારતા ગયા. પણ લોકો તો તેથી વિશેષ ઘોંઘાટ કરતા જણાયા. ત્યાર પછી સિસિલીના એક હજાર ડિંબયુદ્ધકર્તા ચાલતા જણાયા—તેમની પાછળ હજાર પ્રેશીઅનો, હજાર મેસીડોનીઅનો

અને હજાર બોલ્સનો. એ યોદ્ધાઓએ પોતપોતાનાં દેશનાં બખ્તરો તથા હથિયારો પહેર્યાં હતાં. તેમની પાછળ પાંચસો ઘોડેસ્વાર કવચ પહેરી બખ્તરવાળા ઘોડાઓપર સ્વાર થયા હતા. તેમની પછી યુવાન કન્યાઓ અને પુરુષો ચાલતાં હતાં. તેમણે ભભકાદાર કીમતી પોષાક પહેર્યા હતા; અને માથે સોનાના મુકુટ ધારણ કર્યા હતા. તેમની સાથે પ્રભાત, મધ્યાન્હ-કાળ, દિવસ અને રાત્રિ, પૃથ્વી અને સ્વર્ગને સૂચવતી મૂર્તિઓ જોવામાં આવતી હતી. છેલ્લે ખુબસૂરત મહિલાઓ ચાલતી હતી. તેમનામાંની કેટલીક રસ્તામાં સુગંધિ પદાર્થો છાંટતી હતી; અને બીજીઓ હવે કલીઓ-પેટ્રા કલીઓપેટ્રા એમ ગર્જના કરી રહી હતી. જે સ્ત્રી આઇસિસ દેવીનો પોષાક પહેરી તેની પવિત્રતાની મશ્કરી કરવા હિંમત કરતી હતી, તેને જોવા માટે હું મારા ચિત્તને એકાગ્ર કરીને ઉભો રહ્યો. પણ તેટલામાં મારી નજીકમાં લોકની ઠઠ એટલી તો વધી ગઇ કે મારી દૃષ્ટિ પણ આગળ પૃગી શકી નહિ. તેથી આતુર થઇ મંડપ ઓળંગી બળાત્કારે ભીડમાંથી રસ્તો કરતો હું આગળ વધ્યો, અને સૌથી અગ્રભાગમાં પહોંચ્યો.

અહીં ન્યુબીઆના ગુલામો હાથમાં જાડા ડંડા લઈ દોડતા અને વચમાં જે લોક આવતા તેને મારતા જણાયા. તેમનામાંના એક મજબૂત બાંધાના રાક્ષસી પુરુષે મારું ધ્યાન ખેંચ્યું. જેમ નીચ લોકોના હાથમાં સત્તા આવતાં તેઓ તેનો ગેરલાભ લે છે; તેમજ આ પુરુષ વગર વાંકે લોકોને મારતો જણાયો. મારી નજીકમાં એક મિસરની વતની સ્ત્રી પોતાના હાથમાં છોકરું લઈ ઉભી હતી. આ અબળાને તે જંગલીએ એટલા જોરથી ડંડો માર્યો કે તે બેભાન થઈ જમીનપર તૂટી પડી! વળી આથી તે જાણે ખુશી થતો હોય એમ હસવા લાગ્યો. આ દેખાવ જોઈ બીજા લોકો બબડી બેસી રહ્યા, પણ મારો જુસ્સો એટલો ઉશ્કેરાઈ ગયો, કે કંઇ પણ વિચાર કર્યા વગર મારા હાથમાં એક સાઇપ્રસના ઓલીવ લાક-ડાનો ડંડો હતો, તે જોરથી ઉગામી પેલા કાળા જનાવરરૂપી માણસપર મેં પ્રહાર કર્યો. મારો ફટકો તેને બરાબર વાગ્યો. તેના ખભા ઉપર તે સોટો ચીરાઇ ગયો, અને તેના ઘાથી લોહી વહેવા માંડ્યું.

જેઓ બીજાને વગર વિચારે મારે છે તેમની સામું જો કોઈ થાય તો તેમના ગુસ્સાની હદ રહેતી નથી. તે પ્રમાણે આ ગુલામ એક ચીસ પાડી વિકરાળ સ્વરૂપ કરી મારાપર કૂદ્યો.

આસપાસના લોકો દૂર ખસી કુંડાળું કરી ઉભા. ફક્ત પેલી સ્ત્રી બિચારી અશક્ત થઈ ગયાથી પડી રહી હતી. તે હડકાયલા કૂતરાની પેઠે જોરથી

ધસી આવ્યો. મારી પાસે બીજુ કાંઈ સાધન ન હોવાથી મેં મુષ્ટિપ્રહાર કીધો. બે આંખોની વચ્ચે તેના કપાળપર મારો આ ફટકો લાગવાથી તે એક ગોધાની માફક ફડફડતો પડ્યો. આ માણસને સહુ એક મલ્લ તરીકે ઓળખતા હતા. તેથી તેની આ સ્થિતિથી જાણે ખુશી થયા હોય એમ શોર કરવા લાગ્યા. પણ તે તો અપશબ્દ બોલતો ફરી જોરથી ધસ્યો, અને પોતાનો સોટો ઉંચો કરી ફેરવી ઉગામ્યો. આ વખતે જો મેં ચપળતાથી આ ફટકો ચૂકાવ્યો ન હોત તો મારા પ્રાણ રમી જાત; પણ સારા ભાગ્યે તેનો સોટો જમીનપર વાગ્યો, અને એટલા જોરથી તે તેણે માર્યો હતો કે તેના કટકા થઈ ગયા. આથી વળી જોનારા વધારે હાસ્ય કરવા લાગ્યા અને વળી તે ગુસ્સાથી અંધ થઈ મને કચડી નાખવા ધસ્યો. આ વખતે મેં જોયું કે તે ઘણો ભારે હોવાથી હું તેને પાડી નાખી શકીશ નહિ. તેથી હું પણ જોરથી ધસી તેના ગળાને વળગ્યો, અને મારા બે હાથે તેને ગળચીમાંથી પકડી રહ્યો, મને તે જોરથી મુક્કી મારવા લાગ્યો, છતાં તેની દરકાર ન કરતાં હું હોઠ પીસી તેનું ગળું વધારે જોરથી દબાવવા લાગ્યો. હવે આવી રીતે અમે ચારે બાજૂ ફરવા લાગ્યા અને તે મારો હાથ છોડાવવાના ઇરાદાથી આખરે ઓચિંતો જમીનપર પડ્યો પણ હું તો તેને વળગી જ રહ્યો.

ગુલાંટ ખાતો ખાતો આખરે તે ગુંગળાઈ મૂર્છાગત થયો, ત્યારે મેં તેને છોડ્યો. પછી મેં ઉઠી મારો ઘૂંટણ તેની છાતી સરસો દબાવ્યો, અને જો મારા કાકા અને બીજાઓએ મને ખેંચી લીધો ન હોત, તો હું તેને કદાચ મારી પણ નાખત.

તેટલામાં રાણીનો રથ ત્યાં આવી પહોંચ્યો. રથની આગળ હાથી ચાલતા હતા અને પાછળ સિંહોને દોરી લાવતા હતા. મને અત્યારસૂધી આ વાતની ખબર નહોતી. ગડબડ જોઈ રાણીએ પોતાનો રથ ઉભો રખાવ્યો. મેં તેની તરફ નજર કરી—હું હાંફતો હતો, મારાં સફેદ કપડાં ચીરાયલાં હતાં, અને તે ગુલામના નાક અને મોઢામાંથી જે લોહી નીકળ્યું હતું, તેથી રંગાયલાં હતાં. આવી સ્થિતિમાં હું રાણીની સન્મુખ ઉભો હતો, તેનો રથ સુવર્ણનો હતો, અને તેને બે સુંદર દુધીઆ અશ્વ જોડેલા હતા. આ રથમાં તે વિરાજેલી હતી, અને તેની બે બાજૂએ ચૂનાની પહેરવેશ પહેરી બે નવયૌવના લલનાઓ રત્નજડિત પંખા નાખતી ઉભી હતી. તેણે માથાપર આઇસિસનો તાજ ધારણ કરેલો હતો. આ તાજની વચ્ચે ચંદ્રની ગોળ આકૃતિ, અને ઓસિરિસનાં તખ્ત ચિન્હ હતાં, અને બે

બાજૂએ સોનાના શિંગની આકૃતિ હતી. વળી તાજને સોનાનો સર્પ વિંટળાયલો હતો. આ તાજ એક ગીધ પક્ષીના મુખની આકૃતિવાળી સોનાની ટોપી ઉપર પહેરેલો હતો. ગીધની પાંખોમાં પાનાં જડેલાં હતાં, માથામાં અમૂલ્ય રત્નો જડેલાં હતાં, અને ચક્ષુની જગોએ હીરા હતા. તેના વાળ લાંબા કાળા હતા, અને પગસૂધી પહોંચતા જણાતા હતા. તેની ગોળ ડોકમાં નીલમ અને પરવાળાનો ગળબંધ શોભી રહ્યો હતો. કીમતી બંગડીઓ તેના નાજુક હાથ અને મણિબંધને શોભાવતી હતી. એક હાથમાં સોનાનો દંડ હતો, અને બીજા હસ્તમાં આયુષ્યરૂપી બિલોરી પવિત્ર ક્રુસ હતો. તેનાં સ્તન ઉઘાડાં હતાં, પણ તેની નીચેથી એક પટ પહેરેલું હતું, આ પટ રત્નજડિત હતું, અને સર્પના ભીંગડાની માફક ચળકી રહ્યું હતું, વળી તેનાપર મઝાદાર "કાસ" ના રેશમી ખેસથી અર્ધ ઢંકાયેલી કીનખાબની ઝાલર હતી, નાજુક સફેદ પગમાં મોતીના બંધવાળા ચમ્પલ હતા, આ ચમ્પલપર પટની ઝાલર પાટલી રોકી પડી હતી, કે જે અનુપમ શોભા આપતી હતી.

એકજવાર નજર ફેરવતામાં આ શોભા મેં જોઈ લીધી. પછી જેની ખુબસૂરતીથી સીઝર કામાતુર થયો હતો, મિસરની ખરાબી થઈ હતી, ઓકટેવીઅસને હાથ રાજ્ય ગયુ હતું, તે ખુબસૂરત મુખકમળ તરફ મેં દૃષ્ટિ ફેરવી. ન્યૂનતા વગરની યૂનાની ખુબસૂરત કાંતિવાળી તે સ્ત્રી હતી. ગોળ હડપચી, ગુલાબી ભરાઉ હોઠ, અણીયાળું સીધું નાક, અને સુંદર સીપના જેવા કાન, તેણીને શોભાવતા હતા. કપાળ નીચું પહોળું, અને મનોહર હતું, કેશ વાળેલા કાળા છૂટા મૂકેલા હતા. ભ્રકુટી કમાનદાર હતી, અને પાપણ લાંબાં વળેલાં હતાં. તે પુરવૈભવમાં બેઠેલી હતી, પણ ખરી ખૂબી તો તેના નેત્રોમાં જણાતી હતી. તે આસમાની રંગનાં હતાં અને તેનું તેજ વિચિત્ર હતું. રણમાં રાત્રિએ જેમ આકાશ વિચિત્ર દેખાય છે; ઘડીકમાં શાંત ઘડીકમાં તારાથી ચળકતું, ઘડીકમાં વાદળાંથી ઘેરાયલું દીસે છે; તેમ તેનાં ચક્ષુ દેખાતાં હતાં. જાણે વિચારમાં ગરક થઈ હોય તેમ શાંત જણાય. વળી આશારૂપી ચમકારા મારે, વળી ભવાં ચઢાવે, અને વળી કલ્પનાથી આનંદી લાગે! આ ચમત્કાર મેં જોયો તેવો વર્ણવી શકતો નથી. વળી તે વેળા મારી ખાત્રી થઈ કે માત્ર રૂપમાં જ તેની સર્વ શક્તિ રહેલી નહોતી. જુસ્સાવાળી મનોવૃત્તિઅનુસાર શરીરના હાવભાવ કરવામાં તેની શક્તિની સીમા થતી હતી—તેના જેવી મનોવૃત્તિવાળી કોઈ સ્ત્રી છે નહિ, અને થશે પણ નહિ. જ્યારે તે વિચારમાં ગરકાવ જણાતી ત્યારે પણ તેના મનનો આતશ ગુપ્ત રહેતો નહિ, પણ જ્યારે તે જાગ્રત થતી ત્યારે તેની આંખમાંથી

વીજળીના જેવા ચમકારા, અને જ્યારે તે બોલતી ત્યારે જાણે એકતાલ થઈ રસમય ગાયન હોઠપર વાગતું હોય એમ સ્વર થતો અને ત્યારે જ તેની ખરી ખૂબી જણાતી. તે વેળાનું વર્ણન કરવું અશકય છે. પુરુષને ઈશ્વરે જે બુદ્ધિવૈભવ આપ્યા છે અને સ્ત્રીને પોતાનું સ્વરૂપ પ્રકાશવા જે શોભા આપી છે; તે બન્નેની તેનામાં એકતા થએલી હતી. તે સાક્ષાત્ માયા હતી, અને તેવી જ સ્થિતિમાં તે, કિંચિત્ પણ ચિન્તા ન રાખતાં ધર્મની મશ્કરી કરી, રાજાઓને પોતાનાં રમકડાં બનાવી નચાવતી અને પોતાની ઇચ્છાને ફળીભૂત કરવા કેવળ હાસ્ય કરી મનુષ્યના કીમતી લોહીની પાણીની માફક નેહેર વહેવડાવતી. તે વખતે જ કલીઓપેટ્રા માણસને લોહચુંબક લોહના કટકાને ખેંચે તેમ ખેંચી તાબે કરતી, અને કોઇપણ માનવી એવો નહિ હોય કે જે તે વેળા તેને જીતી શકે. તે ઘેરાયલાં ભયાનક વાદળાં જેવો દેખાવ કરતી ને વીજળી જેવું મનોહર રૂપ ધારણ કરતી. પ્રાણઘાતક દેખાતી કે દયાળુ જણાતી! એ સર્વ જગત્પ્રસિદ્ધ છે! ઓ! ઈશ્વર! વિશ્વમાં ફરીવાર આવી સ્ત્રીને જન્મ ન આપતો!

જ્યારે તે ધાંધલનું કારણ શોધી કાઢવા ધીમે રહી, જરા ફરી ત્યારે એક પલવાર અમારી નજર એક થઇ. પહેલાં તેના આંખો કાળા અને વિચારવતી જણાઇ, પછી જાણે તે જાગ્રત થઇ હોય એમ લાગ્યુ. જેમ દરિયામાં તોફાન થતાં જૂદા જૂદા રંગ દેખાય છે, તેમ તેના ચક્ષમાના રંગ બદલતા જણાયા.

જરા ગુસ્સે થઇ હોય, વળી કાંઇ જ ન હોય, તેમ જણાયું, અને જ્યારે તેની નજર મલ્લપર ગઇ, અને તેને ઓળખ્યો ત્યારે તે આશ્ચર્યચકિત થઇ હોય એમ જણાયું. જે માણસ કલીઆપેટ્રાના મનની સ્થિતિ જાણવા માગતો હોય, તેણે માત્ર તેનાં ચક્ષુપર ધ્યાન આપવું. ચહેરામાં કિંચિત્ પણ ફેરફાર થતો જણાતો નહિ. તેણે પોતાના ચોકીદારને કંઈ કહ્યું, અને તેઓ મને તેની નજીક લઈ ગયા. તે વખતે લોકો, મને તે મારી નાખશે, એમ ધારી ચુપ થઇ ઉભા. હું અદબ વાળી તેની આગળ ઉભો. જો કે તેની ખુબસૂરતીથી હું દંગ થઇ ગયો હતો; છતાં તેને અંતઃકરણથી ધિક્કારતો હતો. આઇસિસ દેવીના જેવો શૃંગાર કરનાર, મારી ગાદી બથાવી પડનાર, મિસરની દોલતને રથ, અને સુગંધિ પદાર્થો પાછળ ઉડાડનાર લંપટ સ્ત્રીને જોઇ મને ધિક્કાર છૂટ્યો.

માથાથી તે પગ સૂધી ધારીને મને જોયો, પછી, અમારી ભાષા કે જે તે જાણતી હતી, તેમાં ધીમા પણ સ્પષ્ટ અવાજે બોલી;—

"એ મિસરના વતની, (તારા દેખાવપરથી હું જોઉં છું કે તું અહીંનો વતની છે) તું કોણ છે. અને અહીં શું કરે છે? મારી સ્વારી વખતે મારા ગુલામની સામો થવાની હિંમત કરનાર તું કોણ છે?"

મેં હિમતથી જવાબ દીધો; "મારું નામ હુર્મેચિસ છે. અબીથિસના વડા ધર્માધ્યક્ષ અને હાકિમનો હું દત્તક પુત્ર છું. અને જ્યોતિર્વિદ્યામાં પ્રવીણ છું, અહીં મારું નસીબ અજમાવવા હું આવ્યો છું, રાણી સાહેબ, આપના ગુલામે પેલી સ્ત્રીને વગર વાંકે મારી, તેથી હું તેની સામો થયો, જેઓ તે વેળા હાજર હતા તેને પૂછી આ આ વાતની ખાત્રી કરો."

તે બોલી, "હુર્મેચિસ, તારું નામ બુલંદ છે. અને તારો દેખાવ મગરુર દેખાય છે" પછી એક સિપાહી કે જેણે બધો તમાશો જોયો હતો, તેને બોલાવી સર્વ વૃત્તાંત તેણે સાંભળ્યો. ન્યુબિઅન ગુલામને મેં હરાવ્યો હતો, તેથી તે મારી તરફ મિત્રાઇથી વર્ત્યાં, અને સત્ય બોલ્યો. તેણે પંખો નાખનારમાંની એક સ્ત્રી કે જેના વાળ વળેલા હતા, અને જેની આંખો શરમાળ કાળી હતી અને ઘણી ખુબસૂરત હતી; તેની સાથે પણ કાંઈ વાત કરી, તે સ્ત્રીએ કંઈ ટુંકો જવાબ દીધો, અને પછી કલીઓપેટ્રાએ પેલા ગુલામને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. તેને અને જે સ્ત્રીને તેણે મારી હતી તે બન્નેને લાવી હાજર કરવામાં આવ્યાં.

તે ઉપર પ્રમાણે જ ધીમેથી બોલી" "કુતરા,, બાયલા! આ અબળા ઉપર તારું જોર દેખાડે છે? તું બીકણ છે તેથી જ આ ગુલામે તને હરાવ્યો. હું તને કેમ વર્તવું તે આજ શીખવીશ. હવે પછી તું જ્યારે કોઈ અબળાપર પ્રહાર કરે, ત્યારે ડાબો હાથ વાપરજે! અય સિપાહીઓ, આ ગુલામને પકડી એનો જમણો હાથ કાપી નાખો."

તે આ પ્રમાણે હુકમ આપી રથમાં અઢેલીને બેઠી, તેનાં નેત્ર ફરી વિચારવંત દેખાયાં, સિપાહીઓએ પેલા રાક્ષસને પકડયો. અને તેના બૂમ બરાડાની દરકાર કર્યા વગર ત્યાંને ત્યાં તેનો હાથ તલવારથી કાપી નાખ્યો. અને પછી તેને લઈ ગયા, સરઘસ આગળ ચાલ્યું અને જેવો રથ ખસ્યો, કે પેલી ખુબસૂરત પંખો નાખનાર સ્ત્રી પાછળ વળી મારી સામું જોઇ જરા હસીને ખુશ થઈ હોય એમ જણાવવા ડોકું નમાવ્યું. આથી વળી મને વિશેષ આશ્ચર્ય લાગ્યું.

લોકો પણ ખુશ થયા અને મારી મશ્કરી કરતા હોય તેમ બોલવા લાગ્યા કે હવે મને મહેલમાં ભવિષ્ય જોવાનું તેડું આવશે. અમારાથી બની શકે તેટલી ઝડપથી હું અને મારો કાકો ઘર તરફ ચાલ્યા—આખે

રસ્તે તેણે આ અવિચારી કામમાટે મને ઠપકો આપ્યો. પણ જ્યારે તે ઘેર પહોંચ્યો અને અમે ઓરડામાં દાખલ થયા ત્યારે તે મને ભેટી પડ્યો પણ પેલા રાક્ષસને મેં સહેલમાં હરાવેલો હોવાથી મારો કાકો મારાપર ઘણો જ પ્રસન્ન થયો હતો.



## પ્રકરણ ૨ જું.

### ચાર્મિયનનું આવવું અને સેપાનો ક્રોધ.

તેજ રાત્રે અમે જમવા બેઠા હતા, તેટલામાં કોઇએ બારણું ઠોક્યું, અને પોતાનું મોઢું દેખાય નહિ, તેમ એક કાળો ઝભ્ભો પગથી માથા સુધી ઓઢી કોઇ સ્ત્રી અંદર આવી.

મારા કાકા ઉઠ્યા, તેટલામાં તો તેણે છુપો મંત્ર કહ્યો અને મધુર અવાજે બોલી, "મારા પિતાજી, જો કે પેલા મહેલની મોજમજાહમાંથી આવવું ગમ્યું તો નહિ, છતાં હું આવી છું. તડકાથી અને રસ્તાના ઘોંઘાટથી મારું માથું દુઃખે છે, એમ બહાનું કાઢી હું રાણી આગળથી સટકી આવી છું."

"ઠીક કીધું. તારો ઝભ્ભો કાઢી નાખ, અહીં તને કંઇ હરકત નથી." શ્રમથી જરા નીસાસો મૂકી પોતાનો ઝભ્ભો તેણે સેરવી દીધો. ક્લીઓપેટ્રાને પંખો નાખનાર જે ખુબસૂરત સ્ત્રી હતી તેજ તે હતી એમ જણાયું. તે રૂપાળી હતી; અને તેનું મુખારવિંદ મંજુલ હતું, તેનો યૂનાની પોશાક તેની ખીલતી જવાની અને નાજુક શરીરને દીપાવતો હતો. તેના વિખરાયલા વાળ સોનાની પટીથી બાંધેલા હતા, પગમાં સોનાના બંધવાળા ચમ્પલ હતા. તેના ગાલ ખીલતા ગુલાબના રંગના હતા, અને શરમથી તે નીચી નજર કરી રહી હતી. આંખ કાળી અને મીઠી હતી. તેના હોઠપર હાસ્યની છાપ જણાતી હતી.

મારા કાકાની નજર તેના પોશાક પર પડતાં ગુસ્સે થઇ કરડા અવાજે બોલ્યા;–

"ચારમીઅન, આ પોષાક કેમ પહેરી આવી છે? તારા વતનની સ્ત્રીઓનો પહેરવેશ શું તને ગમતો નથી? સ્ત્રીની શેખી દેખાડવાની જગ્યા આ નથી. તું અહીં જે કાળે આવે છે, તેને આ શોભતું નથી."

તે નરમાશથી બોલી;"ગુસ્સે ન થા, ઓ પિતાજી, જેની હું નોકરી કરું છું. તે આપણા અસલી પોશાક પહેરવા નથી દેતી, તે તમો જાણુતા નહિ હો. અને તે પહેરવાથી કદાચ વહેમ પણ પડે. વળી હું ઉતાવળમાં આવી છું."

આટલી વાર તે છુપી રીતે પોતાની શરમાળ આંખે જોયા કરતી હતી. સેપા પોતાની તીક્ષ્ણ આંખોથી તેને એક ચિત્તે જોઇ રહ્યા પછી મર્મથી બોલ્યો, "ઠીક ઠીક; મારી ખાત્રી છે કે, તું સત્ય બોલે છે. ચારમીઅન, હમેશાં તારી ફરજ અને તે પાર પાડવા લીધેલા સોગંદને યાદ રાખજે. ચપળ મનોવૃત્તિ ન રાખ. તારી ખુબસૂરતીને એક દોષ ગણ. ધ્યાન રાખ કે, જરા પણ ચળિત થઇ, તો પછી મનુષ્યનો અને દેવતાઓનો કોપ એકદમ તારાપર તૂટી પડશે ;"

તે ઉભો થઇ ઓરડામાં ફરતો ફરતો ગુસ્સાથી બોલ્યો "આ ફરજ માટે જ તને આ દુનિયામાં ઉછેરી છે. આ કાર્ય વાસ્તે જ તને સૂચના કરી છે, અને આ કાર્યમાં સહાય કરવા જ તને પેલી ભ્રષ્ટ સ્ત્રીની નોકરી કરવા રાખી છે, તે તું ભૂલી જતી નહિ. ચારમીઅન, દરબારની મોજમજાહથી તારી પવિત્રતાને દાગ લગાડતી ના અને તારું કાર્ય પડતું મૂકતી ના." આ બોલતાં બોલતાં તેની આંખો ચમકતી હતી અને તેનો દેખાવ દબદબા ભરેલો લાગતો હતો.

તેની નજીક જઇ વળી તે બોલ્યો "ચારમીઅન, ઘણી વાર મને તારા માટે શક રહે છે. ગઇ રાત્રીએ મને સ્વપ્ન આવ્યું કે તું રણમાં ઉભી છે. મેં તને હસતી અને તારો હાથ આકાશ તરફ ઉંચો કરતી જોઇ અને આકાશમાંથી લોહીનો વરસાદ પડ્યો. પછી વાદળું નીચું આવ્યું અને ખેમની ભૂમિને તેણે ઢાંકી દીધી. એ સ્વપ્નાનું કારણ શું અને એનો ભાવાર્થ શો? પુત્રી, હજી મને તારી સામે કંઈ વહેમ નથી પણ સાંભળ; જે પળે મને વહેમ પડ્યો કે પછી જો કે તું મારી પુત્રી છે અને હું તને ચાહું છું છતાં તેજ પળે આ તારું નાજુક શરીર કે જે સુંદર દેખાડવાનું તને બહુ પસંદ છે તે કાગડા અને શિયાળને અર્પણ કરીશ, અને તારા આત્માને દેવોની શિક્ષા ભોગવવા સોંપીશ! તારા શરીરની ક્રિયા થશે નહિ અને શાપિત થઈ તું આમેન્ટીમાં અનંત કાળ સુધી ભટકયા કરીશ!"

હવે તેનો ગુસ્સો નરમ પડ્યો, અને તે બોલતો અટકયો. આ પુરુષ દેખીતો આનંદી અને ભોળો જણાતો, પણ ખરેખર તે કેટલો ડાહ્યો હતો, અને પોતાનું કાર્ય કરવામાં કેટલો ખંતી હતો તે મેં તેના આ બોલોથી જાણ્યું, ચારમીઅન બીકથી તેનાથી દૂર ખસી ગઈ અને પોતાનું મનોહર રૂપ હાથથી ઢાંકી રડવા લાગી.

તે ડુસકાં ભરતી ને ડચકાં ખાતી ખાતી બોલી. "પિતાજી, મેં એવું શું કીધું છે કે તમે એમ બોલો છો? તમારા સ્વપ્નાના ભેદને હું જાણુતી નથી.

હું કંઈ સ્વપ્નવિચાર વિદ્યા જાણતી નથી. શું તમારી ઇચ્છાનુસાર હું નથી વર્તી? શું તે સોગંદ હું ભૂલી ગઈ છું? મેં શું જાસૂસ તરીકે વર્તી, તમને સર્વ બાતમી નથી આપી? મેં શું રાણીનું મન જીત્યું નથી! તે મને શું એક ભગિની તરીકે નથી ગણતી? તેના સાથીઓ શું મને નથી ચાહતા? તારી બીકથી મને તું શું કામ આમ ડરાવે છે?" તે વધારે રડવા લાગી અને શોકમાં તે વધારે રૂપાળી જણાતી હતી.

"બસ, બસ, મેં કહ્યું તે કાંઈ પાછું ખેંચાતું નથી, ચેતતી રહે અને આ સ્વચ્છંદી પોશાક પહેરી અહીં આવતી ના. મિસરદેશના અને તેના દેવોના કાર્યનો આધાર આપણા ઉપર છે તે ભુલી જઈ તારા ગોળ હાથ જોઇ શું અમે ખુશ થઇશું? કદાપિ નહિ. પુત્રી, જો આ તારા કાકાનો પુત્ર, અને રાજા!"

તે રડતી રહી ગઇ ને આંખો લૂછી નાખી. અશ્રુપાતથી તેની આંખો વધારે મીઠી લાગતી હતી. તેણે મને નમીને કહ્યું. "મારા વહાલા ભાઇ અને રાજકુમાર, મને લાગે છે કે આપણી ઓળખાણ આગળથી જ થઇ છે."

મેં કોઇ પણ દિવસ આવી રૂપવતી કુમારિકા સાથે વાત કરી નહોતી તેથી જરા શરમાઇ બોલ્યો "હા. બહેન, મેં જ્યારે પેલા ન્યુબીઅન સાથે બાથ ભીડી ત્યારે તું રથમાં હતી, નહિ?"

તેનાં ચક્ષુમાં તેજ આવ્યું, અને તે હસીને બોલી. "ખરેખર તેં બહાદુરીથી તે કાળા મલ્લને હરાવ્યો, મેં લડાઇ જોઇ અને જો કે હું તને ઓળખી શકી નહિ; છતાં, મને તારામાટે ધાસ્તી લાગી. પણ મારી ચિંતાનો બદલો વળ્યો. કારણ કે, કલીઓપેટાને તેનો હાથ કાપી નાખવાનું સૂચવનાર હું જ હતી. મેં તને ઓળખ્યો હોત, તો તેનું શિર છેદાવા કહેત."અને મારા તરફ આંખ ફેરવી તે જરા હસી.

મારા કાકા બોલ્યા. "વખત ઘણો ગયો છે માટે તારે કહેવાનું હોય તે કહીને સત્વર જા."

હવે તેની રીત બદલાઈ, તે અદબ વાળી ઉભી અને બોલી કે;— "ફેરો, તારી દાસીની પ્રાર્થના સાંભળ. મારી રગોમાં પણ ફેરોનું લોહી ફરે છે, હું આપણા જૂના ધર્મને માનનાર છું, અને યૂનાનીને ધિક્કારું છું, અને ઘણાં વર્ષ થયાં તને ગાદીનશીન થયેલો જોવાને આતુર છું. એજ મતલબથી હું આરમીઅન પોતાનું માન મૂકી કલીઓપેટ્રાની દાસી થઈ રહી છું. તને ગાદી મળવાનો વખત આવતાં, આપણી યુક્તિ પ્રમાણે વર્તવાને

સવળ પડે તેમ રમત રમવાના વિચારથી હું ત્યાં રહી છું અને ફેરો, બરાબર ઘાટ ઘડાયો છે. તારે મહેલમાં દાખલ થઈ, ત્યાંની રીતભાત, અને ભેદ શીખવા, અને બને તો મહેલના અમલદારો અને હીજડાઓને આપણા પક્ષમાં લેવા. તેમનામાંના કેટલાકને તો મેં જીત્યા છે. તે થયા પછી અને મહેલની બહાર સઘળી તૈયારી થતાં તારે કલીઓપેટ્રાને મારી નાખવી, અને મારી અને જેઓ આપણા પક્ષમાં આવ્યા હોય તેમની મદદથી તે વેળાના ગભરાટનો લાભ લઈ મહેલના દરવાજા ઉઘાડી જે લશ્કર ખરેખર નિમકહલાલ હોય તેને દાખલ કરવું અને મહેલનો કબજો લેવો. તેટલું થયું કે પછી તને કંઈ ચિંતા નથી. તેજ વેળાએ મિસરના દરેક શહેરમાં આપણા પક્ષનાં માણસો હથિયાર ધારણ કરશે; અને કલીઓપેટ્રાના મરણ બાદ દશ દિવસ થતાં પહેલાં તો તું ફેરો થશે. રાજવંશી ભાઈ, આ પ્રમાણે ઠરાવ થયો છે. અને જોકે આપણા કાકા મારા વિશે વહેમ રાખે છે, છતાં તું જોશે કે મારું કામ હું જાણું છું અને મારી ભૂમિકા બરાબર ભજવું છું."

આવી ન્હાની વયની અબળા આવી યુક્તિ રચે તે જાણી હું વિસ્મિત થયો. સર્વ સૂચના તેની જ હતી એમ જણાયું, પણ તે વેળા ચારમીઅનને મારી સાથે તરતની જ ઓળખાણ થઈ હતી. મેં કહ્યું:—"હું સાંભળું છું; બહેન તારે જે બોલવાનું હોય તે બોલે જા. હં, પણ મારે મહેલમાં શી રીતે અને શા ઉપાયે દાખલ થવું તે સૂચવ." "હાલના વખત પ્રમાણે, ભાઈ સર્વ સહેલું છે. કલીઓપેટ્રાને પુરુષનો સમાગમ વધારે પસંદ છે. મને માફ કરજે, પણ મને કહ્યા વગર ચાલતું નથી કે તારો ચહેરો અને તારું શરીર દેખાવડાં છે. અને કલીઓપેટ્રાના મગજમાં તેની અસર થઇ છે. આજે જ તેણે બે વાર કહ્યું કે પેલા જોશીનું ઠેકાણું પૂછાવ્યું નહિ એ ભૂલ થઈ; કારણ કે તેણે અનુમાન કીધુ કે જે જોશી મલ્લને હરાવે તે ભાગ્યશાળી હશે જ. મેં તપાસ કરવાને કહ્યું છે. તેથી સાંભળ, હર્મેચિસ, બપોરના રાણી પોતાના અંદરના જે ઓરડાની બારીઓ સમુદ્ર તરફ પડે છે; તે ઓરડામાં સૂએ છે–તે વખતે હું તને કાલે મહેલના દરવાજા આગળ મળીશ, તું ચારમીઅનને મળવા આવ્યો છે, એમ હિમતથી કહેજે. તું કયારે આવવાનો છે, તેની કલીઓપેટ્રાને સૂચના કરી મૂકીશ અને તે એકલી હશે ત્યારે તારી મુલાકાત લેશે એટલી ગોઠવણ પણ હું કરીશ. બાકીનું હર્મેચિસ, તારે કરવાનું છે. જાદુઈ રમત તેને બહુ પસંદ છે અને ઘણીવાર આખી રાત તારાઓને જોતી અને જાણે તેમના ભેદને સમજતી હોય એમ ડોળ કરતી તે ઉભી રહે છે. અને હમણાં જ "ડાયસ" વૈદ્યને તેણે રજા આપી

છે. તે બિચારા મૂર્ખે ગ્રહના સંયોગથી ભવિષ્ય ભાખ્યું કે, કેશીયસ ઍન્ટનીને હરાવશે. તેથી ક્લીઓપેટ્રાએ ઍન્ટનીને મદદ કરવા લશ્કર મોકલ્યું, પણ એવું બન્યું કે તે જઇ પહોંચે ત્યાર પહેલાં તો ઍન્ટનીએ કેશીયસને હરાવ્યો. આવી રીતે ભવિષ્ય જૂઠું પડ્યાથી તે બિચારાને જવું પડયું છે, અને હમણાં તે પોતાનો અસલી ધંધો કરે છે. એ જગ્યા ખાલી પડી છે અને તે તને મળશે એટલે આપણે તેજ મહેલમાં રહી ગુપ્ત રીતે સાથે મળીને આપણું કામ કરીશું. જેમ ઝાડનાં મૂળ કીડા કોતરી ખાય છે; તેમ આપણે સાથે રહી કરીશું. અને વખત આવતાં તારા ખંજરથી તું ક્લીઓપેટ્રાને મારી નાખજે. આવી રીતે યૂનાની રાજ્યનો તાંતણો તૂટયો કે એ રાજ્ય ખરી પડશે, અને તું ગુલામ વેશ ઉતારી મિસરમાં રાજ્ય કરશે."

વળી વિસ્મિત થઈ મેં તેની સામું જોયું તો કોઈ પણ સ્ત્રીમાં કવ-ચિત્ પણ નહિ જોયેલું એવું તેજ તેની આંખમાં જણાયું.

મારા કાકા બોલ્યા, "ચારમીઅન, આ રૂપમાં તને જોઇ મારો આત્મા ખુશ થાય છે. મેં જે તને ઉછેરી છે તે કેવળ આટલા જ વાસ્તે. અને નહિ કે, 'કોસ'ના રેશમી પોશાક પહેરી અત્તર વગેરે વાપરી મહેલની સ્ત્રી તરીકે ઓળખાવવા! આજ રીતિ કાયમ રાખજે. દેશાભિ-માનની આતુરતા વધારે ને વધારે રાખ–તને તારા કામનો બદલો મળશે! હવે આ તારો નિર્લજ્જ પોશાક ઢાંક અને જા, બહુ વખત થયો છે. કાલે હર્મેચિસ તને મળશે."

ચારમીઅને માથું નમાવ્યું, ફરી કાળો ઝભ્ભો પહેર્યો, મારા હાથનું ચુંબન કર્યું. અને કંઇપણ બોલ્યા વગર જતી રહી.

સેપા બોલ્યો "ચમત્કારિક સ્ત્રી–ઘણી જ ચમત્કારિક અને અનિશ્ચિત સ્વભાવની અબળા!"

મેં કહ્યું "કાકા, મારા વિચાર પ્રમાણે તમે જરા એની સાથે સખ-તાઇથી વર્ત્યા!"

તેણે જવાબ દીધો "હા; પણ વગર કારણે નહિ. હર્મેચિસ, આ ચારમીઅનથી તું ચેતતો રહેજે. એ બહુ હઠીલી છે, અને મને ધાસ્તી લાગે છે, કે રખે આડું વેતરે. એનામાં સ્ત્રીના સઘળા ગુણ છે, અને ઘોડાની માફક એ પોતાની મરજી પ્રમાણે વર્તનારી છે. એ બુદ્ધિમતી છે, એનામાં શૂરા-તન છે, અને આપણા કાર્યને ચાહે પણ છે; છતાં હું આશા રાખું છું કે, એની ઇચ્છાની આડે આપણું કાર્ય ન આવે, કારણ કે, ગમેતેમ થાય તો પણ એ પોતાનું ધાર્યું કરનાર છે. મેં એને આમ બીવડાવી તે

એટલામાટે જ કે, કોણ જાણે કદાચ મારું પણ એ ન સાંભળે! હું તને કહું છું કે આ છોકરીના હાથમાં આપણી જિંદગી છે, અને તેથી જો એ દગો કરે, તો થઇ ચૂક્યું. અફસોસ! આપણને આવાં હથિયાર વાપરવાં પડે છે. પણ તે વિના છૂટકો નથી. બીજો કોઇ રસ્તો જ નથી. છતાં મને મારા પર જ શક આવે છે. સર્વ સારું થાઓ; પણ મને મારી ભત્રીજી ચારમીઅનની બહુ જ બીક છે. એ ઘણી ખુબસૂરત છે અને એની રગોમાં જવાનીનું લોહી જુસ્સાથી વહે છે.

"સ્ત્રીના આધારપર કંઈ પણ પાયો બાંધવો તે બહું જોખમભરેલું છે. સ્ત્રી જ્યાં સુધી ચાહે છે ત્યાં સુધી જ નિમકહલાલ રહે છે. પુરુષના જેવી તેઓ દૃઢ નથી હોતી, સમુદ્રના જેવી તેઓ તરંગી હોય છે—ઘડીકમાં શાંત તો ઘડીકમાં તોફાની; ઘડીકમાં ધર્માત્મા તો ઘડીકમાં પાપિષ્ઠા; હર્મેચિસ તું એનાથી ચેત, સમુદ્રની માફક એ તને તરાવી પાર ઉતારે કે વખતે તને મધ્ય સમુદ્રમાં ડુબાવીને મિસરની સર્વ આશાઓનો નાશ પણ કરી નાખે!"

---

## પ્રકરણ ૩ જું.

### હર્મેચિસનું રાજમહાલયમાં આવવું; પોલસને દ્વારમાંથી ખેંચવો; નિદ્રિત કલીઓપેટ્રા અને હર્મેચિસે તેને ઇંદ્રજાળ વિદ્યાનો બતાવેલો ચમત્કાર.

બીજે દિવસે તે જમાનાના જાદૂગર અથવા જોશીઓ જેવો ઝભ્ભો પહેરતા તેવો લાંબો અને ઝૂલતો ઝભ્ભો મેં પહેર્યો. મારા માથાપર એક ટોપી પહેરી જેમાં ગ્રહોની આકૃતિ ભરેલી હતી. મારા કમરબંધમાં એક નાની પાટી અને ગુપ્ત મંત્રો તથા ચીનનો લખેલો કાગળ આદિ ખોસ્યાં. મારા હાથમાં એક હાથીદાંતના ડોચકાવાળો અબનુસનો જાદૂઈ દંડ રાખ્યો. હું જાદૂઈ વિદ્યામાં બીજાઓના કરતાં વધારે પ્રવીણ હતો. માત્ર મને તેમાં મહાવરો થોડો હતો. સાધારણ મંત્રવિદ્યાને હું ધિક્કારતો હતો, એવા ઢોંગ મને પસંદ નહોતા, તેથી શરમાતો શરમાતો મહેલ તરફ ચાલ્યો. મારા કાકા મને રસ્તો દેખાડવા સાથે આવ્યા. આખરે અમો મહેલની નજીક આવી પહોંચ્યા. બેઊતરફ સ્ફીંક્સો હારબંધ નજરે પડતા હતા. તેમને પસાર કીધા કે તરત એક આરસાના મોટા દરવાજા આગળ પહોંચ્યા અને પછી એક પીતળનો દરવાજો પસાર કરી સિપાહીઓની દેવડી આગળ આવ્યા. અહીં મારા કાકા ફતેહ અને સલામતી ઇચ્છી મને છોડી ગયા. હું તો શાંત મને

આગળ ચાલ્યો. દરવાજાના પહેરેગીરે મારું નામઠામ અને ધંધો સભ્યતાથી પૂછ્યાં. મારું નામ હુમેંચિસ જાદૂગર છે. અને રાણીની દાસી ચારમીઅન સાથે મારે કામ છે; એમ કહ્યું એટલે મને તેમણે જવા દીધો. તેટલામાં પોલસ નામનો રોમન સરદાર બહાર આવ્યો અને મને આગળ વધવા મનાઈ કીધી. પોલસ એક મજબૂત બાંધાનો પણ સ્ત્રીના જેવી કાંતિવાળો પુરુષ હતો. એના હાથ દારૂની અસરથી ધ્રૂજતા હતા, એણે મને ઓળખ્યો. તે લૅટિન ભાષામાં એના સાથી સાથે વાત કરવા લાગ્યો. "પેલો ન્યુબીયન આજ મારી બારી નજીક બરાડા મારે છે તેને હરાવનાર આજ પુરુષ. તે કાળા ગુલામપર ધિક્કાર હોજો! એક રમતમાં મારે ને એને સરત બંધાઈ હતી, મેં એને કેઅસ સાથે લડવાને ઉશ્કેર્યો હતો. પણ હવે એ લડશે નહિ, અને આ જોશીને લીધે મારા પૈસા જશે. તું શું કહે છે? ચારમીઅન સાથે તારે કામ છે? બસ ત્યારે તો હું તને નહિ જ જવા દઉં. ભાઈ, હું ચારમીઅન બાનુને ઘણો ચાહું છું, તેની પૂજા કરું છું, અમો સર્વ તેને પૂજીએ છીએ પણ તે અમારા માટે જરા પણ લાગણી ધરાવતી હોય એમ લાગતું નથી. તે અમારા માટે નિઃશ્વાસ નાખવાને બદલે અમને તમાચા મારે છે. અને તું એમ ધારે છે, કે તારા જેવી આંખો, અને છાતીવાળા પુરુષ અને તેમાં વળી જોશીને અમે અમારી ગમતની આડે આવવા દઈશું? તેને કામ હશે, તો તે પોતે જ આવશે; પણ તને તો જવા નહિ દઈએ."

નમ્રતાથી પણ મારો મોભો સાચવી હું બોલ્યો "સાહેબ, તમો કોઈ માણસ સાથે ચારમીઅન બાનુને કહેવડાવો. કારણ કે, મારા કામમાં ઢીલ થઈ શકે એમ નથી."

તે બેવકૂફ બોલ્યો "વળી આ એવો કોણ છે કે જરા થોભી પણ નથી શકતો? સીજર છૂપેવેશે આવ્યો હશે! મૂગો મૂગો ચાલ્યો જા; નહિ તો ભાલાની અણી વાંસામાં પેસી જશે!" બીજો સરદાર બોલ્યો "એમ નહિ; એ જોશી છે માટે એની પાસે ભવિષ્ય કહેવડાવો અથવા એને ચમત્કાર કરવાનું કહો."

બીજાઓ જે રખડતા રખડતા ત્યાં આવી પૂગ્યા હતા, તે બોલ્યા, "આહા એને એનો હુન્નર દેખાડવા દ્યો. જો એ જાદૂગર હોય, તો દરવાજો વટાવીને જાય. પોલસ અટકાવે કે ન અટકાવે છતાં જો એ જાય તો એ જાદૂગર ખરો!"

મેં જ્યારે જોયું કે જવાને માટે બીજો ઇલાજ નથી, ત્યારે કહ્યું, "સાહેબો, ઘણું સારું." મેં પોલસના સાથીને કહ્યું "મારા જવાન અમીર સાહેબ, તમારી ને મારી નજર એક કરશો! કદાચ તારું ભવિષ્ય તેમ કરવાથી પારખી શકું."

તે બોલ્યો "ખુશીથી; પણ હું ઇચ્છું છું કે, આરમીઅન જાદૂગરણી હોત, તો હું તેની સામે જોયા જ કરત!"

મેં તેનો હાથ પકડ્યો અને ઉંડી નજર કરી, એક ચિત્તે તેની આંખોમાં જોઇને કહ્યું કે;—"હું રાતના એક લડાઈ જોઉં છું, બધાં મડદાં પડેલાં જોઉં છું, તેમાં તારું પણ છે, એક જ સ્ત્રી તેનું ગળું ફાડી ખાય છે. માનવંતા સાહેબ, એક વર્ષની અંદર તલવારના ઘાથી તમારું મોત નિપજશે."

તે સફેદ પુણી જેવો થઈ ગયો, અને બોલ્યો "તું કોઈ ખરો અપશકુન કરનાર જાદૂગર છે." એમ કહી તે જતો રહ્યો. થોડા મહિના પછી એ સાઇપ્રસની લડાઇમાં માર્યો ગયો.

પછી પોલસને મેં કહ્યું "હવે, સાહેબ, તમારી રજા વગર હું દરવાજામાં કેમ જઈશ, તે દેખાડું છું. અને વળી તમને મારી પાછળ ખેંચી જઇશ—આ મારા જાદૂઈ દંડના છેડાપર એકી નજરે જુઓ."

એના સાથીઓની ઉશ્કેરણીથી તેણે તેમ કીધું. અને ઘુવડની આંખો દિવસે નિસ્તેજ હોય છે તેમ જ્યારે તેનાં ચક્ષુ થાય ત્યારે મેં ઓચિંતો તે જાદૂઇ દંડ ખેંચી તે જ સ્થળે મારું મોઢું રાખ્યું. પછી મેં એને મારી શક્તિ અને નજરથી ઘેર્યો. પ્રાણુવિનિમયના નિયમથી એને મારી પાછળ ખેંચ્યો, એનું વિકરાળ મોઢું ખેંચાઇ મારા મોઢાની લગોલગ આવ્યું, અને પછી હું પાછલા પગે દરવાજો વટાવી આગળ ચાલ્યો. તે મારી સાથ ખેંચાઈ આવતો હતો; અને ઓચિંતું મેં મારું મોઢું ખસેડી નાખ્યું, એટલે તે જમીનપર પડી ગયો. પછી કપાળે હાથ ફેરવતો ફેરવતો ઉઠ્યો. તે જાણે શૂન્ય થઈ ગયો હોય, તેવો જણાતો હતો.

મેં કહ્યું "મારા મેહરબાન સરદાર, હવે તમે ખુશ થયા? તમે જુઓ છો કે આપણે દરવાજો પસાર કરી આવ્યા છીએ. મારી વિદ્યા જોવાની બીજા કોઈ સાહેબની મરજી છે?"

એક સો વર્ષનો ગોલ ઘુરકી ઉઠ્યો, અને સોગંદ ખાતો ખાતો બોલ્યો. "નહિ તારો ચહેરો મને પસંદ નથી. પોલસ જેવા માણસને જે પૂતળાની માફક ખેંચી જાય, તે મશ્કરી કરવા લાયક નથી. પોલસ જે કોઈ દિવસ પણ તમે કહો તે રસ્તે આવે નહિ ને ગધેડાની માફક હમેશ

જે આડો જ જાય તેને તું આમ ખેંચી જાય! મને લાગે છે કે તારી એક આંખમાં સ્ત્રી હશે અને બીજીમાં દારૂ હશે! એ વિના પોલસ તારી સાથે આવે જ નહિ!"

આ વખતે ચારમીઅન આરસ જડેલે રસ્તે પોતે જ આવી, તેથી વાત બંધ પડી. તેની પાછળ એક હથિયારબંધ ગુલામ ચાલતો હતો, તે શાંત અને નખ્રરી લાગતી હતી ને હાથ પાછળ રાખી ચાલી આવતી હતી, તે જાણે કાંઈ શૂન્યતા તરફ જોઇ રહી હોય એમ તેનાં નેત્રપરથી લાગતું હતું; પણ આજ સ્થિતિ તેની મનોવૃત્તિની ચપળતા દેખાડતી હતી. જેવી તે ચાલી કે સરદારો અને ચોકીદારોએ નમી રસ્તો આપ્યો. મને પાછળથી ખબર પડી કે કલીઓપેટ્રાના જેટલી જ સત્તા આ છોકરી ધરાવતી હતી.

તેણે મને જોયો ન હોય એમ દેખાડવા તે પેલા વૃદ્ધ માણસને પૂછવા લાગી 'બ્રેનસ, આ શી ગડબડ છે? તને શું ખબર નથી કે આ વખત રાણીના શયન કરવાનો છે? અને જો તેની ઉંઘમાં ખલલ થશે તો તેનો જોખમદાર તું છે?"

તે નમ્રતાથી બોલ્યો "નહિ, બાઈ સાહેબ!" પછી મારા તરફ આંગળી કરી બોલ્યો "અહીં કોઈ પ્રાણઘાતક–માફ માગું છું–ઘણી ખરાબ વિદ્યા જાણનાર જાદૂગર આવ્યો છે. પોલસ એને અંદર આવવાને ના કહેતો હતો. તેને કેવળ પોતાની આંખ તેની આંખ સાથે મેળવી આગળ ચલાવી અહીં સુધી તે ખેંચી લાવ્યો છે. વળી તે કહે છે કે એને તમારી સાથે કામ છે; તેથી હું તમારા માટે દિલગીર છું."

ચારમીઅને ફરીને મારી સામું બેદરકારીથી જોયું અને કહ્યું; "હા, મને યાદ આવ્યું, આખરે તું આવ્યો?–રાણી તારી વિદ્યા જોશે, પણ જો તું આ મૂર્ખ જે દરવાજાનો પહેરેગીર છે તેને તારી પાછળ ખેંચી લાવવાનો હુન્નર જ ફક્ત જાણતો હોય તો; બહેતર છે કે, પાછો જ ફર;" એમ કહી તેણે પોલસ તરફ ધિક્કારથી જોયું. "જાદૂગર સાહેબ, મારી સાથે આવો અને બ્રેનસ, તું તારા માણસોને વધારે શાંત રાખ. અને મોટા માનવંતા પોલસ, બીજી વાર કોઇ ચારમીઅન બાનુને પૂછે ત્યારે તેને બરાબર જવાબ દેજે" અને પછી ભપકાથી પોતાની ડોક ફેરવી તેણે ચાલવા માંડયું. એની પાછળ હું અને પેલો ગુલામ ચાલતા હતા. બાગમાં જવાનો માત્ર એ એક જ માર્ગ હતો–અન્ય માર્ગ ન હોતો. તેની બે બાજૂએ આરસનાં કપટી દેવદેવીઓનાં પૂતળાં હતાં. યૂનાની-

એ નિર્લજ્જ થઈ પોતાના મહેલોમાં પણ આ પૂતળાં ગોઠવતા હતા. તે રસ્તે થઈ અમો ચાલ્યાં. તેને છેડે યૂનાનીકળા મુજબ બાંધેલો ઝરુખો આવ્યો, તેને ટેકાવનારા સ્તંભોને સ્વતંત્ર ગાયનવિદ્યાની આકૃતિ કોરી શોભાયમાન કરેલા હતા. અહીં બીજા ચોકીદાર જોવામાં આવ્યા, તેમણે ચારમીઅનને રસ્તો આપ્યો. ઝરુખો પસાર કરી આગળ ચાલ્યા તો આરસની બાંધેલી દેવડી આવી. અહીં એક ફુવારો ધીમેથી પાણી ઉડાડતો જોવામાં આવ્યો. ત્યાં થઈ એક નીચા બારણામાંથી બીજા ઓરડામાં આવ્યા. આ ઓરડો સંગેમરમરનો બાંધેલો હતો, અને ઘણો સુંદર હતો; એ ઓરડાના સ્તંભો કાળા પથ્થરના નાજુક હતા, પણ દીવાલપર બધે સંગેમરમરના પથ્થરપર યૂનાની દંતકથા અને પરાક્રમોના ચિતાર કોતરેલા હતા. એની ફર્શબંદી કીમતી રંગરંગના વિચિત્ર પથ્થરોની કીધી હતી ને તેમાં યૂનાની કામદેવ તથા સાઇષના પ્યારના ચિતાર પાડેલા હતા. સોનાની અને હાથીદાંતની કુરસીઓ ગોઠવેલી હતી. ચારમીઅને ગુલામને ઓરડાના બારણા આગળ ઉભો રહેવા કહ્યું. પછી અમો એકલાં અંદર ચાલ્યાં. અહીં ઓરડાને છેડે પડદા આગળ ફક્ત બે ગુલામો નાગી તલવાર લઈ ઉભેલા જણાયા; તે સિવાય કોઈ હતું નહિ. તે શરમાતી શરમાતી અતિ મંદસ્વરે બોલી "મહેરબાન સાહેબ, તમને દરવાજાપર અસભ્યતા દેખાડી તેથી હું દિલગીર છું. ત્યાં ચોકીદારો વારાફરતી ચોકી કરે છે; તેથી તમને દાખલ કરવાનો હુકમ આપવામાં મારી ભૂલ થઇ છે. આ રોમનો બહુ ઉદ્ધત છે; મિસર પોતાના આશરા તળે વિશેષ છે, એવા વિચારથી નોકર હોવા છતાં વિજેતા તરીકે જ વર્તે છે. પણ એક ફાયદો એ થયો કે, આ રોમનો વહેમીલા હોવાથી તારાથી તેઓ હવે ડરતા રહેશે. હવે તમે અહીં જરા સબૂર કરો—હું કલીઓપેટ્રાના શયનસદનમાં જાઉં છું. મેં હમણાં જ તેને ગાયનની મધુરતાથી નિદ્રાવશ કીધી છે, તે જાગ્રત થતાં હું બોલાવીશ તે તારી વાટ જુએ છે" એમ કહી ચારમીઅન ધીમેથી જતી રહી.

થોડી જ વારમાં તે પાછી આવી અને કોઈ ન સાંભળે તેવા મંદસ્વરે બોલી "દુનિયામાં સર્વથી ખુબસૂરત સ્ત્રીને ઉંઘતી જોવાની તારી મરજી થાય છે? જો તેમ હોય તો મારી પાછળ પાછળ આવ, ડર નહિ; કારણ કે તેણે મને સૂચના કરી છે કે જ્યારે તમો આવો ત્યારે તરત જ મને લાવવા; પછી તે નિદ્રાવશ હોય કે જાગ્રત હોય એની ચિન્તા નહિ! તેથી તે જો જાગ્રત થશે તો તને જોઈ ફક્ત હસશે, જો મારી પાસે તેની મોર-

છાપની વીંટી છે." અમે જ્યાં પેલા હીજડા ઊભા હતા ત્યાં ગયાં, અને તેમણે મને અટકાવ્યો હોત, પણ ચારમીઅને ગુસ્સે થઈ પેલી મુદ્રા દેખાડી. તેની ઉપરનો મ્હોરો તેમણે જોયો કે તરત સત્કારપૂર્વક તલવાર નીચી કીધી અને અમો અંદર ગયાં. કીમતી સોનેરી ભરતવાળા પડદા ઝગઝગાટ કરી રહ્યા હતા. કલીઓપેટ્રાના શયનગૃહની શોભા દિવ્ય અને અનુપમ હતી. વિલાસીની કલ્પનાઓ જે ઇચ્છા કરે તે સર્વ અહીં જોવામાં આવતું હતું. ઉચ્ચ કળાકૌશલ્યના નમૂના સર્વત્ર દૃષ્ટિ ખેંચી રાખતા હતા. આ આવાસનું વર્ણન કરવાને કવિની શક્તિ પણ અસમર્થ છે. દિલપસંદ રંગ બેરંગી કામ, સુવર્ણ અને દંત કામ અને રત્નજડિત કારીગીરી, જોવામાં આવતી હતી. પુષ્પોનો સુગંધ બહેક બહેકાટ કરી રહ્યો હતો. અહીં ચિત્રોમાંનાં ફળો એવાં તો આબેહૂબ ચીતરેલાં હતાં કે તેમને ખરાં ધારી પક્ષીઓ ખાવાને દોડી આવતાં હતાં. પદ્મિની પ્રમદાઓનાં પૂતળાંમાં કેવળ જીવ મૂકવો જ બાકી રહ્યો હતો. સુંવાળા રેશમ અને સોનાની ગુંથણીના પડદાઓથી વાતાયનો શૃંગારેલાં હતાં. ગાલીચા અને કોચ અહીંના જેવા કોઈ સ્થળે ભાગ્યે જ હશે. અત્તરનો સુગંધ હવામાં પથરાયલો હતો, સમુદ્રનો દૂરથી ગર્જના કરતો ધ્વનિ કાને પડતો હતો અને ઓરડાને એક છેડે ચળકતા રેશમી બિછાનાપર કલીઓપેટ્રા નિદ્રાવશ પડેલી હતી. ઉંચી મલમલની પારદર્શક મચ્છરદાની શય્યાને શોભાવતી હતી. મનુષ્યે સ્વપ્ને પણ કલ્પી નહિ હોય તેવી રંભા શય્યાપર સૂતેલી હતી. તેના કાળા કેશ તેની આસપાસ જાળની માફક વિખરાયલા પથરાયલા હતા. તેણે પોતાના ગોળ શ્વેત હસ્તનું ઓસીકું કીધું હતું, અને બીજો હાથ લટકતો હતો, તેના મનોહર હોઠ હાસ્ય મનોવૃત્તિથી જૂદા પડેલા હતા તેથી તેના શ્વેત દંત પણ દેખાતા હતા, તેણે પોતાના ગુલાબી ગૌર શરીરે કોસનું ઘણું બારીક વસ્ત્ર પહેરેલું હતું, અને કંચનના મણિમય કમ્મરબંધના આધારે તે રાખ્યું હતું. આ વસ્ત્રની અંદરથી કોઈક ઠેકાણે તેજસ્વી વર્ણની શ્વેત શોભાનો ભાસ થતો હતો. હું વિસ્મિત થઈ ઉભો અને જો કે મારી મનોવૃત્તિને તેના રૂપનું ધ્યાન કરવામાં લેશ પણ મેં દોરી નહોતી તથાપિ મારાપર તેની અસર જાદૂરૂપ થઈ પડી! તેના રૂપમાં હું ગરક થઈ ગયો હોઊં એમ શુદ્ધિબુદ્ધિ ભૂલી સ્તબ્ધ થઈ ઉભો; અને મારે આ મનોહરતાનો નાશ કરવાનો છે એ વિચારથી મારું અંતઃકરણ દુઃખાયું! મેં તેના ઉપરથી એકદમ નજર ફેરવી નાખી. મારી મનોવૃત્તિની છાપ મારા ચહેરાપરથી પારખવાના વિચારથી જાણે ચારમીઅન પોતાની તીક્ષ્ણ આંખોથી મને

જોઈ રહી હોય એમ મને લાગ્યું. ખરેખર જ તેણે મારા વિચાર પારખ્યા હશે, કારણ તેણે મને કાનમાં કહ્યું કે, “હર્મેચિસ, મને લાગે છે કે તારું કાર્ય કરવાને રાક્ષસી શક્તિની તને જરૂર પડશે, તું પણ માનવી જ જણાય છે!” આ બોલોથી હું ગુસ્સે થયો, પણ કંઈ જવાબ દઉં ત્યાર પહેલાં તેણે મને ઇશારતથી રાણી તરફ જોવા કહ્યું. રાણીના મુખારવિન્દમાં ફેરફાર થતો દેખાયો; તેણે હાથની મુષ્ટિ જોરથી વાળી હતી; અને તેનો ચહેરો અત્યાર સૂધી ગુલાબી હતો તે હવે ફિક્કો પડી ગયો. તેનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. જાણે કોઈ ફટકો મારતું હોય, તે ચૂકવવા તેણે હાથ ઉંચો કર્યો, અને પછી નિઃશ્વાસ નાખી જોરથી બેઠી થઈ અને આંખ ઉઘાડી. તેની જે આંખ અંધકારાવૃત્ત રાત્રીના જેવી કાળી હતી, તે અજવાળાથી તરત જ સ્વચ્છ નિર્મળ આકાશના જેવી આસમાની રંગની થઈ ગઈ. તે બોલી “સિસેરીઅન–મારો પુત્ર સિસેરીઅન કયાં છે? ત્યારે શું મને ફક્ત સ્વપ્ન જ થયું? જાણે જુલીઅસ મૃત્યુ લોકમાંથી આવ્યો, તેનો ચહેરો રક્તથી ખરાડાયલા ઝખ્માથી ઢંકાયલો હતો અને તે સિસેરીઅનને બાથમાં ઘાલી જાણે લઇ જતો હોય એમ લાગ્યું! અને હું જાણે મરી ગઈ–દુઃખથી પીડાઈ મરણ પામી. અને તે વખતે કોઈ અજાણ્યો પુરુષ મારી મશ્કરી કરતો હોય એમ જણાયું! કેવું ભયંકર સ્વપ્ન! પણ અરે, આ કોણ ઉભું છે?”

ચારમીઅન બોલી “બાઇ સાહેબ, શાંત થાઓ, જરા શાંત થાઓ, એ તો પેલો જાદુગર છે, કે જેને આ વેળાએ હાજર કરવાને મને આપે ફરમાવ્યું હતું.”

“જાદુગર? ઓહ હર્મેચિસ! જેણે પેલા રાક્ષસને હરાવ્યો હતો તે? હવે મને યાદ આવ્યું. ભલે આવ્યા, જાદુગર સાહેબ, આરસી રૂપી તારી વિદ્યાથી આ મારા સ્વપ્નનો ભાવ જણાય છે? નિદ્રા પણ કેવી વિચિત્ર છે, કે જે અંધાર પડદામાં લપેટી મનને પોતાની મરજી માફક દોરે છે! જાણે મધ્યાન્હ કાળે ચંદ્ર ઉગ્યો હોય તેમ આ ભયાનક મૂર્તિઓ કયાંથી કવખતે દર્શન દે છે! સ્મૃતિને જાગ્રત કરી રુઝાયલા જખમો તાજા કરી, ભૂતકાળમ બનેલા બનાવોને સમક્ષ લાવવાનું કારણ શું હશે? શું તેઓ કાસિદ છે? સ્વપ્નની અર્ધ મૃત્યુસમ સ્થિતિમાં શું તેમને આપણા દેહમાં પ્રવેશ કરી આપણા મરણ પામેલાં સગાંની જીવરૂપી દોરી પાછી સાંધી તેમને સાક્ષાત્ રૂપ આપવાની તેમનામાં શક્તિ હશે? હું તને સત્ય કહું છું કે મારી પાસે છુપા વેશે ઉભો રહી મને કંઇ સૂચના કરનાર સીજર પોતે જ

હતો. મિસરના જાદૂગર, મને આ ભેદ સમજાય, અને હું ગ્રહમંડળ તને સૂચવે તેના કરતાં પણ ધન મેળવવાનો વધારે આ સહેલો રસ્તો દેખાડીશ. તારા આવવાથી આ શકુન થયાં છે, માટે તું એનો ભેદ ભાંગ."

મેં જવાબ દીધો "મહાપરાક્રમી રાણી, હું ખરેખર શુભ મુહૂર્તમાં અહીં આવ્યો છું; કારણ કે હું સ્વપ્નવિચાર જાણું છું, વખતો વખત ઓસિરિસમાં ગએલાઓને આપણા મનરૂપી દરવાજામાં પ્રવેશ કરવાને ઉંઘ રૂપી સીડી છે, અને તેઓ તે દ્વારા ચઢી આવી પોતાના સત્યના આવાસમાં જે બને તેની આપણને ગુપ્તચિન્હો અને વાકયોથી સૂચના કરી જાય છે. અને સૂચનાનો ભાવ જે મનુષ્યો એ વિદ્યા ભણ્યા હોય છે તે ખુલ્લો કરે છે, આપણા કૃપાળુ દેવોની જેના પર દયા થાય તેમને ચેતવવાને નિદ્રાદ્વારા તેઓ સ્વપ્નરૂપી કાસિદ મોકલે છે. રાણી સાહેબ, જાગ્રત અવસ્થા પણ એક સ્વપ્ન છે, અને તે અવસ્થામાં જે ક્રિયા થાય છે, તેના કરતાં નિદ્રામાં સ્વપ્નની કલ્પિત ક્રિયાઓથી જેઓ સમજી શકે છે તેઓ ભવિષ્ય વધારે સહેલથી અને વધારે સ્પષ્ટ રીતે વાંચી શકે છે. હવે તારા સ્વમનો ભાવ સાંભળ. તારા સ્વપ્નમાં સીજર જ આવ્યો હતો અને સીજેરીઅનને જે તે ખેંચી ગયો હતો તેના વિચિત્ર વેશનો ભાવ એ છે કે તું તેને ઝટ ઓળખી શકે. તે સીજેરીઅનને તે ભેટ્યો તેનો ભાવ એ છે કે તેની સર્વ મહત્તા કેવળ એ પુત્રમાં જ છે, એવું દેખાડ્યું! તેને અહીંથી ખેંચી જવાનો ભાવ એ છે કે તેને મિસરમાંથી લઈ જઈ રોમના બાદશાહ તરીકે અભિષેક કરવો. એ સિવાય બીજું વિશેષ હું જાણતો નથી–તે મારાથી પણ ગુપ્ત છે!"

મને જો કે તેના સ્વમનો જૂદો જ અર્થ સમજાતો હતો છતાં આવી રીતે મેં તેનું મન મનાવ્યું. રાજ્યકર્ત્તાઓને કંઈ પણ ખેદકારક ભવિષ્ય કહેવું ન જોઇએ તેથી મેં એ પ્રમાણે સમજ આપી.

કલીઓપેટ્રા મચ્છરદાની ખસેડી શય્યાની કોરપર બેઠી, તે પોતાના કમ્મરબંધસાથે રમત કરતી મારી સામે એકાગ્ર ચિત્તથી જોતી બેઠી.

"ખરેખર, તું કોઇ અદ્દ્ભુત જાદૂગર છે. મારા મનનો ભાવ આબેહૂબ તેં કહ્યો અને અપશકુનમાંથી કંઇ ગુપ્ત મિઠાશ ખેંચી કાઢી!" ચારમીઅન કે જે નીચી નજર કરી ઉભી હતી તે મધુર અવાજે પણ માર્મિક ભાવથી બોલી, "રાણી સાહેબ, આપના કાને કંઇ અપશકુન સંભળાવવા જ ન જોઇએ, અને આપની સુખશાંતિમાં વ્યર્થ ભંગ ન થવો જોઇએ."

માથા નીચે હાથ મૂકી કલીઓપેટ્રા શરીરને કમાનની માફક આગળ વાળી અર્ધ ઉઘાડી આંખે મારા તરફ જોવા લાગી અને બોલી "અરે જાદૂગર, તારી કળા દેખાડ—હજી તડકો ઘણો છે; અને હું પેલા યહૂદી એલચીઓની વાતોથી કંટાળી ગઈ છું. હું તેમને ધિક્કારું છું અને તે તેમને જણાવવા આજ કોઇની મુલાકાત લઇશ નહિ. હિબ્રુ ભાષામાં તેમને મારા બોલોનો સ્વાદ ચખાડવાનું મને બહુ મન થાય છે. વારુ હવે તું શી વિદ્યા જાણે છે તે બતાવ. કાંઇ નવીન ગંમત આવડે છે કે નહિ? ખરેખર જેવી રીતે તેં ભવિષ્ય કહ્યું તેવી જ રીતે જો તારી વિદ્યા દેખાડીશ; તો તને દરબારમાં પગાર સાથે નોકરી મળશે અને જો તેની સાથે તું હકસાઇ લેવામાં કંઇ હલકાઇ સમજતો નહિ હોય, તો તે પણ મળશે."

"રાણી, ઘણા ખરા ખેલો તમે જોયા હશે, પણ કેટલાક જાદૂમંત્રો એવા છે, કે જેમનો ઉપયોગ સાવચેતીથી અને ક્વચિત્ જ કરવાનો છે, અને તે ખેલ આપે જોયા નહિ હોય! પણ આપ ડરો નહિ, તો તે દેખાડું."

"હું લેશમાત્ર પણ ડરતી નથી, તારે જે કંઈ કરવું હોય તે કર. ચારમીઅન, આવ મારી પાસે બેસ, પણ જરા સબર—બીજી છોકરીઓ કયાં ગઈ? તેમને આવવા દે—તેમને પણ આવા ખેલ જોવા બહુ પસંદ છે.'

મેં કહ્યું "નહિ નહિ; ઘણા મનુષ્યો આગળ મંત્ર બરાબર ફળીભૂત થતા નથી. હવે જુઓ."

મેં તે બન્ને સ્ત્રી તરફ એકાગ્રચિત્તે જોયા કીધું, અને પછી મારી જાદૂઈ લાકડી નીચે નાખી કંઇ મંત્ર બોલ્યો. મારો દંડ પહેલાં સ્થિર પડી રહ્યો પણ થોડીવાર થતાં જ તે આસ્તે આસ્તે વળી ગયો અને એકદમ અદ્ધર ઉભો રહ્યો અને પછી તે દંડ પોતાની મેળે ફરવા લાગ્યો, પછી તેના પર ભીંગડાં દેખાયાં અને હવે તો સર્પ થઇ ગયો અને ફુંફાડા મારતો ચાલવા લાગ્યો.

કલીઓપેટ્રા જોરથી હાથ પછાડી બોલી "આ શું તારો નવો ખેલ છે? આતો કોઈ પણ રખડતો માણુસ બતાવી શકે છે. મેં હજાર વખત આવા ઢોંગ જોયા છે."

"જરા ધીરજ રાખો, રાણી સાહેબ, હજી મારો ખેલ પૂરો નથી થયો" અને હું બોલી રહ્યો તેટલામાં તો સર્પના કટકે કટકા થઇ ગયા, અને દરેક કટકામાંથી વળી એકેક સર્પ નીકળ્યો અને વળી તેના કટકા થઈ ગયા અને તેમાંથી વળી સર્પો નીકળવા માંડ્યા. થોડી પળમાં

તો ત્યાં બધે સર્પોનો જ વિસ્તાર થઈ ગયો અને તેઓ ગુંચળાં વળી વળી ફુંફાડા મારી ચાલવા લાગ્યા. પછી વળી હું કંઈ મંત્ર ભણ્યો કે તે સર્પો મારી ચારે બાજુ એકઠા થઇ આસ્તે આસ્તે મારા શરીરે વીંટળાતા ચાલ્યા અને ફક્ત મારા મોઢા સિવાય આખે શરીરે સર્પો ફુંફાડા મારતા એક એકની પર વીંટળાયા. જાણે મારું શરીર સર્પરૂપ મક્ષિકાઓનો મધપૂડો હોયની, તેવો દેખાવ બની ગયો!

ચારમીઅન પોતાના મુખને રાણીનાં કપડાંમાં સંતાડી બોલી, "ત્રાસદાયક, ભયાનક!"

રાણી બોલી "બસ, જાદુગર, બસ. તારા ખેલથી અમો અજાયબીમાં ગરકાવ થઈ ગયાં છીએ!"

સર્પથી વીંટળાયલા મારા હાથ મેં ઉંચા કરી હલાવ્યા અને સર્પ અદૃશ્ય થઈ ગયા. મારા પગ આગળ મારા જાદૂઈ દંડ સિવાય કંઇ રહ્યું નહિ. તે બન્ને સ્ત્રીઓ એકમેકની સામું વિસ્મિત થઈ જોઈ રહી, પણ હું તો મારો દંડ લઇ અદબ વાળી તેમની આગળ શાંત થઇ ઉભો.

મેં ઘણી નમ્રતાથી પૂછ્યું "રાણી સાહેબ, મારી વિદ્યાથી સંતોષ પામ્યાં?"

"ખરેખર મિસરી જાદૂગર, મેં આવો ખેલ કોઇ દિવસે જોયો ન હોતો, આ દરબારના જોશીની પદવી તને આજથી આપવામાં આવે છે અને રાણીની મુલાકાત લેવાની પરવાનગી આપવામાં આવે છે. બીજું કંઇ વધારે દેખાડી શકીશ?"

"હા, રાણી સાહેબ, ઓરડામાં જરા અંધારું કરવા દો તો હું એક બીજો ખેલ દેખાડીશ."

તે બોલી "મને જરા ધાસ્તી લાગે છે, છતાં ચારમીઅન, આ હર્મેચિસ, કહે તેમ કર." પડદા બધે નાખી દીધા ને ઓરડામાં જાણે સાંઝ પડી હોય એમ અંધારું થયું. પછી હું રાણીની નજીક ગયો, અને જે જગ્યાએ અત્યાર સૂધી હું ઉભો હતો તે જગ્યા તરફ આંગળી કરી રાણીને મેં કરડા અવાજે કહ્યું, "ત્યાં એકચિત્તે નજર કરો, એટલે તમારા મનમાં જેનો વિચાર કરતાં હશો તે દેખાશે."

થોડી વાર સર્વે ચુપ રહ્યા. બન્ને સ્ત્રીઓએ બીતાં બીતાં તે તરફ એકચિત્તથી જોયા કીધું, તેમની નજર આગળ પહેલાં ધૂમસ જેવું દેખાયું અને પછી તેમાં ફેરફાર થતાં થતાં મનુષ્યનો આકાર જણાયો. તે હજી સ્પષ્ટ જણાતો નહોતો—ઘડીકમાં જરા જણાય અને વળી અદૃશ્ય થાય! તેથી

હું બોલ્યો "હું તને મંત્રના બળથી આજ્ઞા કરું છું કે, સ્પષ્ટ દેખા" ! અને મારું વાક્ય પૂરું થાય, તેટલામાં તો સૂર્યનાં કિરણની માફક એકાએક તેનું રૂપ સ્પષ્ટ દેખાયું. તેનો આકાર સીજર બાદશાહનો હતો. પોતાનો ઝબ્બો મોઢે નાખેલો હતો, અને શરીર હજારો જખમથી લોહીલુહાણ થએલું હતું! એક પળ આમ દેખાયું અને પછી મેં મારો હાથ ઉંચો કરી નિશાની કરી કે તે અદૃશ્ય થઈ ગયો.

મારી નજર શય્યા પર બેઠેલી બન્ને સ્ત્રીઓ પર ફેરવી. કલીઓપેટ્રાનું સુંદર મુખારવિંદ બીકથી ફિકકું થઈ ગયું હતું, તેના હોઠમાંથી લોહી ઉડી જવાથી તે શ્વેત પડી ગયા હતા, તેની આંખો બીકથી શૂન્ય દેખાતી અને તેનું શરીર ધ્રુજતું હતું.

તે બોલી "અય માનવી, તું તે કોણ છે કે મુએલાને અમારી આગળ સાક્ષાત્ હાજર કરે છે?" હું હસતો હસતો બોલ્યો "હું રાણી સાહેબનો જોશી, જાદૂગર, તાબેદાર અને જે કંઇ રાણીની ઇચ્છા હોય તે. આ જ વિચાર આપ કરતાં હતાં કે?" તેણે જવાબ દીધો નહિ, પણ ઉઠી બીજે દરવાજેથી જતી રહી.

ચારમીઅન કે જેણે બીકથી આંખ ઢાંકી દીધી હતી તે પણ ઉઠી અને પૂછવા લાગી કે;-સર્વ ખેલ "તેં શી રીતે કીધા? મને ખરેખરું કહે-હું તારાથી ડરું છું."

"આમ શાને ડરે છે? કદાચ તેં મારા મનનું પ્રતિબિંબ જ જોયું હોય! આ જગતમાં સર્વ છાયારૂપ છે. જે આભાસ તારી નજરે પડ્યો, તેનો ભાવ શો છે વગેરે તું કેમ જાણે? તે તો ઠીક; પણ આપણા શા સમાચાર છે? ચારમીઅન, જોજે કે છેવટ સુધી આ ખેલ બરાબર ભજવાય."

"સર્વ સારાં ચિહ્ન છે. કાલ સવાર પડતાં તો તારી કળા આખા શહેરમાં પ્રખ્યાત થશે અને તારાથી સર્વ કોઈ ડરી ચાલશે. ચાલ મારી પાછળ આવ!"

## પ્રકરણ ૪ થું.

### ચાર્મિઅનનો કાર્યક્રમ અને હુર્મેચિસનો પ્રેમના રાજા તરીકે અભિષેક.

બીજે દિવસે, મને રાણીના જોશી અને મુખ્ય જાદૂગર તરીકેની સનદ મળી; અને તે પદવીનો પગાર કે જે કંઈ નાનોસૂનો નહોતો તે પણ અંદર જણાવવામાં આવ્યો હતો. મહેલમાં રહેવાને માટે મને સગવડ કરી

આપવામાં આવી હતી અને શ્રીના મહેલના ઉંચા મીનારાપર જઈ ગ્રહમંડળની ગતિથી તેનો ભાવ દેખાડી અગમચેતી કરવાની મારી ફરજ થઈ પડી. આ વખતે રોમન રાજ્યમાં ઘણા પક્ષ બંધાયા હતા. પોતાનો વિચાર જે પક્ષ ફતેહમંદ થઈ બળમાં આવી શકે એવું હોય તેની સાથે જોડવાનો હતો. આ રાજખટપટથી તે ઘણી ગુચવાડામાં પડી હતી; કારણ કે, કયો પક્ષ વિશેષ બળવાન નીવડશે, તે સ્પષ્ટ જણાતું નહોતું અને કયો રસ્તો પસંદ કરવો તે બાબત મારી સલાહ વારંવાર લેતી હતી આ બાબતોમાં જે માર્ગથી મારા મહાન્ કાર્યને વિશેષ ફાયદો થવાનો સંભવ લાગતો તે માર્ગ હું પસંદ કરતો. એન્ટની હાલ એશીઆમાં હતો, કોઈએ તેને એવી ખબર આપી હતી કે કલીઓપેટ્રાએ તેના શત્રુ કેશીઅસને મદદ મોકલી હતી અને તે એન્ટની સાથે વૈરભાવ રાખતી હતી. આ ખબરથી તે ઘણો ગુસ્સે થયો હતો, એમ અફવા ઉડી રહી હતી; પણ કલીઓપેટ્રા મને અને સર્વને બેફિકરાઈથી કહેતી હતી કે તેણે જ લસ્કર મોકલ્યું હતું અને તેનો સરદાર તેની વિરુદ્ધ વર્ત્યો હતો. વળી ચારમીઅન મને એમ કહેતી હતી કે આગલા કમનસીબ જોશીની સલાહથી તેણે છુપી રીતે પોતાના સરદારને કેશીઅસને મદદ કરવા સલાહ આપી હતી. તે છતાં તેથી કંઈ તે સરદાર જેનું નામ સીરેપીઅન્ હતું તે બચી ગયો નહિ. એન્ટનીને પોતે બેગુનાહ છે એમ દેખાડવા સારેપીઅન્ને તેણે મારી નખાવ્યો, જે જુલમગારોના નોકરોના નસીબ ખરેખર અચોકસ છે, તેમના હુકમને તાબે થવામાં પણ જોખમ રહે છે. ધાર્યો પાસો અવળો પડ્યો તો નોકર પર બધો દોષ મૂકી પોતાનો મતલબ ગમે તે રસ્તે પાર પાડે છે, સીરેપીઅન્ સરદાર પણ એજ કારણોથી માર્યો ગયો.

અમારું કાર્ય પણ વગર હરકતે આગળ વધ્યું હતું. કલીઓપેટ્રા અને તેને ખરા ચાહનારા પરદેશી ખટપટમાં એવા રોકાયા હતા કે તેમને સ્વદેશી દગાનો વહેમ પણ ન હોતો. દિવસે દિવસે અમારા પક્ષના માણસો વધતા ગયા. દરેક શહેરમાં અમારો પક્ષ મજબૂત થયો; એટલું જ નહિ પણ એલેક્ઝાન્ડ્રીઆ કે જેને મિસર પરદેશ ગણે છે ત્યાં પણ તેમ જ થયું. જેઓ અમારા તરફ પહેલાં શકથી જોતા હતા, તેમની પણ ખાત્રી થતી ગઈ અને તેઓ સોગંદ લઇ અમને આવી મળ્યા. અમારી યુક્તિ વધારે મજબૂત અને વધારે દૃઢ પાયા પર બંધાઈ.

આંતરે આંતરે હું મારા કાકાને ત્યાં જતો, અને અમારા પક્ષના અમીરોને મળી અમો એકમેકની સલાહ લઈ કામ કરતા.

ક્લીઓપેટ્રા રાણીના સમાગમમાં પણ હું વધારે વધારે આવતો ગયો. તેના બુદ્ધિબળથી હું વિસ્મિત થયો. જેમ એક કીનખાબનું કપડું તડકામાં જૂદા જૂદા રંગનું દેખાય છે, અને જૂદો જૂદો ચળકાટ મારે છે તેમ તેનું મન દરેક વિષયને જૂદાં જૂદાં રૂપ આપી તર્ક અને અક્કલથી પ્રકાશમાન કરતું હતું. તે મારાથી કિંચિત્ ડરતી હતી અને તેથી મારી મિત્રતા કરવા આતુર હતી. મારી પદવીને લગતા વિષય સિવાય ઘણીક બાબતોમાં તે મારી સલાહ લેતી. ચારમીઅન બાનુને તો વારંવાર મારી નજર આગળ જ હું દેખતો. તે કયારે જતી અને કયારે આવતી તેની મને ભાગ્યે જ ખબર પડતી. તે બિલાડીની માફક એવી ચુપકીથી ધીમે પગલે આવતી કે મને ભાગ્યે જ જાણ થતી-હું જ્યારે પણ ઉંચી નજર કરી જોતો ત્યારે તે મારા તરફ નીચી નજરથી જોતી જણાતી. કોઈ પણ એવું કામ નહોતું કે જે તે કરી ન શકે. હમેશાં ચપળતા અને ઝડપથી સર્વ કાર્ય કરી નાખતી. રાત્ર દિવસ તે મારામાટે અને અમારા કાર્યમાટે મહેનત કરતી.

વળી જ્યારે હું તેની વફાદારી તથા રાજભક્તિ માટે ઉપકાર માનતો અને 'આગળ જતાં હું તને ભૂલીશ નહિ' એમ કહેતો ત્યારે રીસાયલાં બાળક પ્રમાણે તે પગ પછાડી મોઢું ચઢાવી કહેતી કે, "પ્રેમની સેવામાં ઉપકાર જોઇએ નહિ; એ પરિશ્રમનો પ્રેમવિના બીજો ઉપહાર હોઈ શકે જ નહિ," અને વળી આ બાબતથી હું અજ્ઞાન હતો એમ મને જણાવતી. અને ખરેખર હું આ વિષયમાં અજ્ઞાન અને અપરિચિત હતો, અને સ્ત્રીઓની રીતભાતને નિર્જીવ ગણી તેનાપર લક્ષ આપતો નહિ. એ મારી મૂર્ખતા હતી. મેં ધાર્યું કે, તે અમારા કાર્યને માટે ગમે તે કરવા તત્પર હતી અને તેનો આ પ્યારજ તેનું ઇનામ હતું. પણ જ્યારે હું આ ગુણોનાં વખાણ કરતો ત્યારે વળી તે ગુસ્સે થઇ અશ્રુપાત કરતી અને મને વિસ્મય પમાડી જતી રહેતી. મને તેના દુઃખ વિશેનો શક પણ નહોતો. મેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે તેણે પોતાનો પ્યાર મારી વગર ઇચ્છાએ મારાપર બાંધ્યો હતો, અને આ પ્યારના તીક્ષ્ણ તીરોથી તેની તીક્ષ્ણ છાતી વારંવાર ચીરાતી અને દુઃખાતી હતી. હું તેને અમારા કાર્યમાં સાધનરૂપ સમજતો હતો તેથી આ વહેમ મને બિલકુલ હતો નહિ. તેની ખુબસૂરતીની મારાપર કંઇ અસર થઇ નહિ. તે મારી પાછળ વાંકી વળતી અને જ્યારે તેના ગરમ શ્વાસનો મને સ્પર્શ થતો ત્યારે પણ મને કંઇ તેની અસર થતી નહિ. એક મનુષ્ય કોઇ સુંદર પૂતળાની કારીગીરીને જેમ વખાણે તેમ તે સિવાય મારા મનમાં બીજો ખ્યાલ આવ્યો નહિ. મારે એવા સુખની સાથે શો સંબંધ હોય? હું મિસરના કાર્ય વાસ્તે આઇસિસ દેવીનો શાગિર્દ

થયો હતો તેને એ વિચાર શામાટે જોઇએ? ઓ દેવો, આ પ્યાર જે મારાં સર્વ દુઃખ અને એમના નાશનું કારણ થયું તેને માટે હું બેગુનાહ હતો, એ વિષે તમો સાક્ષી પૂરજો.

સ્ત્રીનો પ્યાર શું વિચિત્ર છે; તેની શરુઆત નિર્જીવ છે, અને તેનાં ફળ મોટાં છે, પહાડમાંથી પાણીના નાના ઝરાની માફક તેની શરુઆત થાય છે અને અંતે વિશાળ વેગવતી નદીનું સ્વરૂપ કરી તે અનેક તીર-પ્રાંતોને ફળદ્રૂપ કરીને હસ્તા કરે છે. ક્વચિત્ તેના પાણીરૂપી જુસ્સાની રેલ આવે છે, ત્યારે આશારૂપી ખેતરોને વેરાન કરી મૂકે છે; મનસૂબાનો કિલ્લો તોડી નાખે છે, તેના વિચાર ઉઘાડા પાડે છે, અને મનુષ્યની પવિત્રતાના ઘરને, અને તેના ધર્મનાં મંદિરોને તોડી પાડી ધૂળસાથે મેળવી દે છે. સર્વશક્તિમાન ઇશ્વરે જ્યારે સૃષ્ટિ સરજી ત્યારે સ્ત્રીના પ્યારરૂપી બીજને પણ જન્મ આપ્યો કે તેની અનિયમિત પેદાશથી અંતે નિયમ જળવાય–તે નીચને કોઈ વધારે તેવી ઉંચી પદવીએ ચઢાવે છે અને કોઈ ઉમરાવને ધૂળ ચાટતો કરે છે અને જ્યાંસુધી ઇશ્વરની આ વિચિત્ર માયા-રૂપ એનું અસ્તિત્વ છે, ત્યાંસૂધી સુખ અને દુઃખ જૂદાં પડશે જ નહિ. તે સ્થિર રહી સર્વને અસ્થિર કરે છે; પ્યારથી અંધ થઈ આપણા નસી-બના કાંટાને મરજી પ્રમાણે ઉંચો નીચો કરે છે; દુઃખરૂપી ઝહેરના પ્યાલામાં અમૃત રેડે છે; અને પોતાની આજ્ઞારૂપી શિક્ષાથી આખી જિંદગીને ઝેરી બનાવે છે, ગમે ત્યાં નજર કરો તે સર્વત્ર વ્યાપક છે, તેની વિચાર શૂન્યતામાં તારું જોર કહ્યું છે, અને તેની હઠયુક્ત સત્તા તારા નાશનું કારણ છે. તે તારું મૂળ છે, અને તેની તરફ તારું વલણ છે. તે તારી ગુલામડી છે છતાં તું તેનો કેદી છે. તેના સ્પર્શમાત્રથી માન જતું રહે છે; તાળાં ઉઘડી જાય છે, અને કિલ્લા પડી જાય છે. સમુદ્રની માફક તેનો છેડો નથી. તે આકાશની પેઠે ચંચળ છે, અને તેનું નામ "અદષ્ટ છે." મનુષ્ય, સ્ત્રીના પંજામાંથી–તેના પ્યારમાંથી–બચવા યત્ન કર; ગમે ત્યાં જા, તે તારી પાછળ છે જ. તારા નસીબને દોરનાર તે જ છે અને તું તેને માટે જ પરિશ્રમ લે છે.

હું હર્મેચિસ કે જે સિદ્ધ થઈ આ સર્વ વિચારોને નિર્જીવ ગણ્યા કરતો તે તેના જ પંજામાં સપડાવાનો હતો, આ ચારમીઅને પોતાનો પ્યાર મારાપર બાંધ્યો હતો. હું જાણતો નથી કે તે કેમ થયું? તે પોતાની મેળે જ પોતે મને પ્યારથી જોવા લાગી અને અંતે તેનું પરિણામ શું આવ્યું તે આગળ જણાશે. હું અજ્ઞાન હોવાથી તેને ભગિની તરીકે ગણતો અને અમારા કાર્યને માટે અમો બન્ને એક ચિત્તે મથતાં હતાં.

એમ કેટલોક વખત નીકળી ગયો. આખરે સર્વ તૈયારી થઈ રહી.

આજથી બીજી રાત્રે છેલ્લો ફટકો મારવાનો હતો. તે દિવસે મહેલમાં ધામધૂમ હતી. હું મારા કાકાને મળી આવ્યો હતો, અને પાંચસો હથીયાર બંધ માણસના સરદારને મળ્યો હતો. જે રાત્રે હું કલીઓપેટ્રાને મારી રોમન અને ગોલના સિપાહીઓને કતલ કરવાનો હતો, જે દિવસે આ સરદાર પોતાના માણસો લઈ મહેલમાં જબરીથી દાખલ થવાનો હતો; તે જ દિવસે પોલસને મારા પક્ષમાં લીધો હતો. તે બિચારો તો પહેલા દિવસથી જ મારો ગુલામ થઈ ગયો હતો–કંઈ બીકથી અને કંઈ ઇનામની લાલચે તેણે મારા તરફથી સૂચના થતાં મહેલનું નાનું બારણું ઉઘાડવાની કબૂલાત આપી હતી.

આ પ્રમાણે યુક્તિ રચાઈ હતી. પચીસ વર્ષ થયાં સ્વતંત્રતાનું ફૂલ ઉગ્યું હતું અને હવે તે ખીલવાનો વખત આવ્યો. દરેક શહેરમાં લશ્કરી માણસો તૈયાર થઇ રહ્યા હતા, ત્યાંના કિલ્લાની દીવાલમાંથી કલીઓપેટ્રાના મરણના સમાચાર લાવનારની રાહ જોતા જાસૂસો તત્પર ઉભા હતા.

એક પાકું ફળ તેના તોડનારના હાથમાં જેમ આવી રહે તેમ જીત મારાપર આધારરૂપ હતી. છતાં જ્યારે હું બાદશાહી ખાનામાં હાજર થયો ત્યારે મને કંઈ ચેન પડચું નહિ; અચિંત્ય મને કલીઓપેટ્રાની અગમચેતી થઈ, કલીઓપેટ્રાની નજીક એક મોભાવાળી જગ્યાએ હું બેઠો હતો. મેજબાન ઉપર હું નજર કરી રહ્યો હતો; કીમતી પોશાક તથા પુષ્પોના હાર પહેરી તેઓ બેઠા હતા. તેમનામાંના કયા કયા મારા ભોગ થઈ પડવાના હતા તેનો વિચાર હું કર્યા કરતો હતો. કલીઓપેટ્રા પુરદમામમાં બેઠી હતી. મધ્ય રાત્રીના પવનથી અથવા તોફાની મોજાના દેખાવથી જેવી શરીરને લાગણી થાય તેવી લાગણી તેને જોનારને થતી હતી. તેણે દારૂનો પ્યાલો હોઠે લગાડ્યો હતો, અને માથા ઉપરના ફૂલો સાથે રમત કરતી બેઠી હતી. અને મેં જે ખંજર તેને મારી નાખવાને મારા ઝભ્ભામાં સંતાડ્યું હતું, તેનો અને તે કાર્ય કરવાના લીધેલા સોગંદનો હું વિચાર કરી રહ્યો હતો. વારંવાર મેં તેને ધિક્કારથી જોવાને યત્ન કર્યો–વારંવાર તેને મૃત્યુ પામેલી જોઈ ખુશી થવાનો વિચાર કર્યો; પણ વ્યર્થ !

તેની પાછળ હમેશની માફક મને એક ચિત્તથી જોનાર ચારમીઅન ઉભી હતી. તેનું સાત્વિક મુખારવિંદ જોઈ એમ કોણ ધારે કે જે જાળમાં ફસી તેને ચાહનાર કલીઓપેટ્રા મરણ પામવાની હતી, તે જાળ ગુંથનાર તે ચારમીઅન જ હશે! તેની છોકરવાદ છાતીમાં એવા ગુપ્ત ભેદ ભર્યા

હશે એમ કોણ ધારે? હું વિચારમાં પડ્યો—લોહીવાળા હાથે મારી ગાદીપર મારો અભિષેક થવાનો હતો; અને પાપથી પાપનો નાશ કરવાનો હતો. વિચારથી મારું ચિત્ત ચળી જતાં એ વેળાએ મને એમ થવા લાગ્યું કે હું એક સાધારણ ખેડૂત હોત તો કેવું સારું! તે બિચારો સમયાનુસાર વાવણી કરે છે, અને તેનું કીમતી ફળ ભોગવે છે. અફસોસ! મારે ખુનરૂપી બી રોપવાનું હતું, અને તેનાં તેવાં જ ફળ ભોગવવાનાં હતાં.

કલીઓપેટ્રા હસતા મુખારવિંદે બોલી, "હર્મેચિસ, તને આજ શું છે? મારા માનવંત જોશી, ગ્રહોની તેજસ્વી ગતિમાં શું કંઈ ગુચવાડો પડ્યો છે? કે તું કંઈ નવો જાદૂઈ ભેદ દેખાડવાના વિચારમાં પડ્યો છે? આજે આ મોજમજાના દિવસે ઉદાસ કેમ થઈ ગયો છે? હર્મેચિસ, પૂછપરછ કરતાં મને ખબર પડી છે કે સ્ત્રીજાતિને તું ધિક્કારની દૃષ્ટિથી જુએ છે; કેમ તે ખરું છે?"

મેં જવાબ દીધો "તેજસ્વી ગ્રહોને જોનારા સ્ત્રીની આંખના ઝાંખા તેજની દરકાર રાખતા નથી; અને તેમાં જ સુખ છે."

કલીઓપેટ્રાએ મારી તરફ વળી એવી રીતે તાકીને જોયા કીધું કે મારું કલેજું ધડકવા લાગ્યું. તે હું અને ચારમીઅન સાંભળી શકીએ એવા ધીમા સ્વરે બોલી "ઓ અભિમાની, ખોટો ડોળ ન કર! રખે મારા જાદૂની અસર તારાપર અજમાવવાને તું મને ઉશ્કેરે! સ્ત્રીઓનો ભાર ન ગણતાં તેમની સાથે જે બેપરવાઇથી વર્તે તેને કઈ સ્ત્રી ક્ષમા કરશે? અમારી જાતિને આ એક અપમાન છે, અને તે ઈશ્વરને પણ પસંદ નથી." એમ બોલી તે મિઠાસથી હસતી હસતી પાછી બેઠી, પણ ચારમીઅન તરફ નજર કરતાં મને જણાયું કે તે પોતાના હોઠોને દાંતતળે દબાવી ગુસ્સાથી જોયા કરતી હતી.

તે વખતે મને જેમ ઠીક લાગ્યું તે પ્રમાણે શાંત રહી મેં જવાબ દીધો "માફ કરો, રાણી સાહેબ, આકાશની રાણી આગળ તારા પણ ઝાંખા દેખાય છે." કલીઓપેટ્રા આઇસિસનો પોશાક પહેરી એવું દેખાડવા માગતી હતી કે તે પોતે જ આઇસિસ દેવી છે અને આઇસિસ દેવી ચંદ્ર છે, તેથી હું એ પ્રમાણે બોલ્યો.

તે પોતાના શ્વેત હાથે તાળી પાડી બોલી "ઠીક કહ્યું; આ જોશીમાં ચાતુર્ય છે, અને વળી એને વખાણ કરતાં પણ આવડે છે. ખરેખર આવા વિચિત્ર માણસની કદર જાણવી જ જોઇએ, નહિતો દેવો પણ નારાજ થાય. ચારમીઅન, મારા માથાપરથી આ ગુલાબનો ગજરો લઈ બુદ્ધિશાળી

હુર્મેચિસના માથાપર મૂક! એની મરજી હોય કે ન હોય તો પણ આજે આપણે એને કામદેવ તરીકે અભિષેક કરીશું."

ચારમીઅને તે ગજરો લઈ હું બેઠો હતો ત્યાં લાવી મારા માથે મૂકયો. હજી તો તેમાંથી તેના વાળની સુગંધ અને તેના માથાની ગરમી ગઈ નહોતી. ચારમીઅને જોકે હસતાં હસતાં તે ગજરો મારા માથા ઉપર મૂકયો, છતાં તે ગુસ્સે થએલી હોય, એમ જણાયું. કારણ કે, તેણે તે ગજરો મારા માથા ઉપર એટલા જોરથી દબાવ્યો કે મને તેથી વેદના થઈ અને તે બોલી, "હુર્મેચિસ, આ એક શકુન છે." જો કે, ચારમીઅન બધી બાબતોમાં ઘણી ડાહી અને હોશીઆર હતી છતાં જ્યારે તેનો મિજાજ જતો કે અદેખાઇથી પીડાતી ત્યારે તે તદન નાદાન થઈ જતી હતી.

આવી રીતે મારા માથા ઉપર ગજરો મૂકી તે વાંકી વળી, મને નમી અને યૂનાની ભાષામાં મીઠા સ્વરે મશ્કરી કરતી બોલી, "હુર્મેચિસ, કામદેવ!" પછી કલીઓપેટ્રાએ તેમ જ કહ્યું અને સઘળા મેજબાનો આ મજાકમાં ભાગ લેવા લાગ્યા. એવી રીતે એલેકઝાન્ડ્રિઆમાં જેઓ સ્ત્રીઓથી દૂર રહી ફરે છે તેમને ત્યાંના લોક ધિક્કારે છે.

મારું મુખ હસતું હતું; પણ મારું લોહી ઉકળી રહ્યું હતું. હું કોણ હતો તેનું ભાન થતાં આ લંપટ અમીરો અને વિલાસિની કાંતાઓની મશ્કરીથી મને ઘણો કંટાળો આવ્યો; પણ સર્વથી વધારે ગુસ્સો મને ચારમીઅનપર આવ્યો. તે બહુ હસતી હતી. હું તે વખત જાણતો નહોતો કે હાસ્ય અને કટાક્ષ પોતાના મનનું દુઃખ છુપાવવાનાં સાધન છે. તેણે ફૂલોના તાજને શકુનનું નામ આપ્યું અને ખરે તેમજ થયું. ઇશકના ફૂલો ખરેખરાં ખીલે છે ત્યારે પહેલાં તો કરમાઈ જાય છે! તે ફૂલોના તાજના બદલામાં અન્ને દુનિયાનું તાજ આપી દેવાનું મારા ભાગ્યમાં સરજેલું હતું–ફેરોની કીર્તિમયી શય્યાને છોડી એક નિમકહરામ સ્ત્રીની છાતીનું ઓશીકું કરવાનું મારા નસીબમાં નિર્માણ થએલું હતું.

તેમણે મશ્કરીમાં મને કામદેવ તરીકે અભિષેક કર્યો, પણ ખરું જોતાં હું શરમનો દેવ થયો! મારા માથા ઉપર સુગંધી પુષ્પોનો ગજરો એક તરફ હતો, અને બીજી તરફ વંશપરંપરાથી અને દેવતાઈ ઇચ્છાનુસાર હું ફેરો રાજા અબૌથિસનાં અમર તીર્થોને યાદ કરતો હતો અને જે રાજ્યનો સવારમાં નાશ થવાનો હતો, તેનો વિચાર કરતો બેઠો હતો. હસતાં હસતાં મશ્કરીમાં ઉપલો બનાવ કાઢી નાખી હું ઉઠ્યો અને કલીઓપેટ્રાની રજા માગી બોલ્યો "વીનસ હાલ પૂર્ણ પ્રકાશમાં છે, તેથી મારે

તેને કામદેવતરીકે વંદન કરવા જવું જોઇએ" આ જંગલીઓ વીનસને કામદેવ કહેતા હતા-તે સર્વે હસવા લાગ્યા અને હું મીનારા તરફ વળ્યો-મારા ઓરડામાં જઈ તે ગજરો મેં ધિક્કારથી મારા સરંજામમાં ફેંક્યો અને ગ્રહ તરફ નજર કરી હું ઉભો. પછી ભવિષ્યના વિચાર કરવા લાગ્યો. જેમને મારે કતલ કરવાનાં હતાં તેમનાં નામોનો ખરડો લઈ તથા મારા કાકાનો સંદેશો લઈ ચારમીઅન આવવાની હતી તેની રાહ જોઈ રહ્યો.

આખરે ધીમેથી બારણું ઉઘાડયું અને જે સફેદ કીમતી કપડાં પહેરી મેજબાનીમાં આવી હતી તેજ પોશાકમાં તે અહીં પણ દાખલ થઈ.

## પ્રકરણ ૫ મું.

### કલીઓપેટ્રાનું હર્મેચિસના આવાસમાં આવવું, ચારમીઅનના રુમાલનું અપમાન; ગ્રહોનો વિચાર અને કલીઓપેટ્રાએ પોતાના અનુચર હર્મેચિસને આપેલા ઉપહાર.

"ચારમીઅન, આખરે તું આવી ખરી? બહુ મોડું થયું." હું બોલ્યો.

"હા, મારા મેહરબાન, પણ કલીઓપેટ્રાએ મને કોઈ પણ બહાને છોડી નહિ. આજે તેનો મિજાજ વિચિત્ર છે. એનું શું છેવટ આવશે તે કાંઈ કહી શકાતું નથી. ગ્રીષ્મ ઋતુમાં સમુદ્રમાં સામસામો ધીમો પવન વાય છે તેમ જ અજબ તરંગો અને ફાંટાઓ તેના મનરૂપ મહાસાગરમાં ઊછળતા જોવામાં આવે છે!"

"ઠીક ઠીક, હવે કલીઓપેટ્રાનું કામ નથી; તું આપણા કાકાને મળી આવી?"

"હા, હર્મેચિસ, મળી આવી."

"અને તું છેલ્લી ટીપ લાવી છે?"

"હા, આ રહી." અને તેણે પોતાના ઝભ્ભામાંથી તે કાઢી આપી. જે માણસોને કલીઓપેટાના મૃત્યુ પછી કતલ કરવાના છે તેમનાં નામો એમાં લખેલાં છે અને તેમાં વૃદ્ધ બ્રેનસનું નામ પણ છે. તે આપણો મિત્ર હોવાથી હું તેને માટે દિલગીર છું; પણ આપણે નિરુપાય છીએ. આમાં ઘણાં નામો લખેલાં છે!"

મેં તે વાંચતાં વાંચતાં કહ્યું "ખરેખર જ્યારે માણસ લખવા બેસે છે. ત્યારે ભાગ્યે જ ભૂલે છે અને આ પણ મોટી ટીપ છે, પણ જે કરવું તે પૂરું જ કરવું જોઇએ. વારુ હવે બીજું શું છે?"

"આ ટીપ જેઓ આપણા પક્ષના છે અને જેઓ બન્ને પક્ષના છે તેમની છે. એમને ઇજા કરવાની નથી. અને આ ટીપ, કલીઓપેટ્રાના મરણના સમાચાર લઈ જનારો કાસિદ પૂગતાં જે શહેરો નિઃસંશય આપણા પક્ષમાં રહી બળવો કરશે, તે શહેરોનાં નામોની છે."

"ઠીક અને હવે"–અને હું અચકયો, "અને હવે કલીઓપેટ્રાનું શું? તેનો ઘાટ તેં કેવો ઘડ્યો છે? શું મારે જ હાથે તેનું મોત આણવાનું છે?"

તે કડવા અવાજે બોલી, "હા, મારા મેહરબાન. મારી ખાત્રી છે કે ફેરો પોતાને જ હાથે આ જૂઠી અને લંપટ રાણીને મારી ભૂમિપરના ભારને ઓછો કરવાને ખુશ થશે–એક જ ફટકે મિસરના ગળામાંની સાંકળ તોડવાની છે!"

મેં કહ્યું "એમ ના બોલ–હું કાંઈ આ કામ કરવામાં ખુશ નથી; પણ ફકત મારા સોગંદને લીધે અને ખરેખરી આવશ્યકતાને લીધે જ એમ કરવું પડે છે. શું તેને ઝેર આપી શકાય એમ નથી? અથવા તો પેલા ગુલા-મોને તેનો વધ કરવા કોઈ પ્રકારે સમજાવાય એમ નથી? આ ખૂની કામ કરવાં મારી હિંમત ચાલતી નથી! ખરેખર હું અજબ થાઉં છું કે, ગમે તેટલાં તેનાં પાપો છતાં તું કે જેને તે ચાહે છે તે આવા દગાની વાત આમ નિર્ભયતાથી કરી શકે છે!"

"ખરેખર ફેરો બહુ જ દયાળુ જણાય છે. એક ખંજરનો ફટકો જે કલીઓપેટ્રાની જિંદગી રૂપ દોરી તોડી શકશે તેનાપર કેવા મોટા કાર્યનો આધાર છે, કેટલી કીર્ત્તિનું તે કારણરૂપ છે; તે ફેરો ભૂલી ગયો છે. હર્મેચિસ, સાંભળ–તારે જ તે કામ કરવાનું છે, અને તેપણ તારે એકલાએ જ! મારા હાથમાં બળ હોત, તો હું તે કરત; પણ તેમ નથી–ઝેરથી તે થવું અશકય છે! ત્રણ જૂદા જૂદા માણસો તેના ખાવાની અને પીવાની દરેક ચીજ ચાખે છે, અને ત્યારપછી તેને તે સ્વીકારે છે. વળી તેઓ આપણા પક્ષમાં આવી શકે એમ નથી; તેમ જ હીજડાઓ ઉપર ભરોંસો રખાય એમ નથી. બે તો સોગંદ લઈ આપણા પક્ષમાં આવ્યા છે; પણ ત્રીજો સમજતો નથી. પાછળથી તેનો વધ કરવો પડશે અને ખરેખર જ્યારે આટલા માણસોને મારવાના છે, ત્યારે એક હીજડાની જિંદગી શા હિસાબમાં છે? તેથી આ પ્રમાણે કરજે–કાલરાત્રે મધ્યરાત્રીથી ત્રણ કલાક પહેલાં તું લડાઈના પરિણામના શકુન છેલ્લીવાર જોજે અને પછી તું એકલો મારી સાથે રાણીના આગલા આવાસમાં આવજે. મારી પાસે મુદ્રા હું રાખીશ, કે કોઈ અટકાવે નહિ. સવારના લશ્કરને સંદેશો પૂગાડનારું

વહાણુ હંકારી જવાનું છે, અને કલીઓપેટ્રાની મરજી આ વખત શુભરીતે કામ લેવાની ધણી છે, તેથી તે એકલી જ ગ્રહોનો વરતારો જાણવા માગે છે. તે તારો લખેલો વરતારો વાંચવામાં રોકાય તે વખતનો લાભ લઈ તારે તેના વાંસામાં એવી રીતે ખંજર ભોકવું કે તે પાણી માગવા પણ ક્ષણમાત્ર જીવતી ન રહે! તારી હિમ્મત અને તારું જોર તને તે વખતે દગો ન આપે, એની ખાસ સંભાળ રાખવાની છે! તે કામ કીધા પછી ખરેખર તે સહેલાઇથી થઈ જશે. તું હાથમાં મુદ્રા લઈ જયાં પેલો હીજડો ઉભો હશે ત્યાં જજે–તે વખત બીજા તો હશે જ નહિ, જો તેઓ કંઈ ગડબડ કરે–એ ખાનગીમાં તો આવી શકે જ નહિ અને મોતનો અવાજ ત્યાંસુધી પૂગશે નહિ; તેથી કોઈ ગડબડ તો કરશે જ નહિ–છતાં કરે, તો તારે તેમનો બેધડક વધ કરી નાખવો. પછી હું તને મળીશ, અને આપણે પોલસને મળીશું. તે ભયભીત થઈ આનાકાની ન કરે તેની સંભાળ હું લઈશ: કારણ કે તેની પાસેથી કેમ કામ લેવું તે હું જાણું છું. તે બાજુનો દરવાજો ઉઘાડશે, અને સેપા જે પાંચસો વીણી કાઢેલા ભાઇબંધો લઈ વાટ જોતો ઉભો હશે તે અંદર ધસી આવી નિદ્રાવશ ચોકીદારોની કતલ ચલાવશે. સઘળું કામ સહેલ છે, માટે તું દઢ રહેજે અને સ્રીની માફક બીક રાખતો નહિ. ખંજરનો એક ઝટકો મારવો એમાં તે શું? એ કાંઈ મોટું કામ નથી! અને તેની ઉપર મિસરના બલ્કે આખી દુનિયાનાં સુખ દુ:ખનો આધાર રહેલો છે!" મેં કહ્યું "ચુપ–કોણ છે–મારે કાને કોઇનો અવાજ આવે છે"

ચારમીઅન બારણાં આગળ દોડી ગઈ અને લાંબા અંધારા રસ્તા તરફ નજર કરી ધ્યાનથી સાંભળવા લાગી. એક પળમાં તે પાછી આવી અને પોતાના હોઠપર આંગળી રાખી ચુપ રહેવા સૂચવતી મારા કાનમાં ઉતાવળે બોલી "રાણી એકલી દાદર ચઢતી જણાય છે. તેણે ઈરાસને જવા ફરમાવ્યું તે મેં સાંભળ્યું. આ વખતે હું અને તું એકલાં છીએ, એમ તેને ખબર પડવી ન જોઇએ,–એ ઘણું વહેમ ભરેલું દેખાય–એ શું કામ આવતી હશે? હું કયાં સંતાઉં?"

મેં આસપાસ નજર કરી. ઓરડાને છેડે એક ખુણામાં મારાં કેટલાંક યંત્રો અને બીજી કામની વસ્તુઓ રાખવાનો મોટો ગોખલો હતો ને તેને મોટા પડદાથી ઢાંકી રાખેલો હતો.

મેં કહ્યું "તું ઉતાવળ કરી ત્યાં સંતાઈ જા." અને તે પડદા પાછળ સંતાઈ ગઈ, મેં પેલી પ્રાણઘાતક કટાર મારા ઝભ્ભાની અંદર છાતી આગળ

બેસી અને જાદૂના નકશાપર જોતો વાંકો વળી ઉભો. તરત મેં સ્ત્રીના પોશાકના ઘસડાવાનો અવાજ સાંભળ્યો અને કોઇએ બારણું ઠોક્યું.

મેં કહ્યું "જે હોય તે આવો."

આગળો ઉચકાયો, અને કલીઓપેટ્રા અંદર આવી. તેણે રાણીને છાજતો શૃંગાર સજ્યો હતો—તેના કાળા વાળ છૂટા લટકતા હતા અને તેને માથે પવિત્ર સર્પ તેની પદવીને સૂચવતો ચળકી રહ્યો હતો, તે ઓસીસું નાખી બેઠી અને બોલી "ખરેખર, હુર્મેચિસ, સ્વર્ગનો રસ્તો ઘણો કઠિન છે. અરે હું થાકી ગઈ છું ને ત્યાં પૂગવાની સીડીઓનો પાર નથી; પણ મારા જોશી, તને તારા ઓરડામાં મળવાની મારી ઇચ્છા થઈ."

મેં નીચા નમીને કહ્યું "બહુ મેહરબાની થઈ, રાણી સાહેબ! મારો ઘણો સત્કાર થયો!"

"તું ખરું કહે છે? અને તે છતાં તારા કાળા ચહેરા ઉપર ગુસ્સો દીસે છે? હુર્મેચિસ, આવા શુષ્ક પ્રપંચ માટે તું લાયક નથી—તું હજી જવાન અને ખુબસૂરત છે. તેં તો મારો ગુલાબનો ગજરો તારા કટાયલા યંત્રોમાં ફેંકી દીધો છે! હુર્મેચિસ, રાજાઓ પોતાના કીમતી જવાહિરની માફક તેને સાચવી રાખત! અને તું એક નિર્જીવ વસ્તુની માફક તેને આમ ફેંકી દે! તું તે કેવો મનુષ્ય છે! પણ સબર આ શું, કોઈ સ્ત્રીનો રુમાલ આઇસિસના સમ જો ન હોય તો! હુર્મેચિસ સાહેબ, આ અહીં શી રીતે આવ્યો? શું અમો ગરીબોના રુમાલો તારી ઉંચી કળામાં કંઈ કામના થઈ પડે છે? તું પકડાયો છે! તું પણ એક ડોળઘાલુ લોંકડી જ છે કે?"

ચારમીઅનના ગળામાંથી રુમાલ પડ્યો હતો, તેથી હું ગુંચવાડામાં પડ્યો અને ફરીને બોલ્યો, "નહિ, ઘણાં જ માનવંતાં રાણી, નહિ—આ નિરર્થક કપડું અહીં શી રીતે આવ્યું હશે તે હું ખરેખર જાણતો નથી. કદાચ જે સ્ત્રીઓ આ ઓરડામાં સાફસૂફ રાખે છે તેમનામાંની કોઈ ભુલી ગઈ હોય."

"હા, એમ કે? તે ખળખળ વહેતા ઝરાની માફક હસીને બોલી. "ઓરડા સાફ રાખનારી ઓરતો પણ આવી શેખીઓ રાખતી હશે, નહિ કે? એના વજન કરતાં બમણી કંચનની કીમતે પણ આવો સુંદર રેશમી અને વળી રંગબેરંગી ભરતકામવાળો રુમાલ ભાગ્યે જ મળે; એ તેઓપણ ખરીદી શકે ખરી કે? હું પોતે પણ એવો રુમાલ વાપરવા શરમાઉં નહિ." અને તેણે પોતાને ગળે બાંધી તેના છેડા પોતાના સફેદ હાથે બરાબર કીધા "પણ ખરેખર તારી પ્યારીનો રુમાલ મારી છાતીપર રાખું તે તને

પસંદ નહિ જ પડે. માટે હુર્મેચિસ, લે અને તારી છાતી આગળ સંતાડ–કલેજા આગળ સંતાડ."

આ દૂષિત વસ્તુને મેં હાથમાં લઈ અને કંઇ બબડી જે અહીંઆં હું જણાવીશ નહિ–જ્યાંથી હું તારા જોયા કરતો હતો, ત્યાં ગયો અને તેને ડૂચો કરી આકાશ તરફ ફેંકી દીધી.

આ જોઈ ખુબસૂરત રાણી વળી હસી પડી.

"હવે વિચાર કર. આવી રીતે તેના પ્યારની વસ્તુને આમ ઉડાડેલી જો તે બાનૂ જુએ તો તેને કેવું લાગે? હુર્મેચિસ, કદાચ તું મારા ગજરાને પણ આમ ફેંકી દે! જો, તેના ગુલાબ કરમાઈ ગયા છે–માટે ફેંકી દે"! અને વાંકા વળી તેણે ગજરો લઈ મને આપ્યો.

એક પળ તો હું એવો ચીડાઈ ગયો કે ગજરો પણ રુમાલ સાથે નાખી દેત, પણ મને વળી વિચાર આવ્યો અને હું નમ્રતાથી બોલ્યો, "નહિ–એ તો રાણીની બક્ષીસ છે–એને હું રાખીશ" અને હું જેવો આ વાકય બોલ્યો તેવો પડદો હાલતો દેખાયો. તે રાત્રી પછી ઘણી વેળા આ નિષ્કપટ બોલો બોલ્યો તેમાટે મારે પશ્ચાત્તાપ કરવો પડ્યો હતો.

તે મારી તરફ વિચિત્ર રીતે જોઈ બોલી "આ સહજ કૃપાને માટે કામદેવનો હું ઘણો ઉપકાર માનું છું. હવે મજાક ઘણી થઈ, આ ઝરુખાપર ચાલ, અને પેલા ગ્રહોની ગતિ મને સમજાવ: કારણ કે, હુ હમેશાં તેમને ચાહું છું. તેઓ કેવા તેજસ્વી પવિત્ર અને શાંત છે અને આપણી ઉકળતી વૃત્તિઓથી આટલે દૂર રાત્રીની અંધકારમયી કાળી છાતીપર આમ ઝોકાં ખાતા રહેવાનું અને પોતાનો સ્વાર્થ ભુલી અનન્તકાળ સુધી પેલી મીઠી જગ્યામાં જોયા કરવાનું બહુ પસંદ છે. હા, હુર્મેચિસ, પણ કોને ખબર છે. કદાચ તે જ તારા આપણાં તત્ત્વોમાં ભાગ લેતા હોય, અને કુદરતી અદૃષ્ટ સાંકળથી આપણો ને તેમનો સંબંધ હોય, અને પોતાની ગતિપ્રમાણે આપણા નસીબને દોરતા હોય. યુનાનીઓનો તેવિષે શું મત છે? કદાચ તે સત્ય હોય, પેલા ઝીણાં તણખાં મનુષ્યના આત્મા હોય, અને તેઓની ટળવળતી માતાને પ્રકાશ આપવા સુખરૂપી શાંતિ અને તેજને પવિત્રતાથી પામ્યા હોય! તેઓ આકાશના મહેરાબમાં ઉંચે ટાંગેલા દીવા તો નહિ હોય; કોઈ દેવ પોતાની પાંખો અંધારાની હોવાથી તે દીવાને પોતાના અમર અગ્નિથી સ્પર્શ તો નહિ કરતો હોય; કે જેથી તેઓમાં તેજ આવી પ્રકાશ કરે! મારા જોશી, મને એવિષે જ્ઞાન નથી, માટે તારી બુદ્ધિથી મને એ સર્વ અજાયબીઓ સમજાવ."

હવે મેં નિર્ભયતાથી ખુશ થઈ, તેને જે સમજાવવું ધર્મવિરુદ્ધ ન જણાયું તે સમજાવ્યું. તેનામાં આવા ઉત્કૃષ્ટ વિચારના ચાતુર્યને જોઈ હું કંઈક વિસ્મિત થયો; વાદળાં એક પ્રવાહી પદાર્થ છે, હવારૂપી સ્થિતિ-સ્થાપક સ્તંભને આધારે પૃથ્વી તરફ દબાણ કરતાં રહ્યાં છે. અને ઉંચે આકાશ તે એક નાઉદ્ નામનો દેવતાઈ મહાસાગર છે, જેમાં ગ્રહો વહાણની માફક તેજસ્વી ગતિ કરી રહ્યા છે. એ ઉપરાંત ઘણા નૈસર્ગિક નિયમો મેં તેને જણાવ્યા. તેજનાં કિરણોની ચોક્કસ નિરંતર ચાલૂ ગતિને લીધે વીનસગ્રહ, પ્રભાતગ્રહ, અને સંધ્યાગ્રહ, તરીકે દેખાય છે; આવી રીતે હું ઉભો રહી તારામંડળ તરફ જોતો, તેને ઈશ્વરી જ્ઞાન આપતો હતો. ત્યારે તે પગ પર પગ ચઢાવી ધૂંટણપર હાથ ટેકવી એકાગ્ર ચિત્ત કરી મારા મુખમંડળને જોયા કરતી હતી.

તે છેવટ બોલી "હા, ત્યારે વીનસનાં દર્શન પ્રભાતે અને સંધ્યાકાળે બન્ને વખત થાય છે, પણ ખરેખરું જોતાં તો તે સર્વવ્યાપક દેવીને જોકે રાત્રીનો વખત વધારે પ્રિય છે; છતાં મને લાગે છે કે તેને લેટિન્ ભાષા પસંદ નથી, માટે આપણે તારી સ્વભાષામાં જ વાત કરીએ. આ એમની ભાષા હું સારી રીતે જાણું છું." એમ કહી તે મારી સ્વભાષા બોલવા લાગી; પરંતુ તેના ઉચ્ચારમાં સહજ ભેદ પડતો, પણ તેથી તેમાં માધુર્ય વિશેષ જણાતું. "ગ્રહોનો વિષય સમાપ્ત કરીએ; કારણ કે, આખરે તેઓ પણ અનિશ્ચિત છે; કદાચ, તેઓ મારે અથવા તારે માથે કે આપણા બન્નેને માથે વિપત્તિ વર્ષાવવાનો વિચાર કરી રહ્યા હોય! પણ મને તે વિષય કરતાં તેપર વ્યાખ્યા કરતી વખતના તારા બોલ વધારે પ્રિય લાગે છે. વિચારરૂપી વાદળાંમાંની છાયાથી તારું મુખમંડળ નિરંતર ખિન્ન રહે છે ને તે વખતે બદલાઇને ચપળ તથા તેજસ્વી બની જાય છે. હર્મેચિસ્, તું આ ગંભીર કામને માટે લાયક નથી. તું હજી યુવાન છે અને મને લાગે છે કે તારા માટે કોઈ શ્રેષ્ઠ કામ શોધી કાઢવું પડશે. યુવાવસ્થા કંઇ વારંવાર પ્રાપ્ત થતી નથી. ત્યારે તેને આવા વિચારોમાં શામાટે ગાળવી જોઇએ? આપણાથી જ્યારે બીજું કંઈ બનતું ન હોય ત્યારે વિચારમાં પડવું. વારુ, હર્મેચિસ, તારું વય કેટલાં વર્ષનું છે?"

મેં જવાબ દીધો "છવીશ વર્ષનું, રાણી સાહેબ! કારણ કે હું શોમૌના પ્રથમ માસમાં તૃતીયાને દિવસે ગ્રીષ્મઋતુમાં જન્મ્યો હતો."

તે બોલી ઉઠી "ત્યારે તો આપણે એક જ ઉમ્મરનાં છીએ; એક દિવસનો પણ ફેર નથી. હું પણ તેજ દિવસે જન્મી છું. વારુ, આપણે

એટલું તો કહી શકીશું કે આપણાં માબાપને આપણે માટે નીચું જોવાનું નથી; કારણ, હુમેંચિસ, મિસરમાં સર્વથી ખુબસૂરત સ્ત્રી હું છું, અને મને લાગે છે કે બીજો કોઈ પુરુષ તારા જેવા ફુટડો, જોરાવર, અને વિદ્વાન ભાગ્યે જ હશે ! એક જ દિવસે આપણે જન્મ્યાં, એટલે મને તો લાગે છે કે, આપણે એક સરખાં સુખો ભોગવવાને જ સરજાયલાં છીએ. હું રાણી તરીકે અને કદાચ તું મારા રાજ્યના મુખ્ય સ્તંભ તરીકે–જેથી આપણે એકબીજાનું પરસ્પર હિત કરી શકીએ."

મેં ઉંચું જોઈ જવાબ દીધો "કદાચ તેથી ઉલટું કાં ન હોય?" તેનાં મધુર વાકયો મારી કર્ણેન્દ્રિયને દંશવા લાગ્યાં; અને મારા મુખમંડળમાં ઇચ્છાવિરુદ્ધ લાલાશ પથરાઈ ગઇ. તે બોલી, "નહિ, નહિ; એવા વિચાર લાવ જ ના. હુમેંચિસ, અહીં આવ અને મારી પાસે બેસી બે મિત્રો અન્યોઅન્ય વર્તે તેમ વર્ત. રાણી અને પ્રજાનો સંબંધ આપણી વચ્ચે ન આવવા દે. મેં આજ રાત્રે મેજબાનીની વખત પેલો ગજરો પહેરાવી તારી ચેષ્ટા કરી તેથી તું ગુસ્સે થયો નહિ કે? પણ તે તો મેં ફક્ત મશ્કરી કરી હતી. તને ખબર હશે કે રાજ્યકર્ત્તાઓને કામનો બોજો ઘણો હોય છે; અને ઘણી વેળા તેઓ કંટાળેલાં હોય છે. તેથી સહેજ મજાક કરી હાસ્યથી મારો થાક ઉતારવાના પ્રયત્નથી તારે એમ દિલગીર થવું ન જોઇએ. અરે આ અમીરો, રાજકુમારો, અને અભિમાની શોખીન રોમનોથી હું કંટાળી ગઈ છું, મારી સન્મુખ તેઓ મારા ગુલામ હોય એમ વર્તે છે, અને મારી પાછળ તેઓ મારી ચેષ્ટા કરે છે. રોમના નીચ અમીરોને હું તાબે છું એમ કહેતા ફરે છે. હા રોમમાં પણ કેટલા ફેરફાર–ભાગ્ય ચક્ર જાણે ફર્યા જ કરે છે, અને જેનો વારો આવે છે તે સત્તા ભોગવે છે. રાજા કે પ્રજા, અને હાલ જે ત્રણ અમીરો રાજસત્તા ભોગવે છે, તેઓમાં હું કોઇ નર તો જોતી જ નથી! અજ્ઞાન, ખુશામદી અને પૂતળાં જેવી અને જેટલી સત્તા ભોગવનારા સિવાય કોઇ નજરે પડતો જ નથી. તે હીચકારાઓએ સીજરને કપટથી મારી નાખ્યો ત્યાર પછી તેમનામાં કોઈ પુરુષ જોવામાં જ નથી આવતો. સીજર તે ખરો નર કે જે પૃથ્વીનાં એકત્ર રાજ્યોથી પણ ડરતો નહિ. અને તેઓ મિસરને લુંટવી ન લે તે કારણથી મારે પણ એક બીજાને ઉંધું ચતું સમજાવવું પડશે. અને તે સર્વ કાર્યનું ફળ મને શું મળવાનું? સર્વ મનુષ્યો મારું નઠારું બોલે અને મારી પ્રજા મને ધિક્કારથી જુએ, એ મારા કામનો બદલો? હા, હું સારી પેઠે સમજું છું; જો કે હું સ્ત્રી છું છતાં હું સમજું

છું કે જો તેમનાથી બની શકે, તો તેઓ મારું ખૂન કરવાને પણ ચૂકે નહિ !"

આ વખતે તેણે પોતાનું મોઢું પોતાના હાથથી ઢાંકયું અને તે ડીક થયું–તેના બોલ મને કારી ઘાની માફક લાગ્યા, અને હું ચોંકયો. વળી તે બોલી "તેઓ મારે માટે જે ખોટા વિચાર ધરાવે છે, તે મારાથી ગુપ્ત નથી. વળી તેઓ મને લંપટ કહે છે. મારી જિંદગીમાં ફક્ત એક જ વખત હું ફસી છું અને તે પણ સર્વમાં શ્રેષ્ઠ પુરુષ સાથ પ્યારમાં પડી, ત્યારે તે વખતે પ્યારથી મારા જુસ્સા આતશરૂપ થઇ ગયા હતા. તે વખતે પણ હું પવિત્ર રહી હતી. આ નીચ અલેકઝાન્દ્રિઅનો એમ માની બેઠા છે કે, મેં મારા ભાઈ ટોલેમીને ઝેર દઈ મારી નાંખ્યો. ટોલેમી કે જેની હું માની જણી બહેન હતી, તે બહેનને પોતાના ભાઈ સાથે પરણી તેને પતિતરીકે સ્વીકારવાની રોમન સીનેટે કુદરતવિરુદ્ધ ફરજ પાડી હતી! તે ટોલેમીને મેં મારી નાંખ્યો, એમ તેઓ કહે છે; પણ તે મારે માથે એક અપવાદ છે; તે બિચારો તાવથી રીબાઇને મરણ પામ્યો; વળી તેઓ એમ પણ માને છે કે, મારી બહેન આરસીનોને પણ હું મારી નાંખવા ધારું છું. પણ ખરું જોતાં તો તે તેવો વિચાર રાખતી જણાય છે. આ પણ એક મારે માથે ખોટું તહોમત છે. જો કે મારી બહેન મારી દરકાર રાખતી નથી, છતાં હું તેને ચાહું છું. તેઓ સઘળા વગર કારણે મારે માટે આવા વિચાર બાંધી બેઠા છે. હર્મેચિસ, તું પણ તેમના વિચારને મળતો હોય, એમ દેખાય છે!

"ઓ હર્મેચિસ, તું કાંઈ પણ વિચાર બાંધી બેસે, ત્યાર પહેલાં યાદ રાખજે કે, અદેખાઈ કેવી ચીજ છે. જેમ પાંડુ રોગ સર્વ વસ્તુમાં પોતાનો રંગ દેખાડે છે; તેમ જ માનસિક રોગ જે ઇર્ષા તે સત્યના સ્પષ્ટ પટપર અસત્ય દેખાડે છે, અને પવિત્ર કુમારિકાના હૃદયમાં અપવિત્રતા જુએ છે. તારી સુંદરતા અને સંપત્તિને ધિક્કારથી જોનારા શઠ લોકમાં તારા જેવી પ્રસિદ્ધ થવાની શક્તિ ન હોવાથી અંધારાનું આચ્છાદન રાખી, હોઠ પીસી નિન્દારૂપી શર ફેંકનાર જેઓ તારી કુલીનતાને એબ લગાડી નીચ અને અજ્ઞ મનુષ્યોની પંક્તિમાં તને ભેળવા અંતઃકરણથી મથ્યા રહે છે, તેમનામાં તને ઉંચી પદવીનો અધિકાર મળતાં તું કેવા ગુંચવાડામાં આવશે, તેનો તું વિચાર કર. તેટલા માટે જે મહાન્ પુરુષના હરેક આચાર અને વિચારમાંથી ભૂલ શોધી કહાડવા અસંખ્ય અસંતોષી મનુષ્યો કોપાયમાન થઈ મંડ્યા છે, તેને માટે ખોટો અભિપ્રાય બાંધતાં બહુ વિચાર કરવો. આવા મનુષ્યોનો અતિ લઘુ દોષ અદ્ભુત રૂપે દેખાય છે. હજારો મનુષ્યો પોતાના દોષના રૂપને ઉપર પડ ચઢાવી

તદ્દન બદલી નાંખે છે. દરેક મનુષ્ય કહેશે 'એમ જ હશે, ખરું હશે' પણ કોઈ વિચાર કરી પોતાને પ્રશ્ન નહિ કરે કે 'મેં સાંભળ્યું છે તે ખોટું કેમ નહિ હોય, ને અજાણથી તો આવું કામ નહિ થયું હોય કે એમાં કંઈ ફેર તો નહિ હોય ?" આવી પૂછપરછ કરવાની ઇચ્છા જ કોઈ કરતું નથી. હુમેંચિસ, પોતાને માથે કોઇએ દોષ મૂકયો હોય તો જેવી તપાસ કરવાની પોતાને ઇચ્છા થાય, તેવી જ રીતે તપાસ કરીને બીજાને માટે પણ અભિપ્રાય આપવો જોઇએ. વળી યાદ રાખવું કે, રાણી સ્વતંત્ર હોતી નથી. જે રાજખટપટોથી ઇતિહાસનાં વજ્ર પુસ્તકો ભરપૂર છે તે જ ખટપટોની હથિયારરૂપ તે છે. ઓ હુમેંચિસ, તું મારો મિત્ર થા—મિત્ર અને સલાહકાર—જેના ઉપર હું ભરોંસો રાખી શકું એવો મિત્ર થા! અહીં રાજમંદિરની મેદનીમાંના કોઈ પણ મનુષ્ય કરતાં હું વધારે અક્કલવાળી છું—તારાપર જ કેવળ મારો ભરોંસો છે. તારી શાંત આંખોમાં પ્રમાણિકપણું સ્પષ્ટ જણાય છે, અને તને વધારે ભાગ્યશાળી કરવાનો મારો વિચાર થયો છે. મારા એકાંત વિચારોનો બોજો મારાથી ખમાતો નથી. મારું મન ખુલ્લું કરી તેનું સમાધાન કરવાને મને કોઇની સાક્ષીની જરૂરત જણાય છે. મારામાં દોષ ઘણા છે, તે હું જાણું છું; છતાં તારી નિષ્ઠાને માટે હું અપાત્ર છું, એમ નથી. સડેલા ધાન્યમાંથી પણ સારાં બીજ નીકળે છે. બોલ, હુમેંચિસ, બોલ: તું મારી અનાથ સ્થિતિ પર દયા લાવી મારો મિત્ર થઇશ ? ગુલામો, અમલદારો, સેવકો અને આશકો મારી આસપાસ અગણિત નજરે પડશે, પણ ખરો મિત્ર એક પણ નથી" આ પ્રમાણે બોલી પોતાની વિચિત્ર આસમાની આંખોથી તાકતી મને તે સહજ અડી અને મારા તરફ વાંકી વળી ઉભી રહી! હું જેર થઈ ગયો—આવતી રાત્રીના વિચારથી લજ્જા અને ખેદયુક્ત થઈ ગયો! હું તેનો મિત્ર? જેણે છાતીપર તેને કતલ કરવાને ખંજર તૈયાર રાખેલું છે, તે તેનો હું મિત્ર? હું મારી નજર નીચી કરી બેઠો અને મારા અંતઃકરણના દુઃખથી મેં નિઃશ્વાસ મૂકયો.

તેની મહેરબાનીથી હું અજાયબીમાં ગરકાવ થઈ ગયો હઈશ, એમ કલીઓપેટ્રાએ ધાર્યું અને તેથી મધુર હાસ્ય કરી બોલી કે;—

"વખત ઘણો ગયો છે. મિત્ર હુમેંચિસ, કાલે જ્યારે તું વરતારો લઈ આવીશ, ત્યારે આપણે એ વિષે વધારે વાતચિત કરીશું." એમ કહીને તેણે પોતાનો હાથ મારી તરફ ચુંબન કરવા લંબાવ્યો. હું શું કરું છું તેનું પણ ભાન ભુલી ગયો અને મેં ચુંબન કીધું. તરત જ તે ત્યાંથી અદૃશ્ય થઈ

ગઈ. હું જાણે નિદ્રાવશ હોઉં, એમ તેની પાછળ જોતો ત્યાં તે આવાસમાં જ સ્તબ્ધ થઇને ઊભો રહ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### ચારમીઅનની અસૂયા અને તેના શબ્દો; હર્મેચિસ્નો અટ્ટાહાસ; રક્તગ્રાહક કૃત્ય માટેની તૈયારી અને વૃદ્ધ અટુવાનો સંદેશો.

હું શાંત અને વિચારમાં જોતો લીન થઇને ઉભો રહ્યો. ક્યાં સૂધી ઉભો તેનું પણ ભાન ન રહ્યું. અકસ્માત્ પેલો ગજરો લઈ ઉભો. મારી આંખ ઉંચી કરી ત્યારે ચારમીઅન મારી નજરે પડી. તેને તો હું ભૂલી જ ગયો હતો અને જો કે તે વખતે મને કંઇ પણ લક્ષ નહોતું, તથાપિ પાછળથી મને યાદ આવ્યું કે, તે ગુસ્સાથી રાતી ચોળ થઈ પગ અફાળતી ઉભી હતી.

મેં કહ્યું, "કોણ ચારમીઅન? તારા ગુપ્ત આવાસમાં ઉભી ઉભી થાકી ગઇ છે? તને શું પગમાં વેદના થાય છે? જ્યારે કલીઓપેટ્રા મને ઝરુખા પર લઈ ગઈ ત્યારે તું ધીમે રહી કેમ સટકી ન ગઈ વારુ?"

તે કોપાયમાન દૃષ્ટિ કરી બોલી; "મારો રુમાલ ક્યાં છે? મારો જરીનો રુમાલ પડી ગયો હતો તે ક્યાં છે?"

"તારો રુમાલ? તેં શું જોયું નહિ કે, કલીઓપેટ્રાએ તે વિષે મને મેણાં માર્યાં, તેથી મેં ફેંકી દીધો?"

"હા મેં જોયું–મારું મન ધરાતાં સુધી જોયું કે તેં મારો રુમાલ ફેંકી દીધો. પણ પેલો ગુલાબનો ગજરો, તે ફેંકી દેતાં તારી છાતી દુઃખાઈ! તે તો રાણીની બક્ષીસ છે! બેશક અને તેથી જ રાજકુમાર હર્મેચિસે આઇસિસના શાગિર્દે, દેવોના માનીતાએ એમના કલ્યાણ અર્થે ફેરો તરીકે અભિષેક થએલા હર્મેચિસે તે જાળવી રાખ્યો, સંભાળી રાખ્યો! પણ મારો રુમાલ તેણે ફેંકી દીધો! એક લંપટ સ્ત્રીનાં વાકયોનાં બાણ લાગવાથી તે ઉડાડી દીધો!"

તેના આ કડવા શબ્દોથી વિસ્મિત થઇ હું બોલ્યો, "તું શું કહેવા માગે છે? તારા ઉખાણું હું સમજી શકતો નથી."

તે વક્રતાથી બોલી, "હું શું કહું છું? હું સર્વ કહું છું અને કંઇ નથી કહેતી. તારે જોઇએ તેમ સમજ. મારે તો મારા બોલોનો ભાવ

જણાવવો છે! હુર્મેચિસ, મારા મહેરબાન પિત્રાઈ!" તેણી કરડા ધીમા સ્વરે બોલી "લે ત્યારે સાંભળ. ઉત્કૃષ્ટ અપરાધ કરવાના ભયાનક કિનારાપર તું છે. આ કલીઓપેટ્રાએ પોતાના વિઘાતક ફંદાને તારી આસપાસ ફેલાવ્યો છે અને હુર્મેચિસ, તું તેની સાથે પ્યારમાં પડવા તત્પર દીસે છે, જેની જિંદગીનો કાલે અંત આણવો છે, તેની સાથે તું પ્યારમાં પડે? પેલો ગજરો કે જેને મારા રુમાલની પાછળ મોકલવાની તારી છાતી ન ચાલી, તેને હાથમાં સ્થિર થઈ તાકીને જોયા કર! પણ ખરે હજી તો આજે જ કલીઓપેટ્રાએ તે પહેર્યો હતો. સીજરની માશૂક–સીજરની અને બીજાઓની માશૂક–ના વાળનો સુગંધ હજી તેના ગુલાબના પુષ્પના સુગંધ સાથે મિશ્ર છે. વારુ, હુર્મેચિસ, પેલી અગાસી પર આ વાત કયાં સુધી પૂગી હતી? પેલા ખૂણામાંથી મારાથી કાંઈ દેખાતું કે ઓળખાતું નહોતું, માટે ખરેખરું કહે, આશક માશૂકને માટે તે ખરે પ્રિય જગ્યા છે કે નહિ? હા, અને વખત પણ અનુકૂલ છે. ખરેખર આજે વીનસનું જોર વિશેષ જણાય છે!"

આ સર્વ તે એવા તો શાંત અને મધુર અવાજે અને વળી કડવાસથી બોલી, કે તેનો બોલે બોલ કાતિલ ઝેરની માફક મારું કલેજું ફાલી ખાવા લાગ્યો. મારા રુવેં રુવાંમાં ઝાળ લાગી ને મારી વાચા પણ બંધ થઈ ગઈ. તે શરમાતી હોય તેમ બોલી, જો કે તેના બોલ નિર્લજ્જ હતા. આથી તે જાણે જિતી હોય, એમ ધારી વળી બોલી; "ખરેખર તારી નીતિ ડા'પણ ભરેલી છે, આજે તું જે હોઠને ચુંબન કરે છે, તે જ હોઠને કાલે નિરંતરના બંધ કરીશ. એ વર્તન સમયાનુકૂલ, યોગ્ય અને પ્રામાણિક છે."

આખરે હું બોલ્યો, "આ તું શું બોલે છે? તારી આવાં વાક્યો બોલવાની મગદૂર શું? હું કોણ છું તે યાદ કર, અને પછી તારી રીસ કાઢ તથા મેણાંનો વર્ષાદ વર્ષાવ!"

તેણે તરત જવાબ વાળ્યો "તને યોગ્ય જ માન હું આપું છું. તું કોણ છે, તેની હવે મને દરકાર નથી. તે તુંજ જાણે છે–તું અને કલીઓપેટ્રા!"

મેં કહ્યું "એથી તું શું કહેવા માગે છે? એમાં મને શાનો દોષ દે છે? રાણી–"

"રાણી? રાણી પણ કોઈ છે ખરી કે? ફેરો રાણી કોને કહે છે?" તે આંખો ફાડીને બોલી.

"જો કલીઓપેટ્રાની મરજીથી ગ્રહોવિષે રાત્રે આવી વાત કરવા ધારે, તો" ત્યાર છી હું શું બોલ્યો, તેનું મને ભાન નથી. વિચારથી અર્ધ ઘેલો તો હું હતો જ. તેમાં વળી આ છોકરીની મેણાં મારવાની શાંત રીતિથી હું

તદ્દન જ ભાન ભૂલી ગયો. એટલું મને યાદ છે કે, હું એટલા જોરથી બોલ્યો કે તેને મારા કાકાએ જ્યારે યૂનાની પોશાક વિષે ઠપકો આપ્યો હતો ત્યારે તે જેવી રીતે ડરી ગઈ હતી તેમ જ આજે પણ તે ડરી ગયેલી દેખાઇ. જે પ્રમાણે તે દિવસ તેણે અશ્રુપાત કીધો હતો, તે પ્રમાણે આજે પણ કર્યો. તે દિવસ કરતાં પણ વધારે ડચકાં ખાતી તે વધારે જોરથી રડી પડી.

આખરે હું ચુપ થયો. મને જરા શરમ લાગી. પણ મારો ગુસ્સો અને તેના બોલની અસર ગઇ નહિ.

તેણે રડતાં રડતાં પણ મેણાં માર્યાં અને સ્ત્રીના વાક્યરૂપી શર કેવાં તીક્ષ્ણ હોય છે, તેનો એ વેળાએ મને પ્રત્યક્ષ અનુભવ થયો.

તે ડચકાં ખાતી બોલી, "તારે મને આ પ્રમાણે કહેવું ન જોઇએ. આ તારું ક્રૂર અને અમાનુષીય વર્તન છે! પણ હું ભૂલી. તું તો સિદ્ધ છે— મનુષ્ય નથી. કદાચ ક્લીઓપેટ્રાને ખાતર મનુષ્ય હોય તો હોય!"

"તને આમ બોલવાનો શો અધિકાર છે? અને તારા બોલવાનો ભાવાર્થ શો છે?"

તેણે ઉંચું જોયું. જેમ ફૂલપરથી સવારના દવ વહે, તેમ તેના સુંદર ચહેરા પરથી ને તેની આંખમાંથી અશ્રુ વહેતાં હતાં. તેણે પૂછ્યું "મને શો અધિકાર છે? ઓ હર્મેચિસ, તું મને હક શું છે એમ પૂછે છે? શું તું અંધ છે? હું તને આ પ્રમાણે શા હકથી કહું છું તે શું તું જાણતો નથી? ઠીક ત્યારે મારે તને કહેવું જોઇએ કે, એલેકઝાન્ડ્રીઆમાં એવો રિવાજ છે એટલે ફિકર નહિ. સ્ત્રીના પવિત્ર અને શ્રેષ્ઠ હકથી જે અત્યંત પ્યાર હું તારાપર રાખું છું અને જે એમ જણાય છે કે તું જોઇ શકતો નથી—મારી લાજ અને મારી આબરુના હકથી હર્મેચિસ, તું ક્રોધયુક્ત ન થા અને મને લંપટ ન સમજ! આખરે જ્યારે મારા અંતઃકરણમાંથી મારા ખરા ઉભરા ઉભરાઇ જાય છે, ત્યારે જ હું આમ બોલું છું-ત્યારે સાંભળ કે હું લંપટ નથી, જેવી તું મને કરીશ, તેવી હું થઇશ. બીબાં બનાવનારના હાથમાં જેમ મીણ હોય છે, તેમ તારા હાથમાં હું છું. એટલે તારી મરજીમાં આવે તેવું મારુ બીબું પાડ. મારામાં હાલ એવું તેજ રગેરગ વ્યાપેલું છે કે, તે મારા અંતઃકરણને પ્રકાશમાન કરી મેં કોઇપણ દિવસ કલ્પેલી નહિ તેવી મહત્તાએ મને પહોંચાડવાને શક્તિમાન્ છે. પણ તે ક્યારે કે, તું મારો ભોમીયો અને સારથિ થાય તો જ. પણ જો તું મને તજી દેશે, તો મને ધર્મમાં રાખનાર સર્વ બંધનો તૂટી જશે અને પછી નૌકાનો ભંગ થશે. હર્મેચિસ, તું મને ઓળખતો નથી; આ મારા જીર્ણ દેહમાં કેવા જુસ્સાવાળી મનોવૃત્તિઓ તરફડે છે, તેની તને

ખબર નથી. તું મને એક છોકરી સમજે છે—ચાલાક, જિદ્દી, હલકા મનની છોકરી સમજે છે. પણ હું તેવી નથી. મારામાં તેથી વધારે શક્તિ છે. તું તારા પ્રૌઢમાં પ્રૌઢ વિચાર દર્શાવ અને જો કે હું તેની હરીફાઇ કરુંછું કે નહિ? તારા મનના અગાધ ગુંચવાડા મને કહે અને હું તને તેનું સ્પષ્ટીકરણ કરી બતાવીશ. આપણે એક લોહીનાં છીએ અને જે થોડો તફાવત છે, તે પ્યારથી દૂર થશે અને આપણે એક થઇશું. એક જ કાર્યમાં આપણે ગુંથાયલાં છીએ, એક જ ભૂમિ આપણને પ્રિય છે, અને એક જ સોગંદથી આપણે બંધાયલાં છીએ. હર્મેચિસ, તું મને તારી સાથે સ્વીકારીને બેવડા તખ્ત પર બેસાડ, અને હું અંતઃકરણથી કહું છું કે, તારી મહત્તા, કોઇ પુરુષની વધી નહિ હશે, તેટલી વધારીશ. તું મને તરછોડ, અને જો કે તારો કેવો અધઃપાત કરી નાંખું છું તે! મનોહર મિથ્યા કલીઓપેટ્રાએ પોતાની જે કળા પોતાના સ્વાર્થ માટે તારા પર અજમાવી છે, તેને ધિક્કારી, હમેશના રિવાજ પ્રમાણે ખોટી મજાને બાજૂએ મૂકી મેં મારું અંતઃકરણ તારી આગળ ખોલ્યું છે." તે એમ કહી બે હાથો એકત્ર કરી મારી નજીક આવી મારું મુખ જોતી ઉભી રહી. તે સફેદ પુણી જેવી થઈ ગઈ હતી અને ધ્રૂજતી હતી.

એક પળ સૂધી તો હું સ્તબ્ધ થઈ ઉભો. તેના જાદૂઈ સ્વરથી અને મધુર વાચાથી મારી ઇચ્છા વિરુદ્ધ મારું અંતઃકરણ ભેદાયું. જો તેના ઉપર હું પ્રેમભાવથી જોતો હોત તો તેના જુસ્સાની અસર મને થાત; પણ મારો પ્યાર તેના પર ન હોતો અને તેથી મેં તેની મનોવૃત્તિ સાથે રમત કરી તેને ઉડાડવાનું દુરુસ્ત ધાર્યું નહિ. તેથી હું વિચારમાં પડ્યો; જ્યારે મનઃશક્તિ અનેક વિચાર—ચિંતા—થી અતિ શ્રમિત થાય છે ત્યારે હાસ્ય તેને ઠેકાણે લાવે છે. તેણે તે રાત્રે મારા માથા પર ગુસ્સાથી ગજરો દાબ્યો હતો. રુમાલ અને તેને ફેંકી દેવો, એ સર્વના વિચાર એક ચમકારાની માફક મારા મનમાં રમી રહ્યા. ચારમીઅનના કહેવા પ્રમાણે કલીઓપેટ્રાના ફંદો અને ચારમીઅનના મન પર તેની અસર અને તેનાં કડવાં મેણાં હવે મને સ્પષ્ટ સમજાયાં. છેવટ મારા કાકા જો તેને આવી સ્થિતિમાં જુએ, તો શું ધારે, તેનો વિચાર આવ્યો. હું કેવી વિચિત્ર ગુંચવાયલી જાળમાં સપડાયો હતો! હું હસ્યો—એક મૂર્ખની માફક હસ્યો, અને મારા પોતાના હાથે જ મારા નાશના બીજનું આરોપણ કર્યું.

તેનો ચહેરો ફિક્કો થતો ચાલ્યો, રાળના જેવી ફિકાશ છવાઈ અને મારી નજર પડતાં જ મેં મારું હસવું બંધ કીધું.

તે નીચું જોઈ ધીમા ગુંગળાતા અવાજે બોલી "હુર્મેચિસ, મેં જે કહ્યું, તેથી તને હાસ્ય વિનોદ થાયછે કે?"

"નહિ, નહિ, ચારમીઅન, મને માફ કર, હું હસ્યો તેની મને ક્ષમા કર. એ નિરાશાનું ચિન્હ હતું. કારણ મારે તને શો જવાબ દેવો? તું કેવી થઈ શકે એમ છે, એ વિષે તેં મોટું વ્યાખ્યાન કીધું એટલે હવે તું કેવી છે એ વિશે મારે કહેવાનું બાકી શું રહ્યું?"

તે કંપી અને હું થંભી ગયો, તે ચિમલાઈ પાછી હટી અચકી અને બોલી "જે કહેવાનું હોય તે કહે."

"તું જાણે છે અને તે કરતાં વધારે કોઈ જાણતું નથી, કે હું કોણ છું અને મારું કાર્ય શું છે. તું જાણે છે કે, આઇસિસ દેવીનો હું સેવક છું અને તેની મરજી કદાચ તારી સાથ સંબંધ રાખવા દેવાની ન હોય."

તે બોલી, "તારા આત્મિક સોગંદ તૂટી ગયા છે. કારણ કે હુર્મેચિસ કલીઓપેટ્રા સાથે પ્યારમાં છે!"

મેં ચીરડાઈને કહ્યું "એ અસત્ય છે. લંપટ છોકરી, મને મારી ફરજ ભૂલાવી શરમમાં નાંખતાં તું બીતી નથી? કામી, લોભી, દુરાચરણી અને નિર્લજ્જ વેણ બોલતાં શરમાતી નથી—વિચારીને બોલ. ચેત! અને તારે મારો જવાબ જ જોઇતો હોય, તો તારા પ્રશ્ન જેવો જ સ્પષ્ટ સાંભળ—ચારમીઅન, મારી ફરજો અને મારા કાર્યમાંની મદદ સિવાય તારી મને કંઈ પણ જરૂરત નથી, અને તારી મીઠી નજર અને તારા હાવભાવની પણ મારા પર કાંઇ અસર થવાની નથી. હમણાં પણ હું તને ભાગ્યે જ સ્નેહી કહી શકું—કારણ કે, ખરેખરું જોતાં હું તારાપર ભાગ્યે જ ભરોંસો રાખી શકું. પણ ફરીથી સાંભળ, કે મને તારે જે નુકસાન કરવું હોય તે કર, પણ આપણા કામમાં જરાપણ આડે આવી, તો તત્કાળ તારું મૃત્યુ થયું સમજજે! હવે આ રમત પૂરી થઈ—ખેલ સંપૂર્ણ થયો.!"

ક્રોધથી આ પ્રમાણે હું મનમાં આવે તેમ બોલ્યો. ચારમીઅને આંખ ઢાંકી દીધી અને પાછળ ખસી. ખસતી ખસતી તે છેક દીવાલની હેઠે જઈ ઉભી. મેં જ્યારે બોલવું બંધ કીધું, ત્યારે તેણે મોઢાપરથી હાથ ખસેડી નાંખ્યો. તેનું મુખારવિંદ એક પૂતળાના જેવું દીસ્યું. તેની આંખો દેવતાની માફક બળતી હોય એમ જણાઈ, અને તેની કીકીની આસપાસ જાંબુડા રંગની છાયા દેખાઈ.

તે નમ્રતાથી બોલી "તદન પૂરું નથી થયું. હજી મેદાનપર રેતી પાથરવાની છે." જે મેદાનમાં મલ્લયુદ્ધ થાય છે અને રક્ત વહે છે, તે

મેદાનનો ભાવ તેના બોલમાં હતો: "મારા જેવી પાપિની પર તારો ગુસ્સો વ્યર્થ ન કાઢ—મેં પાસો ફેંક્યો અને હું હારી. થવાનું તે થયું—હા થવાનું થયું. તારી પાસે જે ખંજર છે તે મને તું આપીશ કે જેથી મારી લજ્જાનો અહીં જ છેડો લાવું? નહિ? ઠીક, જેવી મરજી. પણ એક જ બોલ વધારે સાંભળવા કૃપા કર. મેહરબાન હુમૅચિસ, તું મારી મૂર્ખાઇને ભૂલી ન જાય તો ભલે, પણ મારા તરફથી કાંઈ ધાસ્તી રાખતો નહિ. હજી પણ હું તારી અને આપણા કાર્યની દાસી છું. છેલ્લા પ્રણામ?"

તે દીવાલને હાથ ટેકવી જતી રહી. હું મારા ઓરડામાં જઈ શય્યામાં નિ:શ્વાસ નાંખતો સૂતો. અફસોસ! આપણે યુક્તિઓ રચીએ છીએ અને તેને ભોગવવા કાળ કોને રહેવા દેશે તેનો વિચાર પણ નથી કરતા; કારણ કે અણધારેલા બનાવને માટે કોણ ચોકસી રાખે?

આખરે મને નિદ્રા આવી અને ખરાબ સ્વપ્ન થયાં. જ્યારે હું ઉઠયો ત્યારે જે દિવસ લોહીની નીક વહેવડાવવા માટે મુકરર કીધો હતો, તે દિવસના પ્રભાતનાં દર્શન થયાં. બારીમાંથી સૂર્યનું તેજ ઓરડામાં પથરાયું હતું, પક્ષીઓ ઉપવનમાં મધુર કૂજન કરી રહ્યાં હતાં. હું જાગૃત થયો અને તે સાથે મનના વેગ શરુ થયા. આજરાત્રે 'જે કલીઓપેટ્રાનો મારામાં વિશ્વાસ છે તે જ કલીઓપેટ્રાના લોહીથી મારા હાથ ખરડાવાના છે! એ વિચારથી મન ઉગ્ર થયું. કલીઓપેટ્રાને જેટલી ધિક્કારવી જોઇએ, તેટલી હું કેમ ધિક્કારી શકતો નથી? એક વખત એવો પણ હતો કે જ્યારે આ વેર લેવાને માટે હું ઘણો આતુર હતો. પણ આજે મારો બાદશાહી વારસો એ કામના બદલામાં હું ખુશીથી આપી દઉં! પણ અફસોસ! મેં જોયું કે એમાંથી છૂટવાનો માર્ગ નથી, ત્યાં તો હમેશને માટે દુ:ખી થવાનો પ્યાલો પીવાનો હતો! મિસરની ભૂમિ અને તેના દેવ જાણે મારી તરફ જોયા કરતા હોય, એમ મને લાગ્યું. આ કામને માટે મને હિંમત આવે તે વિચારથી મેં આઇસિસ દેવીની પ્રાર્થના કરી; પણ અજબ કે મને કંઈ પણ જવાબ મળ્યો નહિ. આનું શું કારણ? દેવી પોતાના પુત્ર અને માનીતા ભક્તપર પહેલી જ વાર આ પ્રમાણે ખફા થયેલી જણાઈ. આમ સંબંધ તૂટવાનું શું કારણ હશે? શું ત્યારે મેં માનસિક પાપ કીધું હશે? ચારમીઅન બોલી કે, હું કલીઓપેટ્રા સાથે પ્યારમાં છું તે શું ખરું હશે? અને કંઇ પણ જવાબ નહિ મળવાનું તે કારણ હશે? નહિ નહિ! હજાર વાર નહિ! ફક્ત આ દગા ભરેલા ખૂનથી જ દેવી નારાજ હશે. કદાચ તે મારી દૃઢતાની પરીક્ષા કરતી હશે કે તે આ ખુન તરફ પોતાનો અણ-

ગમે દેખાડતી હશે ? હું ઉઠયો. દહેશત અને નાસીપાસીએ મારા મગજમાં જડ ઘાલી. હું મારા કામમાં મંડ્યો, પણ શૂન્યમનોવૃત્તિથી ! મેં પ્રાણઘાતક ટીપ વાંચી અને સર્વ યુક્તિઓ ઉપર વિચાર કીધો. કાલ સવારે વિસ્મય થયેલી ભૂમિમાં શું ઢંઢેરો ફેરવવો, તેના શબ્દેશબ્દ પણ ગોઠવ્યા "એલેકઝાન્દ્રીઆના અને મિસર દેશના શહેરીઓ, કલીઓપેટ્રાને દેવોએ તેના પાપની શિક્ષા કીધી છે વગેરે."

આ પ્રમાણે ઢંઢેરો ફેરવવાનો વિચાર કીધો. મેં સર્વ રચના રચી, પણ ચૈતન્ય વગરનો મનુષ્ય જેમ હોય તેમ એ સર્વ રચનામાં મારું ચિત્ત હતું. પોતાના મનનું ધાર્યું નહિ, પણ કોઈની સૂચનાના અનુસારે તેમ મેં સર્વે કર્યું. વખત પોતાનું કામ કર્યો ગયો. ત્રણ મહિના પહેલાં જ્યારે મેં એલેકઝાન્દ્રીઆમાં પ્રથમ પગ મૂકયો ત્યારે મને મારા કાકાના જે ઘરમાં લઇ ગયા હતા તે જ ઠેકાણે આજ બપોરના ત્રણ વાગે ઠરાવ પ્રમાણે હું ગયો. અહીંઆં એક ગુપ્ત આવાસમાં શહેરમાં ફિતૂર કરવાને તૈયાર થયેલા અગ્રણીઓનું આપ્તમંડળ મળ્યું હતું. હું અંદર દાખલ થયો અને બારણાં બંધ કરવામાં આવ્યાં. તેમણે "ફેરો ભલે પધાર્યા" એમ હર્ષ ગર્જના કરી મને નમન કર્યું–દંડવત્ કર્યા. મેં કહ્યું, "હજી હું ફેરો નથી, માટે આવો વિવેક ન જોઇએ–ફળ હજી પાકયું નથી."

મારા કાકાએ કહ્યું, "કુમાર, તે ખરું; પણ હવે તેનાં લક્ષણ જણાય છે. આજ રાત્રે તારા ખંજરના કટકાપર આ સર્વનો આધાર રહેલો છે અને તું નિષ્ફળ થાય જ કેમ ? મિસરે આટલો શ્રમ અકારણ નથી કર્યો. હવે આપણી ફતેહની આડે આવે એવું કાંઇ પણ નથી !"

મેં જવાબ દીધો "સર્વ દૈવને હાથ છે !"

તેણે કહ્યું "નહિ, નહિ, એમ ન બોલ. દૈવે સર્વ મનુષ્યના હાથમાં સોંપેલું છે. હર્મેચિસ, તારે હાથ સર્વ છે ! અને તું ત્યાં નિર્ભય છે. જો આ ટીપો વાંચ–એકત્રીસ હજાર પુરુષોએ, સૂચના થતાં જ, હથિયાર લેવાના સોગંદ લીધા છે. પાંચ દિવસના અરસામાં તો બધા કિલ્લા આપણે હસ્તગત કરી શકીશું. હવે ભય કયો રહ્યો. રોમ તરફથી કંઇ ધાસ્તી નથી; કારણ કે ત્યાં પણ ખટપટ ચાલૂ હોવાથી તેઓ સાથે સલાહ કરીશું અને જરૂર પડતાં જર તેમને વશ કરશે. આપણને પૈસાની કયાં કમી છે અને વધારે અગત્ય જણાતાં ખેમના બચાવ માટે ધનના ભંડાર ભરેલા છે કે જે તું જાણે છે. રોમની કલ્પનાશકિત પણ ત્યાં પહોંચી શકે તેમ નથી. આપણી સામે થવાની હવે કોની તાકત છે ? કોઇની નહિ. કદાચ આ ફિતૂરી

શહેરમાં આરસીનોને ગાદી આપવાની યુક્તિઓ રચાય અને કલહ થાય, એવો સંભવ હોવાથી એલેકઝાન્દ્રીઆમાં પ્રથમથી જ સખ્તાઈ વાપરવાની છે; એટલું જ નહિ, પણ જરૂર જણાતાં તેનો નાશ કરી નાંખવામાં પણ પાછી પાની કરવાની નથી અને રાણીના મૃત્યુની ખબર કાલે જેઓ આરસીનો પાસ લઈ જશે તેઓ જ તેને છૂપી રીતે એ જ ગતિએ પહોંચાડશે."

મેં કહ્યું "પછી સીજેરીયનનું શું? રોમ સીજરના પુત્રના હકનું બહાનું કાઢી કદાચ આડે આવે અને કલીઓપેટ્રાનો વારસો તેને મળવો જોઇએ, એવો વાંધો કાઢે તો એ વળી બેવડી મુશ્કેલી છે."

"કંઈ ફિકર નહિ. સિઝેરીયન પણ કાલ તેના પેદા કરનારનો સાથ લેશે. મેં સર્વ સાહિત્યો તૈયાર રાખ્યાં છે. ટોલેમીનું જડ મૂળ જ કાઢી નાંખવું કે તેનાં ફળ કોઈ કાળે પણ વેર વાળવાને શક્તિવાન્ થાય જ નહિ!'

મેં કહ્યું "શું બીજો ઉપાય નથી? આ લોહીના વર્ષાદના વિચારથી મને ચીતરી ચડે છે. હું તે રાજપુત્રને ઓળખું છું. કલીઓપેટ્રાનું તેજ અને સ્વરૂપ અને સીજરનું ચાતુર્ય તેનામાં મિશ્ર થઈ શોભે છે, એટલે એને મારી નાંખવો એ શરમ ભરેલું છે!"

મારા કાકા કરડા સ્વરે બોલ્યા "હર્મેચિસ, આ શું બકે છે? આવા હીચકારાવેડા કેમ કરે છે? તું શૂન્ય કેમ થઈ ગયો? જ્યારે તેનામાં આજથી જ આવા ગુણ છે ત્યારે તો તેની હયાતીથી વિશેષ ડરવું જોઇએ. સિહના બચ્ચાને ઉછેરવાને તું તત્પર થયો કે તને જ તે ફાડી ખાશે!"

મેં નિઃશ્વાસ નાંખી કહ્યું, 'જેવી મરજી! સંસારની જંજાળમાંથી તો તે છૂટશે અને પોતાના પવિત્ર આત્માને આ ક્ષણભંગુર દેહના બંધનથી મુક્ત કરી તેના ઉત્પાદકને આધીન કરશે!"

અમોએ ઘણા કલાક એ પ્રમાણે મસલત ચલાવી અને આખરે મોટી આશાઓ ફળીભૂત થવાનો પ્રસંગ પાસે આવ્યો જાણી મને ફરી આગળની માફક જુસ્સો આવ્યો, સૌને પોતપોતાનું કામ વહેંચી આપ્યું અને એવી સંપૂર્ણ વ્યવસ્થા કીધી કે ભાગ્યે જ તેમાં ફેર પડે. વળી એવું ઠરાવ્યું કે અણધારેલી અડચણથી કદાચ કલીઓપેટ્રાને આજ રાત્રે મારી નાખી ન શકાય તો બીજા દિવસ સુધી રાહ જોવી અને તે રાત્રે તો ગમે તેમ પ્રસંગ શોધી તે કાર્ય કરવું. કલીઓપેટ્રાનું મૃત્યુ અમારા વાવટારૂપ હતું. આ સર્વ મસલત પૂરી થઈ એટલે અમો ઉભા થયા અને પવિત્ર

મંત્ર જે અહીં લખી શકાય નહિ તે ભણી સોગંદ લીધા અને પછી મારા કાકાએ મને ચુંબન કીધું, તેની કાળી આંખમાં આનંદી આશાનું અશ્રુ-બિંદુ જણાયું. તેણે મને આશીર્વાદ આપ્યા અને કહ્યું કે, તે જો મિસરને સ્વતંત્ર થયેલું અને પ્રાચીન બાદશાહી વંશના હુર્મેચિસને ગાદીનશીન થએલો જોવા શક્તિવાન્ થાય તો પોતાના અને પોતાના જેવા હજારો જાનનો તેના બદલામાં ભોગ આપે. એને પોતાનો કોઈપણ પ્રકારનો સ્વાર્થ કે લોભ નહોતો; કિન્તુ તે કેવળ સ્વદેશહિતમાં જ સ્વહિત માનતો. મેં પણ તેને ચુંબન કીધું અને અમે જૂદા પડ્યા. ફરી હું તેને મળવા ભાગ્યશાળી થયો નહિ.

હું ગયો અને હજી વખત ઘણો હોવાથી આ ભવ્ય શહેરમાં ત્યાંના કિલ્લાના દરવાજાની તથા અમારા લશ્કરને લાયકની બીજી જગ્યાઓની નોંધ લેતો લેતો જૂદે જૂદે સ્થળે ફર્યો. છેવટ જે સ્થળે હું ઉતર્યો હતો ત્યાં આગળ આવી પહોંચ્યો. ત્યાં સમુદ્ર તરફ એક વહાણ હંકારાતું મેં જોયું. તે તરફ નજર કરી અને તેની સાથે મારા મનની ગમગીનીને લીધે વિચાર થયો કે અહીં રહેવા કરતાં એમાં બેસી તેની શઢરૂપી શ્વેત પાંખના આધારે કોઈ અજાણ્યા પ્રદેશમાં જઈ એકાંતવાસમાં જિંદગી ગુજારી મરવું, એ વધારે બહેતર છે. વળી મેં બીજું વહાણ ત્યાં નાંગરેલું જોયું. આમાંથી ઉતારુઓ સંખ્યાબંધ ઉતરતા હતા. થોડીક પળ સૂધી તેમને જોતો હું ઉભો. આ વહાણ અબૌથિસથી તો નહિ આવ્યું હોય? એમ વિચાર કરું છું તેટલામાં તો અચાનક એક પરિચિત સ્વર મારા કાનોમાં આવીને અથડાયો અને તે આ પ્રમાણેઃ—

"વાહ્! વાહ! વાહ્! એક વૃદ્ધ સ્ત્રીના નસીબની અજમાયશ માટે આ શહેર કેવું હશે! મારા ઓળખીતાઓને હું શી રીતે મળીશ? પેપીરસ જે ઝાડના રેસાનું બનેલું છે તે રેસા તેમાં જણાય તો તેઓ મળે. એ લુચ્ચા! તું મારા ઝાડપાલાની ટોપલીને હાથ ન લગાડ! ચાલ્યો જા! નહિ તો તારા ઉપર જ તેમાંના ઝાડપાનની અજમાયશ કરીશ!"

હું વિસ્મય થતો આસપાસ જોવા લાગ્યો તો સાક્ષાત્ અટુવા મને ઉછેરનાર પોતે જ મારી નજરે પડી. તેણે મને તરત ઓળખ્યો; પણ બીજાઓના દેખતાં કંઈ પણ બોલી નહિ. માત્ર પોતાનું કરમાયલું મોઢું મારા તરફ ફેરવી છૂપી નિશાની કરી બોલી "સાહેબ, તું તારા પહેરવેશથી કોઈ જોશી જણાય છે અને મને તેઓથી દૂર રહેવાને ખાસ સૂચના થઈ છે. તેઓ ઠગ હોય છે અને પોતાનું ગુજરાન ચલાવવા ગમે તેવું કાર્ય કરે છે, અને તેથી જ હું તારી સાથે ખાસ વાત કરવા ઇચ્છું છું; કારણ કે, સ્ત્રીઓ હમેશાં

ઉલટે જ રસ્તે દોડે છે. આ એલેકઝાન્ડ્રીઆમાં જયાં સર્વ નિયમો વિરુદ્ધ દીસે છે ત્યાં કદાચ જોશીઓ પ્રામાણિક પણ હોય. કારણ કે, બીજાઓ તો સ્પષ્ટ રીતે ઠગ જણાય છે."

અમો કોઈ સાંભળી ન શકે એટલે છેટે પહોચ્યાં કે તે બોલી, "હુમેચિસ, તારા પિતા આમનનો સંદેશો કહેવા હું આવી છું."

મેં પૂછયું "તે સારી પેઠે તો છે ને?"

"હા છે તો તન્દુરુસ્તીમાં, પણ હવે ધીરજ રહેતી નથી."

"તેણે શો સંદેશો કહાવ્યો છે?"

"તને આશીર્વાદ કહાવ્યા છે અને ચેતવણી પણ આપે છે કે, તારા માથાપર કંઈ વિપત્તિનું વાદળ લટકી રહ્યું છે. તે શું છે તેની તેને ખબર પડતી નથી; પણ તેના આ બોલ છે કે, મનને દૃઢ રાખવાથી જ તું સુખી થઇશ."

હું નમ્યો અને આ બોલોથી વળી મારા મનમાં ધાસ્તી પેઠી. તેણે પૂછયું "હવે ઢીલ શી છે?"

"આજ રાત્રે જ; પણ તું કયાં જાય છે?"

"માનવંત સેપાને ત્યાં. મને રસ્તો દેખાડીશ?"

"નહિ, મારાથી ખોટી થવાશે નહિ. વળી હું તારી સાથે ફરું એ ઉચિત નથી. પણ સબૂર" અને મેં એક મજૂરને બોલાવી થોડા પૈસા આપી ઘરની નિશાની દેખાડી અને તે બુઢ્ઢીને દોરી જવા તેને કહ્યું.

તે ધીમેથી બોલી "પ્રણામ! કાલ સવાર સુધી તને પ્રણામ છે! દૃઢ મન રાખજે એટલે સુખી થઇશ!"

હવે હું મારે રસ્તે વળ્યો અને રાહદારીની મેદનીમાંથી પસાર થયો. કલીઓપેટ્રાના જોશી તરીકે મારી કીર્તિ એટલી ફેલાઈ હતી કે મને તરત રસ્તો મળ્યો. પણ જાણે પગલે પગલે મારા પિતાનો સંદેશો મને કોઈ કહ્યા કરતું હોય એવા ભણકારા થયા કીધા અને છેવટ તો જાણે જમીનમાંથી પણ એ જ શબ્દ નીકળતા હોયની એવી ભ્રમણા થવા લાગી.

—✲✲✲✲—

## પ્રકરણ ૭ મું.

—※※※—

### ચારમીઅનના સાંકેતિક શબ્દો, હુર્મેચિસનું કલીઓપેટ્રાની હુજૂરમાં જવું અને હુર્મેચિસનો અધઃપાત.

રાત્રીનો સમય હતો અને ચારમીઅનની રાહ જોતો હું બેઠો હતો. અમે એવો ઠરાવ કીધો હતો કે તે મને તેડવા આવે ત્યારે મારે કલીઓપેટ્રા પાસે જવું. હું એકલો હતો. મારી નજર આગળ જે ખંજર તેનો જીવ લેવાનું હતું તે પડ્યું હતું. તે લાંબું અણીદાર હતું અને તેનો હાથો સોનાનો હતો અને વળી સ્ફીંકસની આકૃતિ તેમાં કોતરેલી હતી. ભવિષ્યનો વિચાર કરતો હું બેઠો હતો પણ મારા મનમાં તે વિચાર આવ્યા નહિ. આખરે મેં ઉંચું જોયું તો ચારમીઅનને ઉભેલી જોઈ. તેનું મોઢું ફીકું થઈ ગયું હતું અને આંખો શૂન્ય જણાતી હતી, તેનું આગળનું તેજસ્વી અને આનંદી રૂપ જતું રહેલું દેખાયું.

તે બોલી "રાજકુંવર હુર્મેચિસ, કલીઓપેટ્રા તને પેલો વરતારો જણાવવા બોલાવે છે."

અંતે ધારેલો વખત આવ્યો!

મેં જવાબ દીધો "ઠીક ત્યારે સર્વ વ્યવસ્થા બરાબર છે?" "હા મારા મેહરબાન, સર્વ યથાસ્થિત છે. પોલસ મદ્યથી મસ્ત થઈ દરવાજાપર ચોકી કરે છે, હીજડાઓમાંના એક સિવાય બીજા જતા રહ્યા છે, સિપાહીઓ નિદ્રાવશ પડેલા છે અને સેપા શૂરા યોદ્ધાઓ સહિત સંતાઈ ઉભો છે; કંઈ પણ બાકી નથી અને મેંઢાનું બચ્ચું કસાઇવાડાના ઉંબરામાં છતાં પોતાના ભવિષ્યથી અણજાણ્યું હોવાથી જેમ કૂદકા મારી ગંમત કરે છે તેમ કલીઓપેટ્રા તેથી પણ વધારે અજ્ઞાનપણમાં બેઠી છે!"

મેં ફરી કહ્યું "ઠીક ઠીક ચાલ ત્યારે આપણે જઇએ," હું ઉઠ્યો ખંજર મારા ઝભ્ભામાં સંતાડ્યું, અને મદ્યનો પ્યાલો પાસે પડેલો હતો તે ધરાઇને પીધો. આખા દિવસમાં મેં કંઈ ખાધેલું નહોતું.

ચારમીઅન જરા ઉતાવળી ઉતાવળી બોલી "જરા સબૂર, હજી બરાબર વખત થયો નથી. કાલ રાત્રે–કાલ રાત્રે" એમ કહી તેણે નિઃશ્વાસ નાખ્યો અને બોલી "મને કંઈ ભયાનક સ્વપ્નું આવ્યું જેની અસર હજી ગઈ નથી; કદાચ તને પણ તેમ જ થયું હશે, પણ આખરે તે સ્વપ્ન હતું એટલે તમે ભૂલી ગયા છો નહિ મારા મેહરબાન?"

મેં કહ્યું "હા હા આ વખત એ સર્વ યાદ કરી શું કામ મારા મનમાં ઉદ્વેગ ઉત્પન્ન કરે છે?"

"હુર્મેચિસ્, મને ખબર પડતી નથી, પણ આજ રાત્રે કંઈ મોટો ફેરફાર આપણા ભાગ્યમાં થવાનો છે અને કદાચ વિપત્તિરૂપ ફેરફાર થઈ મને સપાટામાં લે-અથવા તને કે આપણ બન્ને લે. તેથી હું તે પહેલાં તારી પાસેથી જાણવા માગું છું કે તે સ્વપ્ન સિવાય કંઈ હતું નહિ અને તે સ્વપ્ન તું ભૂલી પણ ગયો છે–"

મેં સુરત જવાબ દીધો "હા તે સર્વ સ્વપ્નરૂપ જ હતું; હું, તું, સર્વ વિશ્વ અને આ ભયંકર રાત્રી અને આ તીણી ધારવાળું ખંજર એ પણ શું છે? સ્વપ્ન; અને સવારના જાગૃત થતાં શું થશે તે દૈવ જાણે."

"ત્યારે હુર્મેચિસ્, તું પણ મારા જેવા જ વિચાર કરે છે; તું કહે છે તેમ આપણે સ્વપ્ન જોઇએ છીએ; પણ સ્વપ્નમાં ફેર છે-સ્વપ્નની જંખનાઓ વિચિત્ર છે, તે જંખના ખરી નથી છતાં જેમ સૂર્યાસ્ત વખતે ચળ વાદળામાં વિવિધ રંગો બદલાતા જણાય છે તેમ જ સ્વપ્નમાં પણ જણાય છે; ઘડીકમાં દુઃખરૂપ તો ઘડીકમાં સુખરૂપ, તેથી આપણે કાલના પ્રભાતને જોઇએ ત્યાર પહેલાં મને એક જવાબ દે, કાલ રાત્રે જ્યારે તારી નજરમાં હું નિર્લજ્જરૂપ ઉભી હતી અને તે નિર્લજ્જતાપર તું હસ્યો એ જંખના પરિપક્વ થયેલી છે કે તેમાં કોઈ દિવસે ફેરફાર થવાનો સંભવ છે? કારણ યાદ રાખજે કે જ્યારે આપણે જાગૃત થઈશું ત્યારે આ નિદ્રાના તરંગો પેલા પીરેમીડો કરતાં પણ વધારે અધિકારી તથા ક્ષમાપાત્ર જણાય છે અને પછી સર્વ ચીજો મોટી કે નાની હુર્મેચીસ્, કાળે કરી સ્વપ્ન સાદૃશ્ય થઈ જાય છે. થયું તે થયું તેમાં તો કંઈ ફેર નથી; આખરે તે ભૂલી જવાય છે અને અમર કાળ સર્વને ગળી જાય છે".

હું બોલ્યો "ચારમીઅન, તને મારાં વાક્યો બહુ દુઃખરૂપ થઈ પડ્યાં તેથી હું દિલગીર છું, પણ મારા વિચાર તેથી કંઈ બદલાયા નથી. મારા અંતઃકરણમાં જે હતું તે મેં ખુલ્લું કહ્યું. તું મારી સ્નેહી અને પિતરાઈ છે, પણ તેથી વધારે સંબંધ આપણા વચ્ચે થવો મુશ્કેલ છે!"

તે બોલી "ઠીક ઘણું જ સારુ, હવે તે ભૂલી જઇએ અને હવે પછી એક સ્વપ્ન ગયું અને બીજું સ્વપ્ન" એમ કહી તે હસી; કોઈ પણ દિવસ આવી રીતે તેને હસતી જોઈ ન હોતી, ગમે તેવી આપત્તિથી ચહેરામાં જેવા ફેરફાર ન થાય તેવા ફેરફાર તેના મુખમંડળમાં જણાયા. ગમગીની અને દિલગીરી સ્પષ્ટ રીતે તેના મોઢા ઉપર પથરાઈ રહી હતી.

મારી મૂર્ખાઈને લીધે અને મારા મનની ચિંતાઓને લીધે હું અંધ જેવો થઈ ગયો હતો તેથી તે વખતે મને જણાયું નહિ, પણ તે વખતના હાસ્યની સાથે જ તેનું યુવાવસ્થાનું નૂર જતું રહ્યું, પ્રેમની આશા જતી રહી, ધર્મના પવિત્ર બંધ તૂટી ગયા. તે વખતથી તેણે અધર્મનો રસ્તો પકડ્યો. સ્વદેશ અને સ્વદેવતાઓને વિસારી દીધાં અને પોતાના સોગંદને ધિક્કારી તુચ્છ ગણ્યા. તે વખતથી વિશ્વના ઇતિહાસમાં મોટો ફેરફાર શરુ થઈ ગયો. કારણ કે, તેણે આ રૂપ પકડ્યું નહોત તો મિસરદેશ ઓક્ટેવીયસના હાથમાં જાત નહિ અને સ્વતંત્રતાની મહત્તા ભોગવત. આ ફેરફાર કરનાર ફક્ત એક અબળાનું હાસ્ય જ!

મેં પૂછ્યું "તું આમ વિચિત્ર કેમ જણાય છે?"

તે બોલી "સ્વપ્નમાં આપણે હસીએ છીએ–અને હવે વખત થયો છે માટે ચાલ મારી પાછળ આવ; રાજકુંવર, દ્રઢતા રાખ અને સુખી થા! એમ કહી તેણે વાંકી વળી મારા હાથને ચુંબન કીધું અને છેવટે એક છેલ્લી વિચિત્ર નજર મારાપર નાખી ચાલવા માંડ્યું. સીડી ઉતરી મોટા આવાસમાં અમે દાખલ થયાં. સંગેમરમરના ઓરડામાં અમે ઉભાં; કારણ હવે કલીઓપેટ્રાના શયનગૃહમાં જવાનું હતું કે જ્યાં મેં તેને નિદ્રાવશ પહેલી પ્રથમ જોઈ હતી.

ચારમીઅન બોલી "તું જરા ઉભો રહે, હું કલીઓપેટ્રાને તારા આવવા વિશે ખબર આપી આવું" એમ કહી તે જતી રહી.

હું વાટ જોતો ઉભો, બહુ વખત ગયો, આસરે અડધો કલાક હું ઉભો હઇશ; મારી છાતી ધબક ધબક થઈ રહી હતી અને હું મારા કામને માટે પોતાને હિંમત આપતો વિચારમાં ઉભો હતો.

આખરે ચારમીઅન આવી, તેણે માથુ નીચુ રાખ્યું હતું અને જોરથી ચાલતી હતી.

તે બોલી "કલીઓપેટ્રા રાહ જુએ છે. જા, ત્યાં કોઈ ચોકીદાર નથી."

મેં ખોખરા અવાજે પૂછ્યું "જે કરવાનું છે તે કીધા બાદ હું તને ક્યાં મળું?"

"તું મને અહીં જ મળજે અને પછી પોલસ પાસે આપણે જઇશું. દ્દઢ રહેજે અને સુખી થજે! હર્મેચિસ, જા ફતેહ કર!"

અને હું ગયો, પણ પડદા આગળ મેં ફરીને જોયું, તો મારી નજરે અજબ દેખાવ પડ્યો. દીવો પ્રકાશમાન હતો, દૂર જ્યાં દીવાનું સંપૂર્ણ તેજ

તેના પર પડે ત્યાં ચારમીઅન ઉભી હતી. તેણે પોતાના સફેદ હાથ જાણે કંઈ પકડી દાબવું હોય તેમ લંબાવ્યા હતા, માથું પાછળ નાખ્યું હતું અને તેના મોઢા ઉપર એવા વિકરાળ જુસ્સાની છાયા જણાતી હતી કે તેનું હું વર્ણન કરી શકતો નથી; કારણ તેણે એમ ધાર્યું કે હું કે જેની સાથ તે પ્યારમાં હતી તે મૃત્યુ પામવા જતો હતો અને આ તેના છેલ્લા પ્રણામ હતા.

પણ તે વખતે હું તેના આ વિચારથી તદન અજ્ઞાન હતો; એટલે વિસ્મિત થઈ પડદો ખસેડ્યા અને દરવાજો પસાર કરી કલીઓપેટ્રાના ઓરડામાં ઉભો. ત્યાં સુગંધિ પથરાઈ રહી હતી અને કલીઓપેટ્રા છેક ખૂણામાં રેશમની શય્યાપર સફેદ પોશાક પહેરી પડેલી હતી. તેના હાથમાં પીછાંનો એક રત્નજડિત પંખો હતો તેથી ધીમે ધીમે વા નાખતી હતી અને તેની નજીક એક દાંતનો મોરચંગ પડેલો હતો અને એક નાની મેજપર થોડા સુંદર પ્યાલા અને એક લાલ રંગના મદ્યની શીશી હતી. વિશ્વની આજાયબી સંપૂર્ણ તેજમાં જ્યાં પ્રકાશિત હતી ત્યાં હું ધીમે ધીમે ગયો, અહીં અજવાળું ઝાંખું હતું. તે કમનસીબ રાત્રીએ તેનું રૂપ મને અનુપમ લાગ્યું, એવી મનોહરતા મેં તેનામાં કદી જોઈ નહોતી અને ફરી જોઈ પણ નહિ. સંધ્યાકાળે એક તારો જેમ તેજસ્વી દેખાય તેમ તેનું રૂપ જણાતું હતું. તેના વાળ અને તેના પોશાકમાંથી સુગંધિ બહેક બહેક થઈ રહી હતી; તેના ઓષ્ઠમાંથી મીઠા મધુર સ્વર નીકળતા હતા. અને તેનાં નેત્ર સ્ફાટિકમણિની માફક પ્રકાશતાં હતાં. ટુંકમાં તેની આગળ સર્વ ઝાંખું હતું.

અને એ સ્ત્રી જેનો જીવ મારે હમણાં જ લેવો જોઈએ! હું ધીમે ધીમે નમતો નમતો તેની નજીકમાં ગયો. પણ તે જાણે જાણતી જ ન હોય તેમ બેસી રહી અને જેમ કોઈ પક્ષી પોતાની રૂપાળી પાંખ ફફડાવતું હોય તેમ તેણે પંખો નાખ્યા કીધો. હું ઉભો રહી ગયો.

છેવટે તેણે ઉંચું જોયું, જાણે પોતાની છાતીનું રૂપ ઢાંકતી હોય તેમ પંખાનાં પીછાં ધર્યાં, અને બોલી;—

"કોણ, મિત્ર હર્મેચિસ, તું આવ્યો? ભલે આવ્યો. કારણ હું એકાંતથી કંટાળી છું. ખરેખર આ સંસાર દુઃખરૂપ છે. આપણી નજર આગળ હજારો જીવો ફર્યા કરે છે, પણ આપણે તેઓમાંથી થોડાને જ પાછા મળવાને આતુર થઈએ છીએ. આમ મૂગો શું કામ ઉભો છે? બેસ, હર્મેચિસ, બેસ" અને તેણે એક કોતરેલી કુરસી કે જે તેના પગ આગળ પડી હતી, તેપર બેસવાનું મને કહ્યું. ફરી હું નમ્યો અને બેઠો.

મેં કહ્યું "રાણી સાહેબની આજ્ઞાને અનુસરી બહુ શ્રમથી મેં અહેવાલ શોધી કાઢ્યા છે અને આ લખાણ ઉપરથી મારી મેહનતનો ખ્યાલ આવશે. જો રજા આપો તો હું તેનું વિવરણ કરું" અને હું ઉઠ્યો, એવા મતલબથી કે તેની શય્યા પાછળ ઉભો રહી તે વાંચવા માંડે કે તેના વાંસામાં પ્રહાર કરું.

પણ તે શાંત અને મનોહર મુખ કરી ધીમેથી બોલી "નહિ, હુમેંચિસ, તું જ્યાં બેઠો છે ત્યાં જ ભલે બેસ અને મને જ વાંચવા દે; તારો ચહેરો એવો સુંદર છે કે, હુમેંચિસ, મારી નજર આગળથી પળવાર પણ તને દૂર રાખવો એ મને પસંદ નથી."

આની રીતે મારી પહેલી યુક્તિમાં હું નિષ્ફળ થયો એટલે તે વરતારો તેને આપ્યા વિના છૂટકો નહોતો. પણ તે વાંચશે ત્યારે ઓચિંતા ઉઠી તેના કલેજામાં ખંજર ભોકી દઈશ, એમ વિચાર કરતો બેઠો. તેણે તે વરતારો લીધો અને લેતાં લેતાં જાણીને મારા હાથને સ્પર્શ કર્યો અને પછી તે વાંચવાનો ડોળ કરી બેઠી; પણ તેણે એક પણ શબ્દ વાંચ્યો નહિ. કાગળના છેડાપરથી મારા તરફ જ જોયા કીધું.

"તારા ઝભ્ભામાં તારા કલેજા આગળ હાથ કેમ મૂકે છે?" તેણે તરત જ પૂછ્યું; કારણ, મેં આ વખતે ખંજરનો હાથો પકડ્યો હતો "શું તને છાતીમાં કંઈ થાય છે?"

મેં કહ્યું "હા, રાણી સાહેબ, મારી છાતી જોરથી ધડકે છે."

તેણે કંઈ જવાબ વાળ્યો નહિ, પણ વાંચવાનો ડોળ કરી મારા તરફ જોતી બેસી રહી.

હું વિચારમાં પડ્યો કે, હવે આ અણગમતું કામ મારે શી રીતે પાર ઉતારવું? જો હમણાં તેના પર ઉછળી પ્રહાર કરું તો તે મારો વિચાર જાણી ચીસ પાડે અને સામી થાય! નહિ, નહિ, કંઈ તક મળતાં સુધી મારે બેસી રહેવું જોઇએ. તર્ક બાંધી આખરે તે બોલી "આ પ્રમાણે ભવિષ્ય સારું છે નહિ, હુમેંચિસ, ગમે તેમ થાઓ, પણ વહાણ તો કાલે હંકારશે જ; હું હવે આ ગોટાળાથી કંટાળી ગઈ છું."

મેં કહ્યું "રાણી સાહેબ, આ કામ ઘણું જોખમ ભરેલું છે અને શા આધાર ઉપર મેં મારો એવો અભિપ્રાય બાંધ્યો છે તે વિશે વિવેચન કરવા મારી ઇચ્છા હતી."

"નહિ હુમેંચિસ, હું તો એ બાબતથી હવે કંટાળી છું; તેં જે ભવિષ્ય બાંધ્યું છે તે બસ છે; બેશક તું પ્રામાણિક છે એટલે તું અસત્ય

લખે જ કેમ ? તેથી તારા આધાર અને કારણો સાથે મારે કંઈ કામ નથી; આપણે ગમતમાં વખત ગાળીશું; આપણે શું કરીશું વારુ ? હું તારી આગળ નૃત્ય કરું–મારા જેવી નૃત્યકળા થોડાને જ આવડતી હશે; પણ એ મારા મોભાને શોભે નહિ; હા, પણ મને ઠીક યાદ આવ્યું, હું ગાયન ગાઇશ." તેણે વાંકી વળી ટટાર બેસી મોરચંગ લઈ તેના સ્વર મેળવ્યા અને ધીમા સ્વરે અતિ મધુર ગાયન શરુ કર્યું. આ ગાયન પ્યારનું હતું.

ગાયન પૂરું થયું, તેના મધુર સ્વરના છેલ્લા શબ્દો ઓરડામાં પથરાઈ રહ્યા અને ધીમે ધીમે તેનો ધ્વનિ સંભળાતો બંધ થયો; પણ મારા મગજમાં તો તે વિષય જ ઘૂંટાવા લાગ્યો. અબૌથિસમાં કલીઓપેટ્રાના કરતાં વધારે સારી રીતે સ્વરમાં ગાનારીઓનાં ગાયનો મેં સાંભળ્યાં હતાં, પણ આવું ચિત્તભ્રામક મધુર મધુમય વિલાસી ગાયન કદી પણ મારે કાને પડ્યું નહોતું. વળી આવાસમાં બહેક બહેકાટ થઈ રહેલો અને મનોવૃત્તિને ચપળ કરનારાં બીજાં સાધનો, કામાતુર વિચારો અને શબ્દો, વળી આ મહાન્ સ્રીનાં, અનુપમ અલંકાર, અને મનોહર સ્વરૂપ, વગેરે ગાયનના સ્વર સાથે મળી જોનારને ભ્રમિષ્ટ કરી નાખતાં હતાં. જાણે અમે બે જણ એકલાં વસંતઋતુમાં ચાંદનીમાં હવામાં ઉડતાં હોઇએ એમ લાગ્યું અને જ્યારે ચંગ મેલી દઈ તેણે પોતાના હાથ મારી તરફ લંબાવ્યા અને ગાયનના છેલ્લા શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં તેણે પોતાના તેજસ્વી ચક્ષુદ્વારા અજબ કટાક્ષ મારી, મારી તરફ જોયું ત્યારે તો તેના તરફ મારું પણ આકર્ષણ થયું, પણ મને ભાન આવ્યું અને મારું મન ખેંચાયું.

તે આખરે બોલી "હર્મેચિસ, આ મારા કંગાલ ગાયનને માટે તું મારો ઉપકાર પણ નથી માનતો ?"

મારો સ્વર રંધાઈ ગયો હતો તેથી ધીમે અવાજે હું બોલ્યો— "રાણીસાહેબ, માનવીને સાંભળવા લાયક તારું ગાયન નથી; ખરેખરું કહું તો તે સાંભળી હું સુધ બુધ ભૂલી ગયો છું !"

તે મધુર હાસ્ય કરી બોલી, "નહિ નહિ હર્મેચિસ, તને શું બીક છે તે હું સારી પેઠે જાણું છું. સ્રીની ખુબસૂરતીની અસર બીજા નબળા મનુષ્યોની માફક તારાપર થતી નથી. ઠંડા લોઢાના ટુકડા સાથે રમત કરવામાં તું શું ડરે છે ?"

મેં મારા મનમાં વિચાર્યું કે એવો ટુકડો પણ અતિશય તાપથી લાલ તો શું પણ સફેદ થાય ! છતાં હું કંઈ બોલ્યો નહિ. જો કે મારો હાથ ધ્રૂજતો હતો તોપણ ખંજર પકડ્યું અને મારા મનની નબળાઇથી

ચિંતાતુર થઈ હજી મારી શુદ્ધિ ઠેકાણે છે ત્યાં સુધીમાં તેના ઉપર કેવી યુક્તિથી પ્રહાર કરવો તેના વિચારમાં પડ્યો.

વળી તે મધુર અવાજે બોલી "હુર્મેચિસ, અહીં આવ, તું મારી નજીક બેસ; આપણે વાતચીત કરીશું; કારણ કે, મારે તને ઘણું કહેવાનું છે." અને તેણે રેશમી ગાદીપર મારા માટે જગ્યા કરી.

આથી હવે ત્વરાથી તેનાપર પ્રહાર થશે એમ ધારી હું ઉઠ્યો અને તેનાથી જરા દૂર શય્યાપર બેઠો; તે માથું પાછળ નાખી મારા તરફ વિચિત્ર દૃષ્ટિથી જોતી બેઠી. હવે ખરેખરી તક હતી, તેનું ગળું અને છાતી નગ્ન હતાં અને મહા પરાકાષ્ઠાએ મારો હાથ ઉચકી મેં ખંજર પકડ્યું પણ વીજળીની ચપળતાથી તેણે મારી આંગળી પકડી અને પોતાના હાથમાં જ મારો હાથ રાખી બેઠી. તે બોલી "તું બેચેન કેમ દેખાય છે? શું તને શરીરે ઠીક નથી?"

મેં નિઃશ્વાસ નાખી જવાબ દીધો "હા, એમ જ છે!"

"ત્યારે આ શય્યા ઉપર સૂઈ જા અને આરામ લે." એ પ્રમાણે તેણે કહ્યું. મારી આંગળી તો હજી તેણે ઝાલી જ રાખી હતી તેથી જાણે આંગળીની ચૈતન્યતા જતી રહી હોય એમ અશક્ત થઈ ગઈ હતી. "તારા જ્યોતિષના કામમાં તેં બહુ મેહનત કરી છે તેથી તને એમ થતું હશે, હમણાં તને સારું થઈ જશે; પુષ્પની સુગંધીથી ભરપૂર હવા પેલા વાતાયનમાંથી આવે છે તે કેવી મીઠી લાગે છે! પેલા સમુદ્રના મોજા ખડક સાથે અથડાઈ ગુણુ ગુણુ શબ્દ કરી રહ્યા છે તે સાંભળ; તેનો અવાજ મંદ આવે છે છતાં પેલા ફુવારામાંથી ઉતાવળું શીતળ પાણી ઉડે છે તેના અવાજને ઢાંકી નાખવા શક્તિમાન્ છે. પેલી બુલબુલ પોતાના વલ્લભને સંદેશો મોકલવા કેવી ઉત્કંઠાથી ગાય છે! ખરેખર આજની રાત અતિપ્રિય છે અને કુદરતનું ગાયન તેને વિશેષ પ્રિય કરે છે–પ્રિયતમ કરે છે! વૃક્ષ, પક્ષીઓ, સમુદ્ર અને પવન વગેરે એકત્ર થઈ ગાય છે છતાં સર્વ સ્વરમાં જ છે. સાંભળ. હુર્મેચિસ, તારા મનની વાત મેં જાણી છે; તું પણ બાદશાહી વંશનો છે, તારી રગોમાં કંઈ સાધારણ લોહી નથી વહેતું; બેશક આવું રૂપ રાજબીજ સિવાય હોય જ નહિ. મારી છાતીપર પાંદડાંની નિશાની છે તે તરફ શું જોયા કરે છે? એ તો મહાન્ દેવી ઓસીરિસ જેને હું પણ તારી માફક પૂજું છું તેના માનને ખાતર મેં રાખી છે જો!"

"મને અહીંથી જવાદો" ઉઠવાનો પ્રયત્ન કરી એ પ્રમાણે હું બોલ્યો, પણ મારું સર્વસ્વ જોર તેણે હરણ કરી લીધું હતું.

"નહિ, હમણાં નહિ; એટલામાં જ તું મને છોડી જશે? તું જઈ જ નહિ શકે; હર્મેચિસ, તેં કોઈ દિવસ પ્યાર શું છે તે જાણ્યું છે?"

"નહિ, નહિ, ઓ રાણી! મારે પ્યાર સાથે શું કામ છે? મને અહીંથી જવા દો!—હું બેભાન જેવો થઈ ગયો છું—મારું થઈ ચૂક્યું!"

"એ અજાયબી છે કે તેં કોઇની સાથે પ્યાર નથી કીધો! શું કોઈ પણ સ્ત્રી તારા જોવામાં નથી આવી, કે જેનું અને તારું કલેજું સાથે જ ધબકે? કામાતુર આંખોથી તારી તરફ જોઈ તારી છાતીપર મસ્તક મૂકી પ્યારનાં વચન બોલનાર શું તારી વલ્લભા કોઈ નથી?—તેં કોઈ દિવસ પ્યાર નથી કીધો!—બીજાના આત્માના ગુપ્ત અવાસમાં કોઈપણ દિવસ તું ગુચવાયો નથી?—એક બીજાના પ્રેમરૂપ કીમતી તારોની એક વણાટ કરી કુદરત અઘોર એકાંતને દૂર કરે છે તે શું તારાથી અજાણ્યું છે? ત્યારે તો હર્મેચીસ તારું જીવન વ્યર્થ જ ગયું છે."

આ પ્રમાણે જેમ જેમ તે બોલતી ગઈ તેમ તેમ વધારે વધારે મારી નજીક આવતી ગઈ અને છેવટ લાંબો શ્વાસ લઈ મારા ગળામાં પોતાનો એક હાથ નાખ્યો અને અગાધ દૃષ્ટિથી પોતાની આસમાની આંખો મારા તરફ ફેરવી મારા સામું જોઈ રહી. જેમ ખીલતું ફૂલ અંદરની ઢંકાયેલી સુંદરતા વિશેષ દેખાડે છે તેમ તે મંદહાસ્ય કરી પોતાના રૂપને વિશેષ પ્રકાશિત કરવા લાગી. તે વાંકી વળી પોતાનું શરીર મારી નજીક લાવવા લાગી અને હજી વધારે નજીક—હવે તેનો સુગંધિત શ્વાસ મારા વાળને લાગ્યો અને હવે તેના હોઠ મારા હોઠ સાથ ભેગા થયા!

અને મારા જીવતરપર અફસોસ! સદ હજાર અફસોસ! કાળના કરતાં વધારે ઝેરી અને વધારે શક્તિવાળા આ એક ચુંબનથી આઇસિસ-દેવી, મારી સ્વર્ગની આશા, મારા સોગંદ, મારી આબરૂ, સ્વદેશ, મિત્રો અને મારું સર્વસ્વ હરણ થયું; સર્વ ગયું; ફક્ત કલીઓપેટ્રાએ મને પોતાના હાથમાં લઈ દબાવ્યો અને 'મારા પ્રાણ' 'મારા વ્હાલા' આદિ શબ્દો સંભળાવ્યા.

તેણે વળી ઉંડા શ્વાસ લીધા અને બોલી "હવે તારા પ્યારની નિશાની દાખલ એક આ મદ્યનો પ્યાલો પી!"

મેં તે પ્યાલો લીધો અને વરાઇને મદ્ય પીધું, પણ પછી મને જણાયું કે તેમાં કંઈ દવા ભેળેલી હતી.

હું શય્યાપર પડી ગયો અને જો કે મારી મનઃશક્તિ હજી ગઈ ન હોતી છતાં તનશક્તિ તદ્દન જ જતી રહી, વાચા બંધ થઈ ગઈ અને મારામાં ઉઠવાની તાકત રહી નહિ.

પણ કલીઓપેટ્રાએ વાંકી વળી મારા ઝભ્ભામાંથી ખંજર ખેંચી કાઢ્યું, તે પોતાના લાંબા વિખરાયલા વાળ પીઠપર નાખી બોલી "હું જીતી છું, હું જીતી છું અને મિસરને ખાતર આ ખેલ ભજવવા લાયક હતો એ મારા બાદશાહી હરીફ! આ જ ખંજરથી તું મારો જીવ લેત, તારા શૂરા યોદ્ધાઓ મારા મહેલના દ્વાર આગળ એકઠા થયા છે નહિ? તું હજી શુદ્ધિમાં છે? હવે મને આ ખંજર તારા કલેજામાં જ ભોકતાં કોણ અટકાવનાર છે?"

મેં સાંભળ્યું અને મારી છાતી દેખાડી ઇશારો કીધો કે હું મરવાને તત્પર જ છું. તે ટટાર થઈ ઉભી. તેના હાથમાં ખંજર ચળકી રહ્યું હતું. તે તેણે ઉગામ્યું, મારા શરીરની ચામડીમાં ભોંક્યું; પણ તરત જ તેને બાજૂએ ફેંકી દઈ બોલી "નહિ, તું મને અતિ પ્રિય છે, આવા માણસને મારી નાખતાં દયા આવે છે. તારી જિંદગી હું તને બક્ષું છું–હારેલા ફેરો, જીવતો રહે! સ્ત્રીચરિત્રથી પાયમાલ થયેલા કુંવર, જીવતો રહે! હર્મેચિસ, મારી જીતને સુશોભિત કરવા હજી તું જીવ!" હવે મારી જોવાની શક્તિ જતી રહી; બુલબુલનું ગાયન, સમુદ્રનો ગણગણાટ અને કલીઓપેટ્રાની ફતેહનું હાસ્યરૂપી ગાયન, માત્ર મારા કાને પડ્યા કીધાં. મારી શુદ્ધિ જતી રહી છતાં તેનું હાસ્ય ઉંઘમાં પણ મારા કાનમાં રમી રહ્યું, હજી પણ મારે કાને પડે છે અને મરતાં સુધી પડશે!!

—⁂—

## પ્રકરણ ૮ મું.

### હર્મેચિસની જાગૃતિ; મૃત્યુદર્શન; કલીઓપેટ્રાનું આગમન અને તેના આશ્વાસક શબ્દો.

ફરી હું જાગ્યો. હું મારા ઓરડામાં સૂતેલો હતો ચોંકીને હું ઉઠ્યો ખરે મને સ્વપ્ન થયું હશે! સ્વપ્ન સિવાય કંઈ પણ હોય જ નહિ! એવું તો બને જ નહિ કે હું વિશ્વાસઘાતી થઉં! શું તે તક સદાને માટે જ ગઈ હતી! શું મેં મારા પક્ષને દગાથી ઉઘાડો કીધો! શું ગઈ રાત્રે મારા કાકાએ પેલા શૂરા યોદ્ધાઓ સાથે વ્યર્થ વાટ જોઈ! શું મિસરમાં અબૌથિસથી યૂથિસ સૂધી દરેક જણ વ્યર્થ વાટ જોઈ રહ્યું! નહિ, નહિ, ગમે તેમ થયું હોય, પણ આવું તો થાય જ નહિ! અરે મને ઘણું જ ભયંકર સ્વપ્નું આવ્યું! તેવું બીજું સ્વપ્ન મનુષ્યોનો પ્રાણ જ હરી લે. આવી પાપી જંખના જોવા કરતાં મૃત્યુ વધારે પસંદ કરવા લાયક છે! જો કે ભ્રમિષ્ટ થયેલી મનઃશક્તિથી આ ધિક્કારપાત્ર જંખના થઈ, છતાં હમણાં હું અહીં શી

રીતે આવ્યો? આરમીઅનની રાહ જોતો પેલા સંગેમરમરના દીવાનખાનામાં રાત્રે હું ઉભો હતો ત્યાંથી હું અહીં શી રીતે આવ્યો?

"ઓ દેવતાઓ! હું ક્યાં છું? વળી મનુષ્ય આકૃતિને મળતી આ ભયાનક ચીજ શું પડેલી છે? મારી શય્યા જેના ઉપર હું સૂતેલો હોઉં એમ લાગે છે તેના પાયા આગળ રક્તથી ખરડાયલા સફેદ કપડામાં ત્રાસદાયક આ શો બોજો પડેલો છે?"

એક સિંહની માફક ચીસ પાડી હું કૂદ્યો અને મારા સઘળા જોરે તે ગાંસડીને મેં ફટકો માર્યો; તેના જોરથી તે ગાંસડી બાજૂપર ફરી ગઈ, ત્રાસથી અર્ધઘેલા થઈ મેં ઉપરનું કપડું ચીરી નાખ્યું અને મારી નજર શું પડ્યું? કોઈ મનુષ્યનું નગ્ન શબ! તેના ઘૂંટણ તેના લટકતા જડબા નીચે બાંધેલા હતા અને આ મનુષ્ય કોણ? રોમન સરદાર પોલસ! ત્યાં તે પડેલો હતો, તેના કલેજામાં એક ખંજર ઘોચેલું હતું—મારું જ ખંજર—સ્ફીંક્સની આકૃતિવાળું સોનાનું મારું જ ખંજર! અને તેની છાતીપર એક પહોળો કાગળ ખંજરની અણીથી ટેકવેલો હતો. તે કાગળપર રોમન ભાષામાં કંઈ લખેલું હતું; હું નજીક ગયો અને મેં વાંચ્યું; તેનો ભાવાર્થ નીચે પ્રમાણે હતો;—

"સલામ હુર્મેચિસ! રોમન પૉલસ જેને તેં તારા પક્ષમાં લીધો હતો તે હું છું; ફિતૂરીઓ શી દશાને પહોંચે છે તે આથી શીખ!"

પોતાના જ રક્તથી ખરડાયલા તે સફેદ શબના દેખાવના ત્રાસથી હું બેહોશ થઈ ગરબડિયાં ખાવા લાગ્યો. એવી સ્થિતિમાં પાછલે પગે તેજ શબથી દૂર ગયો, આખરે દીવાલ આવી એટલે અટક્યો, બહારનાં પક્ષીઓ આનંદથી પ્રભાતનાં દર્શન કરતાં હતાં, ત્યારે મારી આ સ્થિતિ હતી. એ સર્વ સ્વપ્ન ન હોતું, મારો નાશ થયો હતો! મારું થઈ ચૂક્યું!

મારા વૃદ્ધ પિતા આમનનો મને વિચાર આવ્યો. જ્યારે તે પોતાના પુત્રને બેઆબરૂ થએલો સાંભળશે અને તેની આશાનો ભંગ થશે ત્યારે તેની શી સ્થિતિ થશે? આ વિચાર મારા મનમાં વીજળીના ચમકારા માફક દોડી રહ્યો. મારા મુરબ્બી સેપા જે આખી રાત મારી વાટ જોતા ઉભા હશે તેનો મને વિચાર આવ્યો; વળી બીજો વિચાર આવ્યો! તેમનું પણ શું થયું હશે? અને હું એકલો જ વિશ્વાસઘાતી ન હોતો, મને પણ દગાથી ફસાવવામાં આવ્યો છે, મને કોણે ફસાવ્યો હશે? કદાચ પેલા પોલસે. જો પોલસ જ હશે તો એ મારા બીજા મદદગારો વિશે જાણતો નહોતો, અરે પણ પેલી ખાનગી ટીપો મારા ઝબ્બાની અંદર હતી તે

ક્યાં ગુમ થઈ, એ ઓસિરિસદેવ! સર્વ સ્વદેશાભિમાનીઓની દશા શું પોલસના જેવી થઈ હશે? આ વિચાર આવતાં જ મારી શુદ્ધિ જતી રહી, હું બેહોશ થઈ ગયો અને જ્યાં ઉભો હતો ત્યાં જ મૂર્છિત થઈ પડ્યો.

પાછી મને શુદ્ધિ આવી; પડછાયાના લંબાતા રૂપ ઉપરથી મધ્યાન્હ-કાળનો વખત થયો હશે એમ જણાયું. પાછો ઝોલાં ખાતો ઉભો થયો; પોલસનું શબ હજી ત્યાં પડેલું હતું તેની આંખ જાણે મારી ચોકી કરતી હોય એમ લાગતી હતી. હું મરણીઓ થઈને દરવાજા તરફ દોડ્યો તો તે બહારથી બંધ કીધેલો જણાયો અને કોઈ પહેરેગીરનાં આવજા કરતાં પગલાં કાને પડ્યાં. હું બારણા આગળ ઉભો હતો તેટલામાં તેમણે સલા-મતી આપી ભાલા નીચા કર્યાં! દરવાજાના આગળા ખેંચાયા, બારણું ઉઘડ્યું અને ક્લીઓપેટ્રા બાદશાહી પોશાકમાં જીતથી હર્ષિત થતી અંદર આવી. તે એકલી જ આવી અને તેણે બારણું બંધ કીધું; હું સ્તબ્ધ થઈ ઉભો પણ તે કંઈ પણ બોલ્યા વગર મારી સન્મુખ આવી ઉભી અને પછી મધુર હાસ્ય કરી બોલી "સલામ, હર્મેચિસ ત્યારે મારો કાસદ તને મળ્યો ખરો!" એમ કહી શબ તરફ તેણે આંગળી કરી અને પાછી બોલવા લાગી, "એનું મોઢું બીહામણું થઈ ગયું છે. અરે સિપાહીઓ!"

બારણું ઉઘાડી બે હથિયારબંધ ગોલના યોદ્ધાઓ ઉંબરો ઓળંગી ઉભા.

"આ મડદાને લઈ જાઓ અને શહેર બહાર ફેંકી આવો કે કાગડાઓ ફોલી ખાય! સબર એની નિમકહરામ છાતીમાંથી પેલું ખંજર ખેંચી લ્યો." તેમણે નીચા વળી નમીને પોલસની છાતીમાંથી રક્તથી લાલ થયેલું ખંજર ખેંચી કાઢયું અને મેજપર મૂક્યું. પછી તે શબને ઉચકી લઈ ગયા, તેઓ સીડી ઉતરી ગયા ત્યાં સૂધી તેમના ભારે પગનો અવાજ કાને પડ્યા કીધો, જ્યારે તે અવાજ સંભળાતો બંધ પડ્યો ત્યારે તે બોલી "મને લાગે છે કે હર્મેચિસ, તું મોટા સંકટમાં આવી પડ્યો છે; નસીબ કેવું વિચિત્ર વલણ પકડે છે! જો પેલો દગાખોર" અને બારણા તરફ નજર કરી પૉલસ વિશે બોલતી હોય એમ અણુસારો કરી બોલી "નાહોત તો હું એના જેવી જ સ્થિતિએ અત્યારે પહોંચી હોત અને પેલા ખંજરપર મારા કલેજાનું રક્ત બાઝયું હોત!"

એ પ્રમાણે ત્યારે પોલસે મને ફસાવ્યો હતો.

"અને તું રાત્રે મારી પાસે આવ્યો ત્યારે હું જાણુતી હતી કે તું મને મારી નાખવાના ઇરાદાથી આવ્યો છે! વારંવાર તું જ્યારે તારો હાથ તારી છાતી

આગળ લઈ જતો હતો ત્યારે તું ખંજર પકડવા અને તને અણુગમતા કામનો છેડો લાવવા દૃઢ થતો હતો તે હું સારી પેઠે જાણુતી હતી. ખરે તે વખત ચિંતાગ્રસ્ત છતાં ચમત્કારિક હતો, ગંમત કરવા લાયક જીવતર સફળ કરવા લાયક હતો! દૃઢતા રાખી આપણે પરસ્પર ફરેબ રમતા હતા ત્યારે આપણાંમાંથી કોણુ જીતશે તે વિશે મને પળે પળે વિચાર થતો હતો."

"હર્મેચિસ, તારા બારણા આગળ પહેરેગીર પહેરો કરે છે છતાં તું ચિંતા ન કર; કેદખાનાની બેડી કરતાં પણુ વધારે મજબૂત સત્તા હું તારા પર ધરાવું છું તે હું સારી પેઠે સમજું છું. મારા સૈન્યના ભાલાઓની વચ્ચેથી તું ચાલી જઈ મને નુકસાન કરી શકે, પણુ એક વાડ એવી મોટી છે કે જે તું કદીપણુ કૂદાવી શકે જ નહિ અને તેથી જ મને તારા તરફની ધાસ્તી રાખવાનું કારણુ ન હોતું; અને તે હું જાણુતી ન હોત તો હર્મેચિસ, તું કયારનોએ આ દુનિયાં છોડી ગયો હોત. જો આ તારું ખંજર રહ્યું" એમ કહી મારા હાથમાં તે ખંજર આપ્યું, અને બોલી "તે તું લે અને મારી છાતીમાં ભોંકી દે જોઉં! એમ કહી પોતાનો ઝભ્ભો ખોલી પોતાની છાતી ખુલ્લી કરી મારી નજીક આવી શાંત મને ઉભી રહી.

વળી તે બોલી "તું કદી પણુ મને મારી નાખી શકે જ નહિ; કેટલાંક કામ આ સંસારમાં એવાં છે જે કોઈ પણુ મનુષ્ય–તારા જેવો કોઈ પણુ મનુષ્ય કદી પણુ કરી શકે જ નહિ અને આ કામ તેવા કામોમાં મુખ્ય છે. જે સ્ત્રી પોતાના જીવ કરતાં પણુ વધારે છે તેને મારી નાખવી એ એવું જ કામ છે; નહિ, તારો હાથ પાછો ખેંચ! તારી છાતીમાં તે ખંજર ન ભોક! જે કારણુથી એ ખોટા સોગંદ ખાનાર આઇસિસના પૂજારી! તું મને મારી નથી શકતો; તે જ કારણુથી તારી જિંદગીનો અંત તારે પણુ આણુવો ન જોઇએ. આમેન્ટીની દેવી આઇસિસનો અનર્થ કરી તેની સન્મુખ જવા શું એટલો બધો તું આતુર છે? જે ભક્ત, જે પુત્ર સંપૂર્ણુ રીતે બેઆબરૂ થઈ પોતાના પવિત્રમાં પવિત્ર સોગંદ તોડી આત્મહત્યા કરી ખૂની હાથે તેની સન્મુખ જશે તેને આ પવિત્ર દેવી કેવી રીતે દર્શન આપશે, તેનો તેં વિચાર કર્યો છે? કદાચ તારો પ્રાયશ્ચિત્ત કરવાનો વિચાર હોય, તો પછી કેવી રીતે કરી શકીશ?"

હવે મારી સહનશક્તિની હદ આવી, મારું હૃદય ચીરાઈ ગયું; અફસોસ! તેના બોલે બોલ સત્ય હતા–મરવાની પણુ મારી હિંમત ન હોતી! હું એવા સકંજામાં સપડાયો હતો કે મોતથી પણુ મારો છૂટકો

ન હોતો! મારા બિછાનાપર હું પડ્યો અને ચોધાર આંસુએ રડવા લાગ્યો!

પણ કલીઓપેટ્રા મારી નજીક આવી મારા બિછાનાપર બેઠી અને મારા ગળામાં હાથ નાંખી મને દિલાસો દેવા લાગી.

તે બોલી "નહિ, પ્યારા, મારા સામું જો; તારું સર્વસ્વ ગયું નથી અને હું તારાપર ગુસ્સે નથી. આપણે જબરી ટક્કર ઝીલી, પણ મેં તને ચેતવ્યો હતો, તે પ્રમાણે સ્ત્રીની જાદુઈ માયાની આગળ તારી શક્તિ બિસાતમાં નથી અને હું જીતી. પણ હું તારી સાથે કપટ નહિ રાખું; રાણી તરીકે અને સ્ત્રી તરીકે તારાપર દયા લાવું, એટલું જ નહિ પણ વધારે—તને ગમગીનીમાં ગરક થયેલો જોવા હું ખુશ નથી.—હું તને દુ:ખી થએલો જોઈ શકતી નથી. મારા પૂર્વજોએ જે ગાદી અને મિસરની સ્વતંત્રતા તારા પૂર્વજો પાસેથી છીનવી લીધી છે, તેને પાછી મેળવવાનો તું પ્રયત્ન કરે તે વ્યાજબી છે; તેમાં કંઈ નવાઈ નથી. હકદાર વારસતરીકે મેં પણ તેમ જ કર્યું હતું, તેમજ જે ધિક્કાર ભરેલું કામ કરવા મેં સોગંદ લીધા હતા, તે કરતાં જરાપણ અચકાઈ નહોતી. તે કારણથી તારા દુ:ખપર મને દયા આવે છે. મને હમેશાં જ શૂરા મનુષ્યપર દયા આવે છે. વળી આ મોટી આપત્તિથી તું દિલગીર થાય, તે પણ વ્યાજબી જ છે, તેથી વળી મને એક સ્ત્રી તરીકે—તારાપર આશક સ્ત્રી તરીકે વધારે દયા આવે છે! હજી વિચારે તો બાજી તદ્દન હાથથી ગઈ નથી; તારી યુક્તિ ડહાપણભરેલી નહોતી—કદાચ તું મિસર દેશને જીતી લેત, બેશક જીતી લેત જ-તોપણ રોમન તને જંપવા દેત નહિ અને તારે વાસ્તે આ હું કહું છું તે સાંભળ. મને હજી બરાબર કોઈ ઓળખતું નથી. આ મોટી પૃથ્વીપર પુરાતન ખેમના કલ્યાણ વાસ્તે મને જેટલી લાગણી તથા કાળજી છે, તેટલી લાગણી કોઈને પણ નહિ હોય. હર્મેચિસ, તને પણ તેટલું નહિ લાગતું હોય; પણ હું બધી બાજુએથી સકંજામાં આવી પડી છું—લડાઇઓ, બળવાઓ, શત્રુઓ અને દગાઓથી ચોગરદમ હું ઘેરાયલી છું-તેથી મારી મરજી પ્રમાણે મારી રૈયતના સુખ પાછળ મારાથી લક્ષ અપાતું નથી; પણ હર્મેચિસ, તું મને તે ગુંચવાડામાંથી છૂટી કરજે. તું મારો સલાહકાર અને પ્રિયતમ થજે. હર્મેચિસ, કલીઓપેટ્રાનો પ્યાર મેળવવો, એ શું અલ્પ વાત છે? તેનું હૈયું હરવું કે જે હૈયું તને ધિક્કારે છે, જેને અચેતન કરવા તું તૈયાર થયો-તેને જીતવું શું અલભ્ય છે?

"તું મારી રૈયતનો પ્યાર મેળવી આપશે અને આપણે સાથે રાજ્ય કરીશું; પ્રાચીન તથા અર્વાચીન લોહીનું ઐક્ય ગી નવા અને જૂના વિચાર

એક કરી રાજ્ય ચલાવીશું. એથી વધારે ઉત્તમ માર્ગ બીજો શો હોઈ શકે? એ સર્વોત્કૃષ્ટ છે અને આ પ્રમાણે વધારે સહેલે રસ્તે તું ફેરોની ગાદી ભોગવીશ!"

"હુર્મેચિસ, વળી સાંભળ. તારા દગાને જેમ બનશે તેમ છૂપાવીશ.. એક રોમન કાવત્રાંખોરે તારી યુક્તિઓ ધૂળ કરી, તેમાં મારો કંઈ પણ વાંક છે? તે કારણથી તને દવા પાઈ, તારા ખાનગી કાગળો ચોરી લઈ તેનો ભાવ ખુલ્લો કીધો, એમાં મારો શો દોષ છે? આ મોટું કાવત્રું વ્યર્થ ગયું, ઉઘાડું થયું, તેમાં ભાગ લેનારા વિખેરાઈ ગયા અને તું તારા કામમાં નિમકહલાલ રહી. જે રસ્તા કુદરત તારા માર્ગમાં લાવે, તેનો લાભ લઈ અને મિસરની રાણીનો પ્યાર મેળવી તેની જ પ્રીતિરૂપ કૃપાથી કદાચ તારો મતલબ પાર પડે અને મિસર દેશમાં તારી સત્તા સ્થાપે, એવી આશા રાખી વર્તવામાં શું તને નીચું જોવું પડશે? પછી તને તેમાં દોષ જણાશે? હુર્મેચિસ, તું શું ધારે છે? હું તને ખોટી સલાહ આપું છું?"

મેં મારું માથું ઉંચું કર્યું, નિરાશારૂપી અંધકારમાં આશાનાં કિરણો જણાયાં; ડૂબતો માણસ તણખલાને વળગે તે પ્રમાણે મેં કર્યું અને આટલીવારે બોલ્યો "અને મારા સાથીઓ જેમણે મારાપર ભરોંસો નકર્યો તેમનું શું?"

તેણે જવાબ વાળ્યો "આમન, તારા પિતા આમન અબીથિસના વૃદ્ધ પૂજારી અને શૂરા સ્વદેશાભિમાની તારા કાકા જેના મોઢા ઉપરથી કોઈ સ્વપ્ને પણ એમ ન જાણે કે તેનામાં આટલા ગુણ હશે અને—"

મેં ધાર્યું કે હવે ચારમીયનનું નામ લેશે, પણ તેમ ન કરતાં તે બોલી "અને બીજા ઘણા—હા હું, તે સઘળાઓને ઓળખું છું!"

મેં પૂછ્યું "અરે! તેમનું શું ધાર્યું?"

તે ઉભી થઈ અને મારા હાથપર હાથ મૂકી બોલી, "હુર્મેચિસ, સાંભળ તારે ખાતર હું તેમની ઉપર દયા લાવીશ ખરી, જરૂરત સિવાય કંઈ પણ સખ્ત પગલાં ભરીશ નહિ; મિસરના દેવોના સોગંદ લઈ કહું છું કે, તારા વૃદ્ધ પિતાનો એક વાળ પણ વાંકો થવા નહિ દઉં અને તારા કાકા સેપા અને બીજાઓને પણ અત્યાર સૂધીમાં જો કંઈ ઇજા નહિ પહોંચી હોય તો બચાવીશ. મારા પૂર્વજોએ જેમ કર્યું હતું, તેમ હું નહિ કરું. જ્યારે મિસરના રહેવાસીઓ તેની સામે થયા ત્યારે તેમનામાંના અગ્રણીઓને જીવતાં પોતાના રથ સાથે બાંધી આખા શહેરમાં ફર્યો. એકીલીજે તો હેક્ટરના શબને જ આ પ્રમાણે રથ સાથે ઘસડ્યો હતો, પણ મારા પૂર્વજે એ

તો આ લોકોને જીવતાં જ આખા શહેરની આસપાસ ફેરવ્યા હતા. હું તેવું કંઈપણ નહિ કરું અને તેઓ સર્વને બચાવીશ, માત્ર હિબ્રુને નહિ; કારણ કે, એ યાહુદીઓને હું બહુ જ ધિક્કારું છું.''

મેં કહ્યું "હિબ્રુ તો કોઈ છે જ નહિ."

તે બોલી "તે ઠીક થયું, કારણ કે, હિબ્રુને હું કોઈપણ દિવસ દયા દેખાડત નહિ. હર્મેચિસ, હવે તું મને જેટલી ક્રૂર અગાઉ ધારતો હતો તેવી ધારશે? હર્મેચિસ, તારી ટીપમાં મોટી ખૂનરેજી લખેલી હતી પણ મેં તો માત્ર એક રોમન લુચ્ચાનો જ જીવ લીધો છે કે જે બેવડો દગાખોર નીવડ્યો અને જેણે મને અને તને બંનેને ઠગ્યાં, તને ઉદાર દીલથી જે હું દયા દેખાડું છું તેથી તું ગળગળિત નથી થતો?—અને હું શામાટે આવી ઉદારતા દેખાડું છું—માત્ર સ્ત્રીના તરંગ—હર્મેચિસ, તું મને બહુ પ્રિય લાગે છે" "તે જરા હસીને બોલી. "નહિ, " મારો વિચાર મેં ફેરવ્યો છે. આ સર્વ તને વ્યર્થ આપીશ નહિ—એના બદલામાં તારી પાસેથી કંઈક લઈશ અને તે કંઈ જેવી તેવી ચીજ નહિ, પણ એક અમૂલ્ય ચીજ—હર્મેચિસ, મને એક ચુંબન કર!"

આ મોહિનીના મોહપાશમાંથી બચવા હું બીજી તરફ ફરી બોલ્યો. "નહિ, નહિ, બહુ ભારે કીંમત માગી, હવે ચુંબનનું મારે કંઈ કામ નથી!"

તે ભવાં ચઢાવી બોલી "તું વિચાર કર, વિચારીને બોલ. હર્મેચિસ, હું પણ એક સ્ત્રી છું અને કોઈ પુરુષના કાલાવાલા કરું એમ નથી. તારી મરજી માફક કર. પણ આટલું તો હું તને જણાવું છું કે, જો તું મને આમ રાખવાનો વિચાર રાખશે તો ઉદાર દિલથી મેં ચાલવાનું કહ્યું છે તે પ્રમાણે નહિ વર્તીશ. તેટલામાટે, ઓ સદાચરણી સિદ્ધ, તારા વૃદ્ધ પિતા અને તેના બીજા મદદગારોનું તાત્કાલિક મૃત્યુ તને પસંદ છે કે મારો અતિ ભારરૂપ પ્રેમ પસંદ છે, તેનો તોલ કરી મને જણાવ!" મેં તેની તરફ જોયું. તેની આંખો લાલ થઈ ગઈ હતી, છાતી ઉછળતી હતી, તે ક્રોધવશ થઈ ગઈ હતી. તેથી મેં નિઃશ્વાસ નાંખ્યો અને તેને ચુંબન કીધું. મારી ફજેતી અને પરાધીનતાપર આ દક્ષિણા આપી પછી પોતાના વિજયથી આહ્લાદિત થઈ અને ખંજર લઈ તે ચાલી ગઈ.

દગામાં હું ક્યાં સુધી ફસ્યો હતો, તેની મને ખબર નહોતી. મારી જિંદગી કેમ બચાવવામાં આવી હતી, તે હું જાણતો નહોતો. વાઘણના જેવી વિકરાળ કલીઓપેટ્રા આવી દયાળુ કેમ થઈ હતી, તેથી હું અજ્ઞ હતો. તે મને મારી નાંખવાને બીતી હતી, એવો અંદેશો પણ મારા

મૂર્ખ મનમાં ન થયો. અમારી યુક્તિઓ ઘણી મજબૂત હોવાથી અને તેની સત્તા એવી નિષ્ફળ હતી કે, મારા ખૂનની ખબર ફેલાતાં જ જે ગભરાટ થાય, તે જ કદાચ તેને ધોકો લગાડે, એ સંભવિત હોવાનો વિચાર પણ ન થયો. તે ફક્ત આ ચિંતાથી અને પ્રપંચથી જેમને મેં ફસાવ્યા હતા તેમના પર જે અલ્પ દયા દેખાડતી હતી, તે ખરેખરા પ્યારથી નહિ પણ માત્ર કપટથી—જોકે મારાપર તેનો ભાવ ઘણો હતો અને તેણે મને માયાની જાળમાં બાંધી રાખવા પસંદ કીધું હતું; એની મને ખબર નહોતી. છતાં હું આટલું તો તેને ખાતર જણાવીશ કે તેણે નિર્ભય થયા પછી પણ પોતાનું વચન પાળ્યું અને પોલસ તથા એક બીજા સિવાય તેનું રાજ્ય લેવાનો અને તેના વંશનું નિકંદન કહાડવાનો ફરેબ રમનારને મોતની શિક્ષા કીધી નહિ, પણ તેમને આડકતરીરીતે બહુ દુઃખ દીધું.

મારી ગમગીની, મારી ફજેતી અને તેની ફતેહ વગેરેના વિચારવમળમાં મને મૂકી તે જતી રહી; અફસોસ! મનનથી કે પ્રાર્થનાથી પણ વખત ગાળવાનું અશક્ય થઈ પડયું. એક કલાક એક દિવસ જેટલો લાંબો લાગતો. મારા અને દેવી વચ્ચેનો સંબંધ તૂટી ગયો; તે પોતાના ભક્ત સાથે સંભાષણ કરતી ન હોતી; દિવસો કાળ જેવા કઠોર થઈ પડ્યા છતાં કલીઓપેટ્રાના તેજથી અને તેના પ્રેમ ભરેલાં વેણોથી કિંચિત્ ફેર પડતો; મારા દુઃખની હજી સીમા આવી ન હોતી; હજી મારા મનમાં આશા ઝળહળ કરતી હતી અને જે ખોટું થયું હતું, તે સારાને વાસ્તે જ હશે તથા મારી આપત્તિમાંથી જ ફતેહ મેળવવાનો કોઈ સુગમ માર્ગ નીકળશે, એવા અશક્ય વિચાર કરી હું મારા નિરાશ મનને દિલાસો આપતો હતો.

આવી જ રીતે પાપીઓ પોતે પોતાને જ ઠગે છે. નસીબદેવી ઉપર પોતાના અધર્મી કામોનો બોજો નાંખી, પોતે છૂટા થવા ખોટાં ફાંફાં મારે છે અને પોતાના કુકર્મમાંથી કોઈ દિવસે સુખ પ્રાપ્ત થશે, એવો આશારૂપી દિલાસો લઈ અંતઃકરણની પ્રેરણાને શિથિલ કરી નાંખે છે, પોતાને તેમ કર્યાં વગર ચાલે એમ નથી—છૂટકો જ નથી એવું મિષ કાઢી પોતાના આત્માની પ્રેરણાને દાબી દે છે; પણ તેથી શું દૈવ છેતરાય? પશ્ચાત્તાપ, પરિતાપ અને નાશ અધર્મને રસ્તે દોડતાં આવી મળે છે, એટલું જ નહિ, પણ અફસોસ! તેની પાછળ પાછળ ભમ્યા કરે છે. અરે મને સદહજાર અફસોસ! કારણ કે, હું એવો જ સર્વ અધર્મનો સરદાર થયો!

---

## પ્રકરણ ૯ મું.

### હર્મેચિસ્નો બંદિવાસ, ચારમીયનનો તિરસ્કારભાવ, હર્મેચિસની બંધનમુક્તિ અને કિવન્ટસ્ ડેલિયસનું આગમન.

મારા ઉપલા વિશ્વાસઘાતક કાર્યને અગીયાર દિવસ થતાં સૂધી મને મારા ઓરડામાં એક કેદીતરીકે રાખવામાં આવ્યો; તે અરસામાં પહેરેગીરો જેઓ મારા બારણા આગળ ચોકી કરતા હતા, નોકરો જેઓ મૂંગા મૂંગા મને ખાવાપીવાનું આપી જતા અને કલીઓપેટ્રા જે હમેશ આવતી હતી તે સિવાય બીજા કોઇને પણ જોવા પામ્યો નહિ. તે પ્રેમની ભૂમિકા બરાબર બજવતી, પણ બીજી રાજખટપટ વિશે મને અજ્ઞાત રાખતી. તેનો મિજાજ હમેશાં બદલાતો હતો. ઘડીકમાં આનંદી અને હાસ્ય વિનોદ કરતી તો ઘડીકમાં ડહાપણની વાતો અને લંબાણ વિવાદ કરતી અને કોઈ વાર માત્ર કામાતુર જ દેખાતી. સર્વદા કંઈ નવા હાવ ભાવથી ચિત્તાકર્ષણ કરતી. મિસરને સુખી કરવામાં, રૈયતના બોજા કમી કરવામાં અને રોમન ગીધોને પાછાં હાંકી કાઢવામાં હું કેવો મદદરૂપ થઈશ, તે વિશે વારંવાર વાત કર્યા કરતી. પહેલાં તો મેં ગંભીર થઈ મૂક રહી સર્વ સાંભળ્યા જ કીધું, પણ ધીમે ધીમે તેની જાદુઈ મોહિની મને વધારે વધારે લાગતી ગઈ કે જેમાંથી છૂટી શકાય તેમ હતું જ નહિ. મારું મન તેની વાતમાં વધારે વધારે ગુંથાતું ગયું અને અરસપરસ વધારે છૂટથી કથન કરતાં મારા મનની આશાઓ અને મિસરના કલ્યાણર્થે ધારેલી યોજનાઓ હું ખુલ્લા દિલથી તેને કહેવા લાગ્યો. તે એ સાંભળી હર્ષિત થતી, સર્વ વિષયપર પુખ્ત વિચાર દોડાવતી અને તે જ યોજનાઓ અમલમાં મેલવાના રસ્તા અને સાધનો વિશે પૂછતી. વળી મિસરનાં તીર્થો સમારવાની, નવાં બાંધવાની અને ત્યાંના પુરાતન ધર્મને પાછો ફેલાવવાની પણ ઇચ્છા દેખાડતી. મારા મનપર તે વધારે અને વધારે અસર કરતી ગઈ. આખરે મારું સર્વસ્વ ગયું છે, એવો વિચાર આવતો ત્યારે મારા દુઃખી દિલના એકઠા થએલા જુસ્સાથી તેનાપર પ્રીતિ રાખતાં શીખ્યો. કલીઓપેટ્રાના પ્યાર સિવાય મારી પાસે બીજું કંઈ હતું નહિ, તેથી જેમ એક વિધવા પોતાના બાળકને મમતાથી વળગી રહે, તેમ મારી મનોવૃત્તિઓ પ્રેમને આધીન થઈ રહી. આ પ્રમાણે મારી ફજેતીનું મૂળ અને મને બેઆબરુ કરનાર મારી પ્રિયતમા થઈ પડી. મારો પ્યાર દિવસે દિવસે વધતો ગયો. આખરે ભૂત કાળના બનાવો વિસારે તો પડી ગયા અને વર્તમાન કાળ આગુધારેલા સ્વપ્નરૂપ જણાયો. તેણે મારાપર જીત મેળવી હતી, મારી કીર્તિ હરી લીધી હતી અને મને ગળા સૂધી અધર્મમાં ડૂબાડ્યો હતો. હું

અધમ, પાપિષ્ઠ, ભ્રષ્ટ, અંધ, મારા હરાવનારનો, મને ધર્મમાંથી પાડનારનો જ પ્રેમવશ થઈ ગુલામ થઈ રહ્યો.

હમણાં પણ નિદ્રામાં જ્યારે છૂપા મનોવિકારને છૂટ મળવાથી સ્વપ્ન-દ્વારા દર્શન દે છે અને મગજના ઉઘાડા ઓરડાઓમાં ફરી ભૂત બનાવો નજર આગળ આણી સાક્ષાત્ દેખાડે છે ત્યારે જેવી રીતે હું આગળ તેને બાદશાહી પોશાકમાં આવતી જોતો તેમજ જોઉં છું. તેની આંખો પ્રેમથી ચકચૂર જણાય છે, હોઠ હાસ્ય કરે છે, કેશ છૂટા મૂકેલા છે અને મુખ મનોહર દેખાય છે. તેના હાવભાવની નકલ પણ કોઇથી થાય એમ નથી. આટલા વર્ષો વીતી ગયાં છતાં હું તેને ભાવથી મારા તરફ આવતી જોઉં છું અને જાગૃત થતાં જ તેની અનિવાર્ય અસત્યતા યાદ આવે છે.

આવા સ્વરૂપમાં તે એક દિવસ આવી અને કહેવા લાગી કે;–એંન્ટો-નીની સાથની લડાઈ સંબંધી ખાસ સભા ભરવામાં આવી હતી. ત્યાંથી તે છૂટી થઈ કે ત્વરાથી અહીં આવી છે, તેથી તેણે ભપકાદાર બાદશાહી પોશાક પહેર્યો હતો, તેના હાથમાં રાજદંડ હતો અને મસ્તકપર કંચનનું મણિમય તાજ હતું. મારી આગળ તે હસતી હસતી બેઠી. સભામાં તેને કંટાળો આવવાથી રોમથી કંઈ અકસ્માત્ સંદેશો આવ્યો છે, એવું બહાનું જે એલચીઓ ત્યાં આવ્યા હતા તેની આગળ કાઢી ઝટ નીકળી આવી હતી અને આ ઠીક તાલ લગાવી હતી, એમ યાદ કરી હર્ષિત થતી હતી. એકાએક વળી ઉઠી અને પોતાને માથેથી તાજ ઉતારી મારા માથે મૂક્યું; મારા ખભાપર બાદશાહી ઝભ્ભો પણ નાંખ્યો અને મારા હાથમાં રાજદંડ આપી નમન કર્યું. વળી હસી અધરપાન કીધું અને કહેવા લાગી કે, હું ખરેખર તેનો રાજા હતો, પણ અબૌથિસમાં જે વખતે મને અભિષેક કીધો હતો અને મારા માથે તેણે જે ગજરો મૂક્યો હતો અને જેની સુગંધી હજી મારા મગજમાંથી જતી નહોતી, તે સર્વ મને યાદ આવ્યાથી હું ક્રોધયુક્ત ઉઠયો અને એ સર્વ શૃંગારને ફેંકી દઈ તેને પૂછવા લાગ્યો કે, આવી રીતે પાંજરામાંના પક્ષીની મશ્કરી કરતાં તે શરમાતી કેમ નથી? આ વખતે મારા મુખમંડળમાં કંઈ એવો આભાસ હતો કે તે ચોંકી અને પાછી હટી ગઈ.

"નહિ, હર્મેચિસ, એમ ગુસ્સો ન કર; હું તારી મશ્કરી કરું છું, એમ તને કોણે કહ્યું? તું ખરેખર ફેરો રાજા તરીકે રાજ્ય કરશે નહિ જ, એમ જાણવાનું શું કારણ?"

મેં કહ્યું "તું શું કહેવા માગે છે? તું શું મને જગતની નજર આગળ પરણશે? તે સિવાય હું ફેરો શી રીતે કહેવાઈશ?"

તેણે નીચું માથું કીધું અને નરમાશથી બોલી; "પ્રિય, કદાચ હું તને પરણવાનો વિચાર કરતી હોઉં, પણ સાંભળ; તું અહીં બરાબર ખોરાક લઈ શકતો નથી, તેથી તારું મોઢું ફીકું થઈ ગયું છે. તું તેનો ઇનકાર ન કર! નોકરો તરફથી તે વિશે મેં ખાત્રી કરી છે. હર્મેચિસ, તારે ખાતર જ. તારું ભલું કરવાની ઇચ્છાથી મેં તને આવી રીતે અહીં રાખ્યો છે અને તારા ફાયદાને જ માટે અને તારી આબરુને માટે હજી તું મારો એક કેદી હોય એમ તારે વર્તવું પડશે. નહિ તો તને ફિટકાર કરી તને છૂપી રીતે કદાચ મારી નાંખવામાં આવે. વળી હું તને અહીં હવેથી મળી શકીશ નહિ. તેથી આવતી કાલે હું તને છૂટો કરીશ અને મારા રાજમંદિરમાં પાછો તું મારા જોશી તરીકે ફરજે. બીજાઓને હું તું નિરપરાધી સાબિત થયો છે એમ કહીશ અને લડાઈનું ભવિષ્ય ખરું પડયું છે એમ જણાવીશ. જો કે તે માટે મારે તારો ઉપકાર માનવાનો નથી; કારણ કે તું જે જે ભવિષ્ય કહેતો, તે તે તારા મતલબને અનુસારે કહેતો. હવે હું જાઉં છું, મારે પહેલાં મગરૂર વકીલોને મળવું જોઇએ અને હર્મેચિસ, બીજીવાર આમ અકસ્માત્ ક્રોધ ના કરતો; કારણ કે, કોણ જાણે છે કે, આપણો સંબંધ ભવિષ્યમાં કેવો રહેશે ?"

એમ કહી જરા નમી તે જતી રહી. મારી સાથે તે ખુલ્લી રીતે લગ્ન કરશે, એવી આશા આપી ગઈ અને આજે પણ હું માનું છું કે, તેનો તેવો જ વિચાર હતો; કારણ જો કે તે મારી સાથે પ્યારમાં ન હોતી; છતાં મને ચાહતી હતી અને આજે પણ મને યાદ કરે છે.

બીજે દિવસે સવારે કલીઓપેટ્રા આવી નહિ, પણ ચારમીયન આવી. ચારમીયનને તે કમનસીબ રાતના છેલ્લી મેં જોઈ હતી ત્યારપછી આજે જ જોઈ તે અંદર આવી અને મારી આગળ ઉભી. તેનું મોઢું ફીકું થઈ ગયું હતું, નજર નીચે નાંખી હતી અને તે શરુઆતમાં જ કડવા ઝેર જેવા બોલ બોલી;–

તેણે ધીમે સ્વરે કહ્યું "કલીઓપેટ્રાને બદલે હું આવી છું, તેને માટે ક્ષમા કરજે, પણ તેથી તું દિલગીર ન થઇશ; કારણ કે તે હમણાં આવશે" આ શબ્દથી હું ચોંક્યો અને તેણે તે જોયું, તેથી તેનો લાભ લઈ બોલી કે;–

"હર્મેચિસ, હવે તને હું રાજકુમાર કહીશ નહિ—હું કહેવા આવી છું કે તું હવેથી છૂટો થયો છે—તારી અપકીર્તિ તારી નજરે જોવાને તું છૂટયો છે. દરેક માણસ જે તને માનની દૃષ્ટિથી જોતાં, તેમને હવે ધિક્કાર ભરેલી દૃષ્ટિથી તને જોતાં તું અનુભવ. જેમ પાણીમાં પડછાયા જણાય

છે તેમ તારી આબરૂતાને જો; જે યુક્તિઓ વીશ વર્ષ થયાં રચાતી હતી, તે ધૂળમાં મળી છે તે હું તને કહેવા આવી છું. જો કે કોઇને મારી નાંખવામાં આવ્યા નથી, પણ સર્વ અગ્રણીઓને કેદ કીધા છે. કદાચ સેપાને મારી પણ નાંખ્યો હોય; કારણ તેનો પત્તો મળતો નથી. કેટલાકોને દેશપાર કીધા છે અને તેમના પક્ષને વિખેરી નાંખ્યો છે. વાદળાં વરસાદ વર્ષાવ્યા વગર ઉડી ગયાં, મિસર ખોયું અને તે કોઈ દિવસ મળવાનું જ નથી! તેની છેલ્લી આશા ધૂળમાં મળી—હવે અનંતકાળ સૂધી તેના ગળામાં પરતંત્રતારૂપી જોતરૂં પડેલું રહેવાનું. હવે સામા થવાના દિવસ ગયા, માત્ર ચુપકીદી રાખી નમીને ચાલવાનું રહ્યું. જુલમીને ખુશીથી તાબે થયા વગર હવે બીજો ઉપાય નથી!"

હું મોટેથી ડૂસકાં ખાતો બોલ્યો "અફસોસ! દગો થયો! પોલસે દગો કીધો!"

"શું કોઇએ દગો દીધો? તને નહિ નહિ, તું જ સર્વને દગો દેનાર છે! તું જ્યારે તેની સાથે એકાંતમાં હતો ત્યારે તેને મારી કાં ન નાંખી? ખોટા સોગંદ ખાનાર જવાબ દે!"

મેં જવાબ દીધો "તેણે મને કંઈ દવા પાઈ!"

તે દયાહીન છોકરી બોલી "ઓ હરમેચિસ, જેવો કુંવર તું અગાઉ હતો, તેમાં ને આજમાં કેટલો ફેર!—તું અસત્ય વાકય બોલતાં પણ ડરતો નથી! તું કેટલો અધર્મી થતો ચાલ્યો! તને દવા પાઈ? નહિ, એમ કહે કે પ્યારનો અર્ક પાયો! ખરે તેં એક લંપટ સ્ત્રીનું ચુંબન કબૂલ કરી તેના બદલામાં મિસર વેચ્યું! શરમ! ધિક્કાર!" તે મારી તરફ આંગળી ચીંધી ઉંચું જોઈ બોલી "તું ભ્રષ્ટ, પાપિષ્ઠ, તને ધિટકાર છે! ધિક્કાર છે! તારામાં જવાબ દેવાની શક્તિ હોય તો બોલ. હા, મારાથી તું ડર—તું કેવો છે તે જાણી ડરેજ! કલીઓપેટ્રાના કાલાવાલા કર, તેને પગે પડ અને જ્યાં સૂધી તને રમાડ્યા કરે ત્યાં સૂધી એમ કર્યા કર; પણ સર્વ પ્રામાણિક મનુષ્યોથી તો દૂર રહે! દૂર રહે!"

તેના ધિક્કારયુક્ત કડવા વિષ જેવા વેણથી મારું કાળજું કપાઈ ગયું; પણ જવાબમાં મારે કંઈ કહેવાનું નહોતું.

આખરે ગંભીર ઉંડો અવાજ કાઢી હું બોલ્યો "તું હજી બચી ગઈ તેનું શું કારણ? મને મહેણાં મારવાને તું શી રીતે શક્તિમતી રહી છે? તું આ દાવમાંથી શી રીતે છટકી? તું એકવાર મને પ્રેમભાવથી જોનાર આજ મને ઠપકો દેવા શી રીતે આવી શકી? ઓ સ્ત્રી, તું મનુષ્યની નબળાઈ ઉપર જરા દયાથી જો!"

પોતાનાં કાળાં નેત્રો નીચાં કરી તે બોલી "મારું નામ ટીપમાં ન હોતું; લે આ તક સારી છે, હર્મેચિસ, મને પણ સાથે સાથે ફસાવ, અરે હું તારાપર આશક હતી તે શું તને યાદ છે? તેથી મને તારા વિશે વધારે લાગે છે. જેની ઉપર આપણો પ્રેમ હોય છે, તેની અવદશા તે આપણી જ અવદશા થઈ પડ્યા જેવું થાય છે અને આપણે પ્રેમાંધ થઇ એવા નાલાયક પ્રાણીપર પ્રીતિભાવ રાખ્યો, તે આપણને હમેશ સુધી સાલે છે. શું ત્યારે તું પણ મૂર્ખ છે? પેલી લંપટ રાણીના આલિંગનની અસર હજી તો તારા શરીરમાં રમી રહી છે, તેટલામાં જ મારી તરફથી તું દિલાસો લેવા માગે છે?"

મેં કહ્યું "હું કેમ જાણું કે તેં ક્રોધાવેશમાં અદેખાઇથી અમારી જોડે વિશ્વાસઘાત ન કીધો હોય? ચારમીઅન, સેપાએ આગળથી તારે માટે મને ચેતવણી આપી હતી અને ખરું પૂછે તો તે હવે યાદ આવતાં..."

તે લાલ ચોળ આંખો કરી વચમાં બોલી ઉઠી; "ચોર હોય તે સર્વને તેવા જ ધારે છે; તેમ તું પણ મને તારા જેવી જ માને છે. નહિ નહિ મેં તને દગો નથી દીધો. તે તો પેલો જૂઠો પૉલસ હતો કે જેણે છેવટે હિંમત મૂકી સર્વ પ્રકટ કીધું અને તેને વ્યાજબી શિક્ષા થઈ છે. હવે આવા નીચ વિચાર વધારે હું સાંભળવા ઇચ્છતી નથી. હર્મેચિસ, મિસરની રાણી કલીઓપેટ્રાએ મને કહેવા મોકલી છે કે, તું હવે છૂટો થયો છે અને સંગેમરમરના દીવાનખાનામાં તે તારી વાટ જુએ છે."

પોતાનાં લાંબાં ભવાં ફેરવી આંખનો મચકારો કરતી તે માનપૂર્વક વિનય કરી જતી રહી.

ફરી હું દરબારમાં ફરવા લાગ્યો. શરમ અને બીક મારા મગજમાં એવી પેસી ગઈ હતી કે, રખે કોઈ મારા દોષ જાણનારા મારાપર ધિક્કારથી જુએ, એવા વિચારથી કોઈની સામું જોવાને પણ અચકાતો અને તેથી બહુ જુજ આવજાવ કરતો; પણ મારી બીક નાપાયાદાર હતી. જેઓ કાવતરાંની વાત જાણતા હતા, તે સર્વ નાસી ગયા હતા, અને ચારમીયને પોતાના ફાયદા માટે કોઈને કશી વાત કહી નહોતી. વળી કલીઓપેટ્રાએ મને નિરપરાધી જણાવ્યો હતો, છતાં મારી ભૂલો મને વિસારે પડી નહોતી અને તેના શોકથી મારું શરીર શોસાઈ ગયું, મારી ખુબસૂરતી જતી રહી. જો કે મને છૂટાપણું બક્ષ્યું હતું, છતાં મારાપર બારીક નિગાહબાની રાખવામાં આવતી હતી અને પ્રાસાદની બહાર જવાની મને રજા નહોતી.

વખત પોતાનું કામ કર્યો રહ્યો. આખર એક દિવસ રોમન સરદાર ડિલિયસ જે હમેશાં ચઢતા પક્ષમાં ભરાતો, તે આવી પહોંચ્યો. ઍન્ટની

જે જીત મેળવી આવ્યો હતો અને પોતાના સૈન્યની લોભી તૃષ્ણાને તૃપ્ત કરવા ખંડિયા રાજાઓ પાસે ધન નીચોવી એકઠું કરવામાં રોકાયો હતો, તેની તરફથી સંદેશો લઈ આ અમીર આવ્યો હતો.

તે દિવસ મને બહુ યાદ આવે છે. કલીઓપેટ્રા પોતાનો બાદશાહી પોશાક પહેરી મોટા દીવાનખાનામાં સૂખડના તખ્તપર વિરાજમાન હતી; આસપાસ અમલદારો ઉભા હતા જેઓમાં હું પણ હતો. આવા દબદબા વચ્ચે તેણે ઍન્ટનીના એલચીની મુલાકાત લીધી. ચોપદારને હુકમ થતાં દરવાજા ઉઘડ્યા. ગૅલિક સિપાહીઓના નિશાન અને નગારાનો અવાજ થઈ રહ્યો. રોમન સરદાર અંદર દાખલ થયો: તેણે સોનાનું બખ્તર પહેર્યું હતું, ઉપર કીરમજી રંગનો રેશમી ઝભ્ભો નાંખ્યો હતો, સાથે પોતાના સરદારો ભપકાદાર પોશાકમાં હતા. તેનો ચહેરો સુંદર અને નિષ્કપટી જણાતો અને શરીર નાજુક લાગતું હતું, પણ તેની આંખોના ચમકારાથી અને મગરૂર હોઠથી તેનો પાપી સ્વભાવ ઢાંકયો રહ્યો નહિ. ચોપદારે એનું નામ, એના ઓહદા તથા ખિતાબો પોકારવા શરુ કર્યા. તે કલીઓ-પેટ્રાની ભવ્ય ખુબસૂરતીપર વિસ્મિત થયેલા માણસની માફક સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. ચોપદાર બોલતો બંધ થયો, છતાં તેને સ્તબ્ધ ઉભો રહેલો જોઈ કલીઓપેટ્રા બોલી "અમીર ક્વિન્ટસ્ ડેલીયસ, મહાન્ ઍન્ટોનીઓ જે માર્સગ્રહની માફક મારા જેવા સર્વ કનિષ્ઠ રાજ્યકર્તાઓમાં એક થઈ પ્રકાશે છે, તેના એલચી પૈન્ટન, ભલે પધાર્યા! અમારા ગરીબ એલેકઝાન્દ્રીઆમાં તમે પધારી મોટું માન આપ્યું; હવે હુકમ ફરમાવો."

બંધો ડેલીયસ કંઈપણ બોલ્યા વગર જાણે અચરતીમાં ગરકાવ થઈ ગયો હોય તેમ ઉભો.

કલીઓપેટ્રા બોલી "અમીર બોલતા કેમ નથી? શું છે? એશિયામાં લાંબો કાળ ગાળવાથી શું અમારી ભાષા ભૂલી ગયા છો? તેમ હોય તો તમે કઈ ભાષા બોલો છો તે કહો; કારણ અમને સર્વ ભાષાનું જ્ઞાન છે." આખરે તે ધીમા પણ સ્પષ્ટ અવાજે બોલ્યો "ઓ મનોહર રાણી, મારી વાચા જતી રહેવાથી હું ન બોલી શકયો, તેને માટે ક્ષમા કરો. કાંતિની ઉત્કૃષ્ટ શોભા મૃત્યુ સમાન છે, તે આપણને શૂન્ય બનાવી મૂઢ કરી દેછે. મધ્યાહ્નકાળના સૂર્યના સામું જોવાથી પ્રકાશ સિવાય સર્વ અદૃશ્ય થઈ જાય છે, તેવી જ રીતે આપના સૌન્દર્યના ઓચતા પ્રકાશથી મારી મનઃશક્તિ સર્વ ભાન ભૂલી ગઈ!"

કલીઓપેટ્રાએ જવાબ દીધો "અમીર, સિલિસિયામાં મુખસ્તુતિ કરતાં શીખવવામાં બહુ તાલીમ મળતી જણાય છે!"

અમીરે જવાબ દીધો 'એલેકઝાન્ડ્રિયામાં કહેવત છે તેમ વખાણથી વાદળાં વિખરાતાં નથી; પણ હવે મારો સંદેશો મારે કહેવો જોઇએ. મિસરનાં રાણી, મહાન્ ઍન્ટોનીની મોહોર છાપના કાગળ આ છે અને તેમાં રાજ્ય-સંબંધી બાબત વિશે લખેલું છે; તમારી મરજી હોય તો ભર સભામાં વાંચું.

તેણે જવાબ દીધો; "ભલે મોહોર ઉખેડી વાંચો."

તેણે નમીને તે પ્રમાણે કીધું. ત્રિનર પ્રભુત્વ તરફથી ઍન્ટોનીયો કલીઓપેટ્રાને ઘટિત પ્રણામ કહાવે છે. અમારા જાણવામાં આવ્યું છે કે, કલીઓપેટ્રાએ પોતાના વચનનો ભંગ કરી પોતાની ફરજ વિરુદ્ધ ખૂની કેશીયસને લશ્કરી મદદ મોકલી, અમારી સામે થવાને બળવાન્ કીધો હતો; વળી એવું પણ અમને જણાવવામાં આવ્યું છે, કે તમે એક કાફલો એ જ મતલબથી તૈયાર કરવાનાં હતાં; તે કારણથી અમો તમને હુકમ ફરમાવીએ છીએ કે, તમારે એકદમ સિલિસિયામાં આવી મહાન્ ઍન્ટનીની હુજૂર આ બાબતનો ખુલાસો કરી જવો. વળી ચેતવણી આપીએ છીએ કે અમારા હુકમનો સત્કાર નહિ થશે તો ભારે જોખમમાં આવવું પડશે; પ્રણામ!"

આ ગર્વિષ્ઠ વાક્યો સાંભળી કલીઓપેટ્રાની આંખો ચમકી; કંચનના તખ્તપરના સિંહના મુખપર પોતાના હસ્ત ટેકવ્યા હતા, તે જોરથી દબાવી તે બોલી "ખુશામત પૂરી થઈ અને સ્વાદિષ્ઠ મીઠાઇથી કદાચિત્ ઝેર ચઢી જાય, એટલામાટે વિષહારક ઔષધ આવ્યું, વિષભંજક આવ્યું! ડેલીયસ, સાંભળ, પેલા પત્રમાં જણાવેલી સર્વ બીના જૂઠી છે, જે વિશે આ સર્વ હાજર રહેલા જાણે છે; પણ અમારાં કાર્યો અને અમારી રાજ્યરૂઢિ વિશે તમારી આગળ જવાબ આપવા કે તે વિશે વિવેચન કરી ખુલાસો આપવા હું ઇચ્છતી નથી તેમ જ અમારો દેશ છોડી દૂર પ્રદેશ સુધી મુસાફરી કરી એક બીકણ ગુનાહ-ગારની માફક ઍન્ટનીની હુજૂરમાં આવી ખુલાસો આપવો, એમ અમો ઇચ્છતાં નથી. આ બાબતો વિશે ઍન્ટનીને ખુલાસો લેવાની ઇચ્છા હોય તો સમુદ્રમાર્ગ કંઈ બંધ નથી. તે ભલે અહીં પધારે, અમો તેને લાયક બાદ-શાહી માન આપીશું. ઓ ડેલીયસ! તને અને ટ્રિયમ્‌વિરેટને અમારો એ જ જવાબ છે."

ક્રોધાયમાન છતાં જુસ્સો દબાવીને જેમ હાસ્ય કરે તેમ કરી ડેલીયસ બોલ્યો, "રાણી સાહેબ, તમે ઍન્ટની વિશે અજ્ઞાન જણાઓ છો. પત્રવ્યવ-હારમાં ઍન્ટની બહુ દયાહીન છે. મનુષ્યરક્તરૂપી શાહીમાં તેની ભાલારૂપી કલમ બોળી, તે લખતો હોય એમ તે લખે છે; પણ તેની સાથે વાતચિત કરતાં તે બહુ નમ્ર માલમ પડશે. લડવૈયામાં એના જેવો નમ્ર પુરુષ ભાગ્યે કોઈ પેદા થયો હશે. ઓ રાણી, મારી સલાહ સાંભળો તો પધારો, મને

આવા ક્રોધયુક્ત જવાબ દઈ વિદાય ન કરો. ઍન્ટની જો ઍલેક્ઝાન્ડ્રિયા તરફ આવશે તો એમ સમજજો કે, આ શહેરનું, એની રૈયતનું અને તમારું શું થશે તે કહી શકાતું નથી. તે આવશે, તો ફક્ત લડવાના ઇરાદાથી જ આવશે અને રોમના એકત્ર લશ્કર સાથે લડવાનું આપને બહુ મુશ્કિલ થઈ પડશે; તેથી હું વિનતિ કરું છું કે, આ સંબંધને માન આપી સિલિસિયા પધારો, સાથે લશ્કર નહિ પણ કીમતી બક્ષીસો લાવો, તમારી ખુબસૂરતી અને તેને વધારનારા કીમતી પોશાક આગળ મહાન્ ઍન્ટનીથી ડરવાનું કંઈ જ કારણ નથી.''

તે અટક્યો અને પોતાના બોલોનો મર્મ સમજાવતો હોય, એમ તેની તરફ જોઇ રહ્યો; પણ તેથી મારો જુસ્સો ઉશ્કેરાઇ આવ્યો અને મારું મોઢું લાલચોળ થઈ ગયું.

કલીઓપેટ્રા પણ સમજી અને પોતાના હાથપર હડપચી ટેકવી વિચાર કરતી બેઠી. થોડીક પળ આવી રીતે બેસી રહી અને કપટી ડેલી-યસ તેની સામું જોઈ રહ્યો. તખ્તની પાસે ઉભેલી સ્ત્રીઓમાં ચારમી-યન હતી, તે આ ભાવ સમજી હોય એમ તેના ચહેરા ઉપરથી જણાયું. વીજળીના ચમકારાથી જેમ કાળું વાદળું ઓચિંતુ સ્પષ્ટ જણાય, તેમ તેના ચહેરામાં ફેરફાર થયો. વળી તેનો ચહેરો ફિક્કો અને શૂન્ય જણાયો.

આખરે કલીઓપેટ્રા બોલી, "આ વિષયપર વિચાર કરવો જોઇએ, માટે ડેલીયસ, તમે અહીં રહો અને અમારી શક્તિ પ્રમાણે જે પરોણાગત થઈ શકે, તેનો લાભ લઈ મોજ કરો. દશ દિવસની અંદર તમને જવાબ મળશે."

એલચીએ થોડીવાર વિચાર કરી જવાબ દીધો; "ઠીક છે દશમે દિવસે હું જવાબ લેવા હાજર થઇશ અને અગિયારમે દિવસે કૂચ કરીશ."

કલીઓપેટ્રા તરફથી ઇશારો થતાં નિશાન નગારાનો અવાજ થયો અને તે નમીને વિદાય થયો.

—ૹૹૹ—

## પ્રકરણ ૧૦ મું.

### કલીઓપેટ્રાની વ્યથા; હર્મેચિસપ્રતિ તેની પ્રતિજ્ઞા; અને હર્મેચિસે કલીઓપેટ્રાને તેના ગુપ્ત ધનભંડારના રહસ્યની આપેલી સૂચના.

તે જ રાત્રે કલીઓપેટ્રાએ મને તેના ખાનગી આવાસમાં બોલાવ્યો. હું ત્યાં ગયો. તે ઉદાસ હોય એમ મને લાગ્યું; તેને આવા ઉંડા વિચારમાં

એટલી મેં કદી જોઈ નહોતી. તે એકલી જ હતી. જેમ એક બંદીખાનામાં પડેલી સિંહણ આમતેમ ફેરા મારે, તેમ તે ઓરડાના આરસપર ફેરા ફરતી હતી. સમુદ્રની સપાટીપર આસમાનનાં વાદળાંના આભાસથી ફેરફાર થાય છે, તેમ તેના મનના વિચારોથી તેના ચક્ષુમાં ફેરફાર થતો હતો.

તે જરા ઉભી. મારો હાથ પોતાના હાથમાં લીધો અને બોલી "હર્મેચિસ્, તું આવ્યો છે નહિ? વારુ તું મને આજ તારી સલાહ આપ. મને કદીપણ કોઇની સલાહની આજ સુધી જરૂર નહોતી. અરે ! ઈશ્વરે મારેમાટે કેવા દિવસ સર્જ્યા છે—સમુદ્રના જેવા અસ્થિર! બાળપણામાંથી જ મેં સુખ જોયું નથી, અને હવે કોઈ દિવસ જોઈશ એવું લાગતુ નથી. હર્મેચિસ્, હજી તારા ખંજરના સપાટામાંથી માંડ બચી છું, તેટલામાં વળી આ બીજી આપદા આવી પડી છે. જેમ દૃષ્ટિમર્યાદાની પેલીપાર વાદળાં ઘેરાઈ એકાએક ટૂટી પડે છે, તેમ વળી આ વાદળ ટૂટી પડ્યું છે. તેં પેલા મગરૂર બિલાડાના ચાળા જોયા? એને સપડાવી શકું તો મને કેવો આનંદ થાય! બિલાડીની માફક ઘુરકી ઘુરકીને તે કેવો બોલ્યો અને પોતાનું શરીર કેવો મરડતો હતો? અને વળી કાગળમાં કેવું લખ્યું હતું? એ વિવેકથી ભરેલા એન્ટનીને હું સારી પેઠે ઓળખું છું. જ્યારે હું ન્હાની હતી, મારી જુવાનીની કળીઓ ફૂટી હતી ત્યારે મેં તેને જોયો હતો. છતાં મારી આંખો બહુ વિચિક્ષણ હતી અને મેં તેનું ભવિષ્ય તરત જ બાંધ્યું. તે હરક્યૂલિસના જેવો કંઇક શૂરો અને કંઇક મૂર્ખ છે અને બુદ્ધિશાળી છતાં ઉતાવળો હોવાથી એની મૂર્ખાઈ જણાઈ આવે છે. એના લંપટ સ્વભાવને ખુશ કરનારાઓનું એની આગળ પરિબળ છે અને જો છેડાય તો કાળો નાગ પોતાના જે મિત્રોપર સ્નેહ રાખતો હોય છે, તેને માટે પોતાને નુકસાન થયા છતાં જાન આપે એવો છે. ઉદાર, બહાદુર અને વિપત્તિમાં ધીરો અને હિંમતવાન્, પણ સુખચેનના દિવસોમાં મદ્યપાન કરી ઇશકબાજીમાં મગ્ન રહેનારો છે. એવા ગુણો એન્ટનીના છે. દૈવયોગે એવા સારા સંજોગોને લીધે જેનો સિતારો પોતે નાલાયક છતાં ચઢતો છે તેવા માણસ સાથે કેમ વર્તવું? જોકે એવું કંઈ સદાએ ચાલવાનું નથી, એનો પણ વખત આવશે; પણ ત્યાં સુધી તો સારી આલમપર ધિક્કારથી ભલે હસી જુએ."

મેં જવાબ દીધો "એન્ટની ગમે તેવો પણ મનુષ્ય છે, અને આ વેળાએ એના દુશ્મનો ઘણા છે, અને મનુષ્યને હરાવી શકાય જ."

"હર્મેચિસ્, એ વાત ખરી, એની કંઈ બિસાત ન રાખીએ; પણ બીજા એવા ત્રણ છે. મૂર્ખાઓ જે દશાને પૂજે છે, તે દશાએ કેશીઅશ પૂજ્યા

પછી રોમની સ્થિતિ ઝાઝા માથાવાળા સર્પ સમાન થઈ છે. એકને મારો એટલે તરત બીજો ફૂફાડા મારતો નીકળશે. એક લેપીડસ કરીને ત્યાં છે બીજો યુવાન ઑક્ટેવિઅનસ છે તે વળી કલીઓપેટ્રા, એન્ટની અને વ્યર્થકોડીના લેપીડસ ત્રણને મારીને હાથ પણ ન ધુએ એવો છે. જો હું સિલિસિયા જતી નથી તો એન્ટની પારશીઅન સાથે મળી જશે અને તેઓ જે કંઈ મારે માટે કહેશે તે ખરું માનશે—જો કે એમાંનું ઘણું તો ખરું જ છે; અને સર્વ સૈન્ય લઈ મિસરપર ચઢી આવશે, તો પછી કેમ કરવું વારુ?"

"શું કરવું એટલે શું? આપણે તેને રોમ તરફ પાછો હાંકી કાઢીશું." મેં જુસ્સાથી જણાવ્યું.

"ઓહ! તું એમ કહે છે, અને જો ભાગ્ય યોગે, બાર દિવસ પહેલાં આપણે સાથે રમવા માંડેલી બાજીમાં જો હું જિતી ગઈ ન હોત, તો તું ફેરો થવાથી અત્યારે આની ઘણી જ સારી વ્યવસ્થા કરી શકત; કારણ કે તારા મુખમાંથી આજ્ઞા નીકળતાં જ આખા મિસર દેશના લોકો તને સહાયતા આપવામાટે તારા સિંહાસનની આસપાસ આવીને ભેગા થઈ જાત. પણ મને તેમ જ મારા ગ્રીક રક્તને મિસરના લોકો ચાહતા નથી. જેમાં અર્ધ મિસરદેશ ભેળાયલો હતો, તેવા તારા મારી વિરુદ્ધના પ્રપંચજાળને મેં વિના કારણ ભેદી નાખી છિન્નવિચ્છિન્ન કરી દીધું છે. શું ત્યારે આ મિસરના પ્રજાજનો મને બચાવવા માટે ઊભા થશે? જો મિસરના લોકો મારા તરફ વફાદારીનો દમ ભરતા હોય, તો હું એકલા એન્ટની સામે જ નહિ, પણ આખા રોમના બળ સ્હામે લડવાને અને તેને દાબી દેવાને શક્તિમતી થઈ શકું એમ છે; પણ મિસરની પ્રજા મને ધિક્કારે છે અને મિસરમાં રોમની સત્તા હોય તોય શું અને ગ્રીકનું રાજ્ય હોય તોય શું, એવી ધારણાથી મારામાટે લાગણી વગરની બની ગઈ છે. આટલી મુસ્કેલીઓ છતાં પણ જો મારો ખજાનો સુવર્ણથી ભરેલો હોત, તોય હું મારો બચાવ કરી શકત; કારણ કે, ધનના બળથી જેમ જૂના સૈનિકોને સંતોષ આપી શકાય છે તેમ જ નવા સૈનિકોને પણ યુદ્ધભૂમિમાં તત્કાળ લાવી શકાય છે. પણ મારી પાસે પૈસા નથી, તીજોરીનાં તળિયાં દેખાઈ આવ્યાં છે. જો કે મિસરની ભૂમિમાં ધનની ખોટ નથી, છતાં હું ઋણના ભાર તળે દબાઈ છું. આ યુદ્ધો મારા નાશને લઈ આવ્યા છે અને તેમાંથી ઊગરવાનો માર્ગ મને મળી શકતો નથી. હર્મેચિસ્, તું વંશપરંપરાના અધિકારથી પીરમિડોનો ધર્માધ્યક્ષ છે," તે મારી પાસે આવી અને મારી આંખોમાં પોતાની

દષ્ટિને તેણે એકાગ્ર કરી દીધી; "જો લાંબા વખતથી સંભળાતી આવેલી અફવા જૂઠી ન હોય, તો પીરેમિડમાં ક્યાંક પણ કોઈ મોટો ધન ભંડાર ગુપ્ત રીતે અવશ્ય પડેલો હોવો જ જોઇએ. તો, તારી આ જન્મભૂમિને નાશથી બચાવવામાટે અને મારા તારા પ્રતિના પ્રેમને બળાત્કારે ઍન્ટ-નીના હાથમાં જતો અટકાવવા માટે હું તે સુવર્ણને કયે સ્થળે હસ્તસ્પર્શ કરી શકીશ, તે તું કહી શકે એમ છે. પ્રિયતમ, કહે કે, એ વાર્ત્તા સત્ય છે ?"

હું થોડીવાર વિચારમાં પડી ગયો અને ત્યારપછી કહેવા લાગ્યો કે, "ધાર કે, એ દંતકથા સત્ય હોય, અને એમ ભૂમિના સંકટસમયમાટે અતિશય પુરાતન શક્તિમાન્ ફેરોના હાથે દટાયલો એ ધનભંડાર હું તને બતાવી પણ શકું; છતાં તે ધનનો તું કેવળ મિસર દેશના કલ્યાણ માટે જ વ્યય કરવાની છે, એની મને શી ખાત્રી વારુ ?"

"ત્યારે તેવો કોઈ ગુપ્ત ધનભંડાર અસ્તિત્વમાં તો છે ખરો ને ?" રાણીએ વિલક્ષણતાથી પૂછ્યું, "જોજે મને ઠગીશ નહિ. મરુભૂમિમાં જેવી રીતે જળનો ભાસ માત્ર પણ મહા આનંદ આપે છે, તેવી રીતે અત્યારે—આવા સંકટના સમયમાં ધનનું નામ માત્ર પણ મહા સુખકારક થઈ પડે છે."

"મારી માન્યતા છે કે, એવો કોઈ ગુપ્ત ધનભંડાર છે ખરો; તો જો કે, અત્યારસૂધીમાં મેં પોતે તે ધનભંડાર જોયો નથી. છતાં હું એટલું તો જાણું છું કે, જો તે ધન પોતાની અસલ જગ્યામાં જ પડ્યું હોય તો તેનું કારણ એટલું જ છે કે, જો એમની ભૂમિના કલ્યાણ વિના બીજી પોતાની સારી કે નઠારી કોઈપણ આવશ્યકતા માટે કોઈપણ એ ધનને હસ્ત-સ્પર્શ કરે, તો તે શાપનો ભોગ થાય છે. એટલામાટે જ ત્યારપછી થઇ ગએલા જે કેટલાક ફેરોને એ ખજાનો બતાવવામાં આવ્યો હતો, તેમાંના કોઇએ પણ પોતાના સંયોગો ગમે તેવા ને ગમે તેટલા નિરાશાજનક હોવા છતાં તેને હાથ અડકવાની હિંમત કરી નહોતી." મેં જણાવ્યું.

"ત્યારે તો ખરેખર," તે કહેવા લાગી, "તેઓ કાં તો ભીરુ હોવા જોઇએ અથવા તો તેઓ આટલા બધા નઠારા સંયોગમાં નહિ સપડાયલા હોય. હર્મેચિસ્, મને તું એ ખજાનો મેહરબાની કરીને બતાવીશ ?"

"બહુધા." મેં ઉત્તર આપ્યું, "જો તે ખજાનો ત્યાં જ હશે, અને તું રોમન્ ઍન્ટનીના આઘાતથી મિસરને રક્ષવામાં અને મિસરની પ્રજાના કલ્યાણમાટે જ એ ધનનો ઉપયોગ કરવાની છે, એવી પ્રતિજ્ઞા કરીશ, તો હું તને તે અવશ્ય બતાવીશ."

"હું તેમ વર્ત્તવાની પ્રતિજ્ઞા કરું છું!" તેણે આતુરતાથી કહ્યું. "ઓહ, હું એમમાંના પ્રત્યેક દેવના સોગંદ લઈને કહું છું કે, જો તું મને તે મહાધન ભંડાર બતાવીશ, તો હું અવશ્ય ઍન્ટનીને હરાવીશ અને ડેલિયસૂને તેણે સંભળાવ્યા હતા તેના કરતાં વધારે તીવ્ર શબ્દો સંભળાવીને સિલિસિયા તરફ પાછો હાંકી કાઢીશ. એના કરતાં પણ હું કાંઈક વધારે કરી બતાવીશ; હુમેંચિસ્, અને તે એ કે, જેમ બનશે તેમ અલ્પ સમયમાં જ હું તને સમસ્ત જગત્ સમક્ષ મારા સ્વામી તરીકે સ્વીકારીશ અને તેથી એ રોમન્ ગીધડાને મારી હટાવવાની વ્યવસ્થાનું કાર્ય તારાપર જ આવી પડશે!"

તે, સત્ય પૂર્ણ અને આતુરતા ભરી આંખોથી મારી સ્હામે ટીકીને આ પ્રમાણે બોલી. મારો તેના વચનમાં વિશ્વાસ બંધાયો, અને મારો અધઃપાત થવા પછી આજે જ પ્રથમવાર, હું હજી બધું ખોઈ બેઠો નથી અને જેને હું ચાહું છું, તે કલીઓપેટ્રાના સમાગમથી મારાં સ્થાન અને સત્તાને હું પાછાં મેળવી શકીશ, એવી આશાથી મને આનંદનો ઉમળકો આવ્યો.

"ત્યારે, કલીઓપેટ્રા, કર પ્રતિજ્ઞા!" મેં કહ્યું.

"મારા વ્હાલા, હું તે પ્રતિજ્ઞા કરું છું! અને મારી તે પ્રતિજ્ઞાને આવી રીતે મારી રાજમુદ્રાથી અંકિત કરું છું!" એમ કહીને તેણે મારા ભાલપ્રદેશને ચુંબન કર્યું, અને મેં પણ તે જ પ્રમાણે તેને ચુંબનનો સ્વાદ ચખાડ્યો. એ પછી, પરણીને પતિપત્ની થવા પછી અમારે શું શું કરવું અને રોમન સત્તાનો પરાજય કેવી રીતે કરવો, એ વિશેની અમે વાતચીત કરવા લાગ્યાં.

આવી રીતે હું પાછો મુગ્ધ બન્યો; અને અદ્યાપિ હું માનું છું કે, જો ચારમીયનના દ્વેષીલા કોપે એક નવું વિઘ્ન ઉપસ્થિત ન કર્યું હોત, કે જે કોપ તેને શર્મ ઉપજાવનારાં તાજાં કૃત્યો તરફ આગળ ધકેલતો હતો, તો કલીઓપેટ્રા અવશ્ય મારી જોડે પરણી હોત અને રોમનો સાથેના સર્વ સંબંધને તેણે તોડી નાખ્યો હોત. જો એમ થયું હોત, તો પરિણામે તે તેને પોતાને તેમ જ મિસર દેશને પણ લાભકારક જ થઈ પડત.

મોડી રાત સુધી અમો વાતચીત કરતાં બેઠાં. પૃથ્વીની સપાટીની નીચે છૂપાવેલી દોલતનો કંઈક ભેદ મેં તેને કહ્યો અને સવારના અમારે ત્યાં જવું અને તેના શોધમાં મંડવું, એવો નિશ્ચય કીધો. તે પ્રમાણે બીજે દહાડે સવારના વહેલા છૂપી રીતે એક હોડી તૈયાર કરવામાં આવી અને મિસર દેશની કોઈએક અમીરજાદી તીર્થાટન કરવા નીકળી હોય તેવો વેશ કલીઓપેટ્રાએ લીધો અને અંદર બેઠી. મેં પણ એક યાત્રાળુનો વેશ લીધો. અમારી સાથે ખલાસી તરીકે દશ વિશ્વાસુ નોકરને લીધા, પણ ચારમીઅન

અમારી સાથે આવી નહિ. નાઇલના મુખમાંથી સારો પવન અમને લાગ્યો ને મધ્યરાત્રે સાયસ પુગ્યાં. અહીં અમે જરા થોભ્યાં, સવારના વળી હોડી હંકારી અને આખો દિવસ ઝડપથી મુસાફરી કરતાં પહેલી રાત થતાં એબીલોન નામના કિલ્લા નજીક આવ્યાં. અહીં સામે પાર બરુની ઝાડીમાં અમારી હોડીને અમે નાંગરી.

ચાંદની રાત હતી, કલીઓપેટ્રા, હું અને એક વિશ્વાસુ નપુંસક નોકર બે માઇલ દૂર પીરેમીડસ હતી. તે તરફ પગે છૂપાછૂપ ચાલ્યાં ને બીજા નોકરોને હોડીમાં રહેવા દીધા. એક ખેતરમાં એક ગધેડું ભટકતું હતું, તેને પકડી તેનાપર એક ઝભ્ભો નાખી કલીઓપેટ્રાને બેસાડીને તે ગધેડાને જે રસ્તા હું જાણતો હતો તે રસ્તે દોર્યું. નોકર અમારી પાછળ પાછળ આવતો હતો. એક કલાક ધોરી રસ્તે આવી રીતે અમો ચાલ્યાં, એટલે પીરેમીડો દેખાવા લાગી. ચંદ્રમાના પ્રકાશથી તેમનો દેખાવ બહુ ગંભીર જણાતો હતો, આસપાસ કબરો નજરે પડતી હતી, મરણ પામેલાઓના આ જાદૂઈ શહેરમાં થઈ અમો ચુપચુપ ચાલ્યાં. આખરે અમો એક ટેકરીપર ચઢ્યાં અને ખુફુના ભયંકર તખ્ત ખુફુખુત, જેનો કાળો પડછાયો આસપાસ પથરાયો હતો તેની નજીક આવ્યાં. તેના આરસપર અગણિત છૂપાં ચિન્હો જણાતાં હતાં, તે તરફ કલીઓપેટ્રા જોઈ રહી અને ધીમે સ્વરે બોલી; "ખરેખર તે વખતમાં અહીં દેવો વસ્તા હશે. મનુષ્યોનું આ કામ હોય નહિ. અહીં ભયંકર શાંતિ જણાય છે. આપણે શું અહીંથી અંદર જવાનું છે?"

મેં જવાબ દીધો "નહિ અહીંથી નહિ, આગળ ચાલો." હજારો પુરાતન કબરો વચ્ચેથી અમો આગળ ચાલ્યાં. પુરની મહાન્ પીરેમીડ નજીક આવ્યાં ને ત્યાં તેની વાળટોચ આકાશને અડતી હોય એમ જણાયું. તે વળી ધીમેથી બોલી "શું આ જગ્યાએ આપણે અંદર જવાનું છે?" મેં કહ્યું "નહિ; આ નહિ આગળ ચાલો."

બીજી કેટલીક સમાધિઓ છોડી આગળ ચાલ્યાં. આખરે દેવીની પીરેમીડ આવી એટલે ઉભાં—તેના ચળકતા આરસને હજારો વર્ષ થયાં છતાં આરસીની માફક સફાઇદાર હતા, તે તરફ કલીઓપેટ્રા અજાયબીથી જોઈ રહી. તે પીરેમીડના પાયા આગળ કાળા પથ્થરો જડેલા હતા, જેથી તેની શોભામાં વધારો થતો હતો. સર્વ પીરેમીડોમાં આ અનુપમ પીરેમીડ હતી."

તેણે પૂછ્યું "અહીંથી આપણે અંદર જવાનું?"

મેં કહ્યું "હા અહીંથી."

પીરેમીડના તળીયાની અને મેનકુદેવના દેવળની વચ્ચે થઇ અમે ચોગરદમ ફર્યાં. ઉત્તર તરફ આવ્યાં ત્યારે જે મેનકુદેવે સમાધિ બાંધી એમ ભૂમિના હિત માટે દ્રવ્ય ભરી રાખ્યું હતું, તેનું નામ કોતરેલું નજરે પડ્યું.

મેં કલીઓપેટ્રાને કહ્યું "મારા પહેલાં મારા વડવાના વખતમાં દ્રવ્ય હૈયાત હતું અને જો હજી પણ હશે તો કલીઓપેટ્રા, છેક ઉંડાણ ભોંયરામાં તે હોવું જોઇએ અને ઘણા પરિશ્રમ તથા દેહશત ખમ્યા વગર તે મળી શકવાનું નથી–બોલ, તું અંદર દાખલ થવાને તૈયાર છે? તારે જાતે જ આવવું પડશે અને દૃઢ વિચાર બાંધવો પડશે."

કંઇક નાહિંમત થવાથી તે બોલી, "હર્મેચિસ્, આ નોકર સાથે તું જઈ તે લાવી નહિ શકે?"

મેં કહ્યું "નહિ, કલીઓપેટ્રા, તારે ખાતર કે મિસરના ભલા ખાતર પણ હું કદી તેમ કરીશ નહિ. સર્વ કરતાં આ ઘોર પાપ છે, પણ મારી સત્તાની રુએ હું આટલું કરી શકું છું કે, છૂપા ભેદના જાણનાર તરીકે એમના રાજાના ભંડારની જગ્યા દેખાડી ઉપર લખેલી ચેતવણી વાંચી બતાવી શકું અને તે સાંભળ્યા બાદ રાજ્યકર્તા ફેરો એમ ધારે કે, એમના ભલામાટે ખરેખરી જરૂર છે અને મરણ પામેલાના શાપથી ન ડરતાં દ્રવ્ય લેવા તૈયાર થાય તો ભલે; કારણ, પછી સર્વ દોષને પાત્ર તે રાજા છે. એવું કહેવાય છે કે જરૂર પડતાં ત્રણ રાજાઓ વારાફરતી અંદર દાખલ થયા હતા; પણ ત્રણમાંથી એકેની હિંમત ચાલી નહિ; કારણ, જો કે તેઓ ઘણા તંગીમાં હતા, છતાં એવું કામ કરવા જેટલી તંગી નહોતી, તેથી રખે તેમનો શાપ લાગે એમ ધારી દિલગીરીથી પાછા ફર્યા હતા."

તેણે એક પળ વિચાર કર્યો. આખરે તેની બીક જતી રહી. તે હિંમતમાં આવી અને બોલી, "બીજું કાંઈ નહિ તો હું નજરે નજર તે જોઇશ."

મેં કહ્યું, "ઠીક ત્યારે" પછી એક ચોક્કસ જગ્યાએ મેં અને પેલા નોકરે એક મનુષ્યના જેટલી ઉંચાઇનો પથ્થરનો ઢગલો ખડક્યો અને પછી તે ઉપર ચઢી હું એક છૂપી નિશાની શોધવા લાગ્યો. તે એક પાંદડા કરતાં ન્હાની નિશાની હતી અને મહા મેહનતે તે હાથ લાગી. કાળે કરીને આવા મજબૂત પથ્થરો પણ ઝાંખા થયા હતા. પછી ચોકસ રીતે ત્યાં મારા સઘળા જોરથી દબાણ કીધું. ઘણાં વર્ષો વીતી ગયાં હતાં, છતાં પથ્થર ખસ્યો અને એક માણસ અંદર ધુટણીએ પેસી શકે એટલો માર્ગ થયો. જેવો તે પથ્થર ખસ્યો કે, અંદરથી એક જબરો વાગલો ઊઠ્યો. આવો મોટો વાગલો જાણે ઘણા કાળનો તે હોય, તેમ તેનો શ્વેત વર્ણ સૂચવતો

હતો. તે બહાર ઉડી કલીઓપેટ્રાના માથાપર થોડીવાર પાંખ ફફડાવી ધીમે ધીમે ઉંચે ઉડ્યો અને આખરે અદૃશ્ય થઈ ગયો. પણ કલીઓપેટ્રાએ તેથી બીને ચીસ પાડી અને પેલો નોકર પીરેમીડની ચોકી કરનાર તે કોઈ ભૂત હશે એમ ધારી મૂર્છાગત થઈ ગયો. અને જો કે હું કંઈ બોલ્યો નહિ છતાં મને પણ ડર લાગ્યો. કારણ કે હજી પણ હું એમ જ ધારૂં છું કે, મનકુઆરાનો આત્મા પોતાના પવિત્ર રહેઠાણનો ત્યાગ કરી, વાગલાનું રૂપ ધારણ કરી, અમને ચેતવણી આપી ઉડી ગયો હતો.

હવાની આવજાવ થઈ, અંદરની હવા સ્વચ્છ થાય તેટલા માટે જરા હું થોભ્યો. પછી અમો ફાનસો લાવ્યાં હતાં તે સળગાવ્યાં—અને અમો ત્રણે અંદર દાખલ થવાના દરવાજા આગળ આવ્યા પછી પેલા નોકરને બાજૂએ લઈ જઈ અંદર જે કંઈ જુએ તે ગુપ્ત રાખવા સોગંદ આપ્યા.

તે નોકર ધાસ્તીથી એવો બી ગયો હતો કે, ધ્રૂજતાં ધ્રૂજતાં તેણે સોગંદ લીધા. તે બિચારાએ ખરે જ સોગંદ પાળ્યા.

પછી મારી કમરે દોરડું બાંધી હું અંદર દાખલ થયો અને કલીઓ-પેટ્રાને મારી પાછળ આવવા કહ્યું. પોતાનો પોશાક સંકોચી તે આવી અને મેં તેને ખેંચી લીધી. અમો અંદરના ગ્રેનાઇટ પથ્થરથી જડેલા રસ્તામાં ઉભાં. પછી પેલો નોકર પણ દાખલ થયો. મારી સાથે જે નકશો હું લાવ્યો હતો અને જેનો ભાવ મારા સિવાય કોઈ સમજી શકે તેમ નહોતું અને જે એકતાળીશમી પહેડીથી મારા વારસામાં ઊતરી આવ્યો હતો, તે નકશો તપાસી તેમાં જણાવ્યા પ્રમાણે સમાધિ તરફ એક અંધારે રસ્તે થઈ ગુપચુપ ચાલ્યાં. અમારા દીવાના ઝાંખા અજવાળાના આધારે અમો એક ઘણા ઢળાણવાળે માર્ગે ઉતર્યાં. અંદરની ગરમ અને બંધ હવાથી અમો હાંફવા લાગ્યાં હવે બાંધકામ પૂરું થએલું જણાયું; ખડકમાં કોરેલો બહુ ઢાળવાળો રસ્તો આવ્યો. તે રસ્તે અમે આશરે વીશેક પગલાં ચાલ્યાં, એટલે ઢાળ ઓછો થતો જણાયો અને એક ઓરડામાં અમે આવી પહોંચ્યાં. આ ઓરડાને સફેદ રંગ દીધો હતો અને તેની છત એટલી નીચી હતી કે, અમો ભાગ્યે જ ટટાર ઉભાં રહી શકયાં. તેની લંબાઈ આશરે દશફીટ હશે અને પહોળાઈ સાડા સાત ફીટ હશે. ચોકરદમ કોતરેલી લાદીઓ જડેલી હતી. અહીં કલીઓપેટ્રા બેસી ગઈ. ગરમી તથા અંધારાથી શ્રમિત થવાથી થાક ખાવા બેઠી.

મેં કહ્યું "ઉઠ! આપણે અહીં ખોટી થવું ન જોઇએ; નહિ તો મૂર્છાગત થઈ જઇશું."

તે ઉઠી અને અમો એકમેકનો હાથ પકડી આગળ ચાલ્યાં. તેટલામાં એક મજબૂત બારણું અમારી નજરે પડ્યું. ફરી પેલો નકશો મેં તપાસી જોયો અને એક ચોક્સ પથ્થરપર મારા પગનો ભાર દઈ ઉભો, એટલે એકાએક ન સમજ પડે તેવી રીતે ખડકમાંથી રસ્તો થયો. અમો તે પસાર કરી આગળ ગયાં, એટલે વળી બીજું બારણું આવ્યું. મેં અમુક પથ્થર દબાવ્યો અને પોતાની મેળે બારણું ઉઘડી ગયું. અમો અંદર ગયાં અને વળી ત્રીજું બારણું આવ્યું. આ સર્વથી મોટું અને મજબૂત હતું. મારા ખાનગી નકશાને આધારે મેં તેમાંના એક પથ્થરપર ધીમેથી લાત મારી અને જાણે કંઈ જાદુઈ શક્તિથી તે બારણું જમીનમાં ઉતરી ગયું. અમો આગળ ચાલ્યાં, વળી એક ઢોળાણવાળો રસ્તો આવ્યો. તે રસ્તે ચૌદ પગલાં ચાલ્યાં એટલે કાળા પથ્થરના એક વિશાળ ઓરડામાં પહોંચ્યાં. આ ઓરડો નવ હાથ ઉંચો પહોળો હતો અને ત્રીશ હાથ લાંબો હતો. તેમાં એક પથ્થરની મોટી પેટી જોવામાં આવી. તેના ઢાંકણાપર મેન-કુવારાનાં નામ તથા ઇલકાબો કોતરેલાં હતાં. અહીં હવા સ્વચ્છ જણાઈ ને આનો શો ભેદ હતો, તે હું સમજી શક્યો નહિ. કલીઓપેટ્રાએ દમ ખાતાં ખાતાં પૂછ્યું “શું ખજાનો અહીં છે?” મેં જવાબ દીધો “નહિ મારી પાછળ આવ” અને અમો આગળ ચાલ્યાં. તે ઓરડામાંથી નીચે જવાનો એક રવેશ હતો તે રસ્તે અમો ગયાં. એનું બારણું છૂપી કળથી ઉઘડે એવું બનાવવામાં આવ્યું હતું, પણ તે બારણું ઉઘાડું જ માલમ પડ્યું. આ રસ્તે અમો દશ પગલાં ચાલ્યાં એટલે એક સાત હાથ ઉંડા કુવા આગળ આવ્યાં. જે દોરડું અમો લાવ્યાં હતાં તેનો એક છેડો મારી કમ્મરે મજબૂત બાંધી બીજો છેડો ખડકમાં એક કડું હતું તેને બાંધી હું નીચે ઉતર્યો. હવે દેવતાઈ મેનકુવારાની કબરના છેલ્લા ભાગમાં હું આવી પહોંચ્યો. પછી દોરડું પેલા નોકરે પાછું ખેંચી લઈ કલીઓપેટ્રાની કમ્મરે બાંધી તેને ઉતારી. મેં તેને મારા હાથમાં ઝીલી લીધી. અમો પાછાં આવીએ ત્યાં સુધી ત્યાં જ ઉભા રહેવા નોકરને કહ્યું. બીકથી એકલા રહેવું નાપસંદ લાગ્યું, પણ નાચાર થઈ તે તાબે થયો. તેને અંદર દાખલ કરવો, એ ધર્મ-વિરુદ્ધ હતું.

# પ્રકરણ ૧૧ મું



## પૂજ્ય મેનકુઆરાની કબ્ર; મેનકુઆરાની છાતીપરના લેખ; ધનભંડારની પ્રાપ્તિ; સમાધિસ્થાનનિવાસી; અને પવિત્ર સ્થાનમાંથી કલીઓપેટ્રા તથા હર્મેચિસનું પલાયન

અમો જ્યાં ઉભાં હતાં તે ઓરડો ન્હાનો ઘુમટદાર હતો અને તેની દીવાલ મોટા કાળા પથ્થરથી ચણેલી હતી. અમારી સામે મેનકુવારાના શબની પેટી હતી. લોઢાના રંગના સળંગ પથ્થરમાંથી તે પેટી બનાવવામાં આવી હતી, તેનો ઘાટ લાકડાના ન્હાના ઘરના જેવો બનાવ્યો હતો અને સુવર્ણના મુખવાળા સ્ફીંકસના આસનપર તે પેટી મૂકેલી હતી.

આ પવિત્રાલયની ગંભીર શૂન્યતાથી સ્તબ્ધ થઈ અમોએ કેટલીક પળ સુધી જોયા કર્યું. પૃથ્વીની અંદર ઘણા ઉંડાણમાં અમો હતાં. ઉંચે જોઈએ તો આસમાનને પહોંચે એવી મોટી પીરેમીડ હતી. સમાધિસ્થાનમાં અમે એકલાં હતાં. અચેતન દેહને તેના સ્થળમાંથી અમારે ખસેડવાનું હતું. હવાનો ગણગણાટ કે કોઈ પ્રાણીનો દેખાવ દુનિયાનું સ્મરણ કરવવાને કે તે સ્થળની શાંતિને ઓછી કરવાને ત્યાં નહોતાં. મ તે પેટી તરફ નજર કરી. તેનું ભારે ઢાંકણું ઉઘાડું હતું. તેની એક બાજુએ તે લટકી રહ્યું હતું. કાળના કાળ સુધી તેને કોઈએ પણ હાથ લગાડ્યો નહિ હોય એવું ઉપર ચોંટેલી ધૂળપરથી જણાતું હતું.

દીવાલપરના પુરાતન કાળની ભાષામાં લખેલા રંગીન લેખ તરફ આંગળી કરી ધીમેથી મેં કહ્યું "જો."

કલીઓપેટ્રાએ પણ તેવા જ ધીમા સ્વરે જવાબ દીધો. "હર્મેચિસ્, તું વાંચ, હું એ સમજી શકતી નથી." પછી મેં નીચે પ્રમાણે વાંચ્યું.

"આ સમાધિમાં હું રામીસીસ્ મારી ગરજના વખતે આવ્યો હતો, મને પૈસાની ઘણી જરૂર હતી, હું ઘણો હિંમતવાન્ હતો, છતાં મેનકુવારાના શાપથી બીધો હતો. મારી પછી જે આવો તે બરાબર વિચાર કરજો અને પોતાનું મન પવિત્ર હોય અને એમ બહુ દુઃખી હોય તો જે હું લઈ નથી જતો તે લઈ જવું!"

તે બોલી "ત્યારે ખજાનો ક્યાં છે? શું પેલું સ્ફીંકસનું સુવર્ણનું મોઢું ખજાનામાં છે?"

પેટી તરફ આંગળી કરી મેં કહ્યું "ત્યાં છે, નજીક જા અને જો!'
મારો હાથ ઝાલી તે પાસે ગઈ.

ઢાંકણું ઉઘાડું હતું છતાં ફેરોનું રંગીન કોફીન (શબની પેટી) અંદર હતું. અમો સ્ફીંકસપર ચઢયાં અને ઉપરની ધુળ ઉડાડી ઢાંકણાપરનો લેખ વાંચ્યો, જેમાં નીચે પ્રમાણે લખેલું હતું;–

"ફેરો રાજા મેનકુવારા, દેવતાઈ પુત્ર.
"ફેરો રાજા મેનકુવારા, સૂર્યવંશી રાજપુત્ર.
"ફેરો રાજા મેનકુવારા, નાઉટનો પુત્ર.
"માતા નાઉટ જેની પોતાના પવિત્ર નામરૂપ મંત્રથી રક્ષા કરે છે.
"તારી માતાનું નામ તેજ સ્વર્ગનો ભેદ છે.
"નાઉટ તારી માતા તને દેવતાની પદવીએ પહોંચાડે છે.
"તારી માતા નાઉટ તારા દુસ્મનોનો માત્ર ફુંક મારી નાશ કરે છે,
"ફેરો રાજા મેનકુવારા જે અમર છે!"

તેણે વળી પૂછયું. "પણ ખજાનો કયાં છે? અહીં દેવતાઈ મેનકુવારાનું શબ છે પણ તેનું શરીર કંઈ સુવર્ણનું નથી અને પેલું સ્ફીંકસનું મુખ જો સુવર્ણનું હોય, તોપણ તે છૂટું શી રીતે પડે?"

કંઈ પણ જવાબ ન દેતાં મેં તેને સ્ફીંકસપર ઉભા રહી અંદરની પેટીનો ઉપલો ભાગ પકડવા કહ્યું અને મેં નીચલો ભાગ પકડ્યો અને અમે પેટી ઉંચકી. ઢાંકણું છૂટું હોવાથી નીકળી આવ્યું, જે અમે જમીનપર મૂકયું. અંદર ફેરો રાજાનું મશાલા ભરેલું પ્રેત હતું, ત્રણ હજાર વર્ષ ઉપર જેવી રીતે મૂકેલું હતું, તેવી જ સ્થિતિમાં હતું, તે કદાવર પણ કદરૂપું હતું. હાલના રિવાજ માફક તેના મોઢા ઉપર સોનાનો બુરખો પણ નહોતો; માથા પર ફક્ત કપડાં વીંટાળ્યાં હતાં કે જે કાળે કરી પીળાં જીર્ણ થઈ ગયાં હતાં. આ કપડાંપર ગુલાબી પટીઓ વીંટાળેલી હતી અને તેની નીચે કમળની કળીઓ હતી. છાતીપર કમળના હાર હતા અને એક સોનાનો લેખ હતો, તે દેવતાઈ ભાષામાં લખેલો હતો. મેં તે નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો;–

"હું મેનકુવારા ખેમભૂમિનો રાજા, હમેશાં સત્યથી ચાલનાર, કુદરતના નિયમો પાળી ધર્મમાં વર્તનાર–હું કે જે આદિ અને અંત છું તે મારી પછી ક્ષણમાત્ર મારી ગાદી ભોગવનારને મારા સમાધિમાંથી કહું છું. સાંભળ, મને એક સ્વપ્ન થયું હતું કે, એક વખત એવો આવશે કે જ્યારે ખેમને પરદેશીઓ જિતી જવાની અણીપર હશે અને તે વખતે તે કાળના રાજાને એ જંગલીઓને હાંકી કાઢવાને સૈન્ય ઉભું કરવા પૈસાની ગરજ પડશે;

તેથી તે વખતનેમાટે અગમચેતીથી આ પ્રમાણે મેં કીધું છે, હોરસના વખતથી જે જે રાજા થઈ ગયા, તે સર્વના કરતાં મને ઇશ્વિરે ઘણી દોલત આપી; હજારો ઢોરો અને હંસો, હજારો ગાય અને ગધેડાં, હજારો મણ અનાજ અને અસંખ્ય નાણું અને ઝવેરાત ઈશ્વિરે મને આપ્યાં. એ સર્વ મેં કરકસરથી વાપરી બાકી રહ્યું તેમાંથી કીમતી જવાહિર પાનાં ખરીદ્યાં, દુનિયામાં સર્વથી મોટાં અને અમૂલ્ય પાનાં ખરીદ્યાં. આ જવાહીરોનો ખેમના આપત્તિકાળને માટે મેં સંગ્રહ કરી રાખ્યો છે. કદાચ એવું બને કે સૃષ્ટિપર પૈસાના લોભથી માત્ર સ્વહિતને માટે પાપી નિષ્ઠાથી આ ખજાનો હાથ કરવા કોઈ તૈયાર થાય, તેથી સાંભળ, ઓ હવે પછી પેદા થનાર માનવી! હું નાઉટ માતાના ઉદરમાંથી કહું છું તે સાંભળ. જો ખેમના શત્રુઓને હરાવી ખેમનું રક્ષણ કરવા પૈસો જોઇએ તો ડર નહિ, ઢીલ ન કર. પણ મારા સમાધિમાંથી મને ખેંચી કાઢ. મારા પ્રેતને વીંટાળેલાં કપડાં કાઢી નાખ અને મારા કલેજામાંથી જે નીકળે તે લે અને સૌ સારું થશે. હું તને એટલું જ તેના બદલામાં કહું છું કે, મારાં હાડકાં એકઠાં કરી પાછાં ખાલી પેટીમાં નાખવાં. પણ જો આવી જરૂરત તને ન હોય અને તારી બુદ્ધિ મલિન હશે તો મેનકુવારાનો શાપ તને લાગશે. મરણ પામેલાઓની કબર ભાંગવાનું પાપ લાગશે! દગાખોરને જે શિક્ષા છેવટે મળે છે, તે તને મળશે! નાસ્તિક, દેવનિંદકને જે પાપ લાગે છે તે તને લાગશે! તારી જિંદગી દુઃખના સમુદ્રમાં પૂરી થશે! તારું મૃત્યુ કમોતે થશે! અને અનાદિ કાળ સૂધી નરકમાં પચ્યા કરશે! આમેન્ટીમાં ઓ પાપી, હું તને સાક્ષાત્ મળીશ!

"આ ગુપ્ત ભેદ કોઇ ન જાણે તે કારણથી મેં મારી મૂર્તિપૂજાને માટે એક મંદિર ઉભું કર્યું છે જે આ મારા સમાધિની પૂર્વે બાંધેલું છે; એ મંદિરના વડા પૂજારીને આ ભેદનો વારસો મળશે અને જો કોઈ પણ પૂજારી રાજા અથવા રાણી સિવાય બીજાને એ ભેદ જણાવશે તો તે પણ તે જ શિક્ષાને પાત્ર થશે. આ પ્રમાણે મેનકુવારાએ લખ્યું છે. માટે ઓ માનવી! જ્યારે તું અહીં ઉભો રહી આ વાંચે ત્યારે હું નાઉટના ઉદરમાંથી બોલું છું એમ જ જાણજે! અને અપક્ષપાત વિચાર કરજે. અને જો તું પાપી નિષ્ઠાથી ખોટો તોલ કરશે તો યાદ રાખજે કે, ઉપર લખેલા સર્વ શાપમાંથી તારો કોઈ પણ કાળે છૂટકો થશે નહિ. પ્રણામ, છેલ્લી સલામ."

મેં ગંભીરતાથી કહ્યું "ક્લીઓપેટ્રા, તેં સર્વ સાંભળ્યું છે, માટે હવે તું તારા મનનો મેલ કાઢી તોલ કર અને તારા ભલાને માટે ડહાપણથી નિષ્પક્ષ તોલ કરજે."

તેણે નીચું માથું કર્યું અને થોડી વાર વિચારમાં ઉભી; પછી જવાબ આપ્યો કે, "આ કામ કરવા મારી હિંમત ચાલતી નથી; ચાલો આપણે અહીંથી પાછાં જઇએ."

મારું મન જરા શાંત થયું અને મેં કહ્યું, "ઘણું સારું;" કારણ, મને પણ ધાસ્તી લાગતી હતી.

"વારુ દેવતાઈ મેનકુવારાના લેખમાં શું લખ્યું છે, અમૂલ્ય પાનાં? પાનાં વિશે કહ્યું નહિ? હાલ એ જવાહીર બહુ કીમતી છે અને મળવું બહુ મુશ્કેલ છે. એ મને બહુ પ્રિય છે અને એબવગરનું પાનું મારા જોવામાં પણ આવ્યું નથી."

મેં કહ્યું "ક્લીઓપેટ્રા, તને શું પ્રિય છે તે વિચારવાનું નથી; એમને તેની જરૂર છે કે નહિ અને તારું મન સ્વચ્છ છે કે નહિ તે જોવાનું છે; તેથી તે વિશે તું વિચાર કર; કારણ કે તેનો વિચાર તારા સિવાય બીજું કોઇ કરી શકે નહિ."

"હુમેચિસ, ખરું કહ્યું ખરું! પણ શું એમને એની અગત્ય નથી? તીજોરીમાં ખજાનો છે નહિ અને તે સિવાય રોમનોની સામે હું ટક્કર શી રીતે ઝીલી શકું? મેં શું સોગંદ નથી લીધા કે, તારી સાથે લગ્ન કરી રોમનોને હાંકી કાઢવા? અને આ રાજાના શબપર હાથ મૂકી હું સોગંદ લઉં છું કે, હું તેમ જ કરીશ. હું તો એમ જ ધારું છું કે, મેનકુવારાને જે સ્વપ્ન આવ્યું હતું તે આજ વખતને માટે હતું. તુ પણ વિચાર કરશે તો એમ જ જણાશે. જો તેમ ન હોય તો બીજા રાજાઓ તે કેમ ન લઈ ગયા? પણ નહિ, તેઓ શી રીતે લઈ જઈ શકે? તેમને તેટલી જરૂરત હતી જ નહિ. તેથી આ વખતને માટે રહેવા દીધું. મારે તે લેવું જ જોઇએ; કારણ, નહિ તો રોમનો મિસરને જિતી જશે અને પછી કોઈ રાજા એવો રહેશે નહિ કે, જેને આ ગુપ્ત ભેદ જણાય. માટે આપણે બીકણ વિચારો માંડી વાળીએ અને કામ પૂરું કરીએ. તું એવો ચિંતાતુર કેમ થઈ ગયો? આપણાં મન સ્વચ્છ છે અને ડરવાનું કંઈ નથી, હુમેચિસ!"

મેં કહ્યું, "જેમ તારી મરજી, તારે વિચારવાનું છે. જો તું કપટ કરશે તો તું દોષને પાત્ર થશે, મને કંઈ નથી."

"માટે હુમેચિસ. તું માથું પકડ અને હું તેનો—અરે આ કેવી ભયંકર જગ્યા છે!" એમ કહી તે મને એકાએક વળગી પડી "મને એમ લાગ્યું કે, પેલા ખૂણામાં કોઇનો પડછાયો પડ્યો! અને તે આપણી તરફ આવી અદૃશ્ય થતો જણાયો! ચાલો, આપણે જતાં રહીએ! તેં કંઈ જોયું નહિ?"

"કલીઓપેટ્રા, મને તો કંઈ દેખાયું નહિ, કદાચ મેનકુવારાનો આત્મા-રૂપી ભૂત તે હોય; કારણ કે પોતાના દેહરૂપી નાશવંત ઘરની આસપાસ તે ફર્યા જ કરે છે. ચાલો ત્યારે આપણે જઇએ, હું ઘણો જ ખુશ થઇશ."

તે જવાને ઉઠી પણ વળી પાછી ફરી અને બોલી "નહિ નહિ એ તો માત્ર મનની કલ્પના જ હતી; આવી ભયંકર જગ્યામાં બીક લાગે જ. એવા દેખાવ નજરે પડે છે એવો ખ્યાલ આવતાં જ તે રૂપ પ્રકાશે છે, અને તે દેખાતાં હોય એવી કલ્પના થાય છે. મારે આ જવાહિર જોવાં જોઇએ. ગમે તેમ થાઓ; મરી જાઉં તોપણ શું! ચાલ—આપણે એ કામ પૂરું કરીએ. અને તેણે અંદરથી સંગેમરમરની ચાર બરણીઓ ખેંચી કાઢી, તેના મોઢાં ઉપર દેવની જૂદી જૂદી મ્હોર કોપેલી હતી. તેની અંદરથી કલેજું અને અંદરના બીજા ભાગ સિવાય કંઈ નીકળ્યું નહિ.

પછી અમો બે સાથે સ્કોંકસપર ચઢયાં અને મહામેહનતે શબને બહાર કાઢયું, અને જમીનપર મૂકયું. કલીઓપેટ્રાએ મારું ખંજર લીધું અને ઉપર લપેટેલાં કપડાં એક પછી એક ફાડી નાખ્યાં. ત્રણ હજાર વર્ષપર તેના સગાંવહાલાંએ કમળનાં ફૂલ મૂકેલાં તે સર્વે નીચે પડ્યાં. પછી બીજા પાટાનો છેડો જે ગળાની પાછળ ચોંટાડેલો હતો તે શોધી કાઢી કાપ્યો અને પછી ઉકેલવા મંડ્યાં. સારકોફેસસને અઢેલીને નીચે જમીનપર હું બેઠો, અને શબને જેમ જેમ ફેરવતો ગયો, તેમ તેમ કલીઓપેટ્રા કપડું ઉકેલતી ગઈ, અને તે કામ ખરે બહુ શ્રમ આપે તેવું હતું. તરત જ કંઈ અંદરથી પડ્યું, તે ફેરોનો રાજદંડ હતો, તે સોનાનો હતો અને તેનું ડાચકું એક જ પાનામાંથી બનાવેલું હતું.

કલીઓપેટ્રાએ તે ઉંચકી લીધું. અને થોડાં પળ જોયા કર્યું, વળી ફરી અમે અમારા ભયાનક કામે મંડ્યાં અને જેમ જેમ ઉકેલતાં ગયાં, તેમ તેમ બીજા રાજાને શોભતા શૃંગાર એક પછી એક પડતા ગયા. કંઠી, હાર, પહોંચી, સિક્કા, અને રત્નજડિત કુહાડી, દેવની મૂર્તિઓ વિગેરે. આખરે સર્વ પાટા છોડ્યા બાદ અંદર મલમલનું કપડું હતું તેની ઉપર 'મેનકુવારા સૂર્યપુત્ર' કરીને લખ્યું હતું. આ શરીરને એવું ચોંટી ગયું હતું કે છૂટું થઈ શક્યું નહિ. ગરમીથી બેભાન જેવાં થઇ ગયેલાં અને ધૂળ તથા મસાલાની રજકણથી ગુંગળાઈ ગયેલાં જેવાં થએલાં તથા આ એકાંત જગ્યામાં અમારા પાપી કામથી બીધેલાં તેથી શબને નીચે મૂકી કપાળ ચીરી નાખ્યું. પહેલાં મસ્તક ખુલ્લું કરી ત્રણ હજાર વર્ષ થયાં જે ચહેરો કોઇએ ન જોયલો તે અમે જોયો. ચહેરો કદાવર હતો, કપડું

ઉચું હતું, અને ભવાં મોટાં હતાં અને સફેદ વાળ જે મસાલાથી કંઈ ચીલા લાગતા હતા, તે સીધા પાછળ લટકતા હતા. મોતની કે કાળની ત્રણ હજાર વર્ષથી ચહેરાની સત્તાપર કંઈ અસર થઈ નહોતી. અમે એકી નજરે જોઈ રહ્યાં, અને બીકથી હિંમતવાન્ થઈ કપડુ ચીરી નાખ્યું. અમારી નજરે પીળું, અક્કડ ભયાનક શબ પડ્યું. ડાબી જાંગની ઉપર જે જગ્યાએથી મસાલો ભરેલો તેની નિશાની હતી પણ એવી ચાલાકીથી તે સીવી લીધી હતી, કે તે નિશાની માંડ માંડ અમને મળી શકી.

શરીર મને ભારી લાગ્યું તેથી બોલ્યો, "જવાહિર અંદર છે. હવે તારી હિંમત ચાલતી હોય તો આ માટીનું શરીર કે જે એકવાર બાદશાહી દબદબાને ભોગવી ચૂક્યું છે તેને ચીર." અને મેં મારું ખંજર આપ્યું. તે એ જ ખંજર હતું કે જેનાથી પોલસનો જીવ ગયો હતો.

તેણે મારા તરફ નજર કરી. તેની આંખોની કીકી બીકથી ફાટી ગયેલી દીસતી હતી. તે બોલી "હવે વિચાર કરવો ફોકટ છે" તેણે ખંજર લીધું, અને દાંત પીસી ત્રણ હજાર વર્ષ પહેલાંના રાજાની છાતીમાં તે ભોક્યું. તરત જ જ્યાં અમે પેલા નોકરને મૂકી આવ્યા હતા, તે તરફથી કંઈ શોક અને દુઃખનો પોકાર આવ્યો. અમે એકદમ ઉભા થઈ કાન માંડ્યા પણ કંઈ સંભળાયું નહિ. હજી બત્તીનું અજવાળું ત્યાંથી આવતું હતું.

મેં કહ્યું "એતો ભણકારા છે. આપણું કામ પૂરું કરો." પછી મહા મેહનતે શરીરના ભાગો ચીરવા મંડ્યા. આખરે છરીની અણી અંદરના જવાહિરપર ઘસાતી સંભળાઈ."

ફરીથીઓપેટ્રાએ છાતીમાં પોતાનો હાથ નાંખી અંદરથી કંઈ કાઢ્યું. તેણે તે અજવાળા આગળ તપાસી જરા બૂમ પાડી. કારણ કે, ફેરોની છાતીમાંથી કોઈ પણ દિવસ મનુષ્યની નજરે ન પડ્યું હોય એવું તેજસ્વી પાનું સાક્ષાત્ નીકળ્યું હતું. એનો રંગ સર્વોત્તમ હતો, કંઈ પણ એબનું નામ નહોતું. અને ઘણું મોટું નહોતું, તેની નીચલી બાજૂ ચપટી હતી, અને ઉપર મેનકુવારાનું નામ હતું.

વળી એવી રીતે એક પછી એક અંદરથી મશાલાની વચ્ચેથી જવાહિરો તેણે ખેંચી કાઢ્યા—કેટલાકને કંઈ ઘાટ આપવામાં આવ્યો હતો અને કેટલાક જાણે તરત જ ખાણમાંથી નીકળ્યા હોય એવી જ સ્થિતિમાં હતા. પણ તેમાંના કોઇમાં પણ એબ બિલકુલ નહોતી, તેની કિંમત થઈ શકે એમ હતું નહિ. તે અમૂલ્ય હતા. આવી રીતે એક પછી એક ૧૪૮ પાનાં

ફક્ત છાતીમાંથી નીકળ્યા. છેલ્લે કોઈ પણ દિવસ જેમની કલ્પના પણ નહિ થઈ હોય એવાં મોટાં બે મોતી નીકળ્યાં ને તે કેવડામાં વીટાળેલાં હતાં. એ મોતી વિશે હવે પછી વિશેષ જણાવીશું.

આવી રીતે અમારી પાસે મોટા અખૂટ ખજાનાનો ઢગલો થયો. વળી તેની જ આગળ મસાલા, વીટાળેલાં કપડાં અને અમર મેનકુવારાનો નાશવંત દેહ પણ પડેલા હતા.

અમે ઉઠ્યાં, અને સ્તબ્ધ થઈ ગયાં. નવીન શોધનો જુસ્સો પૂરો થયો કે, અમારો જીવ બાવરો બની ગયો, અને અમારી વાચા જતી રહી હોય એમ લાગ્યું. મેં કલીઓપેટ્રાને ઇશારો કર્યો. તેણે ફેરોને માથા આગળથી ઉંચકયો, અને સ્ફીન્ક્સપર ચઢી તેના કોફીનમાં શબને પાછું મૂકયું, તેની ઉપરથી ઉખડેલા પાટા તથા કપડાં ઢાંકયાં અને છેવટ ઢાંકણું દીધું.

હવે અમે જવાહિર તથા ઘરેણાં અમારા ઝબ્બાના ગજવામાં ભર્યાં અને સંતાડ્યાં. કલીઓપેટ્રાએ પણ તેમ જ કીધું. આવી રીતે અમૂલ્ય લૂટ લઈ છેવટની નજર સારકોફેગસપર નાખી અમે પાછાં ફર્યાં, અને સમાધિમાંથી બહાર આવ્યાં.

ઉપર જવાના માર્ગ આગળ અટકયાં, અને નોકરને બૂમ મારી. જાણે કોઈ હસીને મશ્કરી કરતું હોય એમ મને લાગ્યું. બીકથી પાછી બૂમ મારવા જેટલી હિંમત રહેલી નહિ, અને રખે કલીઓપેટ્રા વધારેવાર થોભવાથી મૂર્ચ્છાગત થાય, તેથી મેં દોરડું પકડયું, અને હું જોરાવર હોવાથી સહેલથી ચઢી ગયો. ઉપર દીવો બળતો હતો પણ નોકરને મેં જોયો નહિ. મેં ધાર્યું કે તે એટલામાં જ હશે અથવા તો કદાચ ઉંઘી ગયો હશે—અને ખરે તેમ જ હતું—તેથી મેં કલીઓપેટ્રાને કમ્મરે દોરડું બાંધવા કહ્યું. અને તેમ કીધા પછી મેં બહુ શ્રમે કરી તેને ખેંચી લીધી. પછી જરા થાક ખાઈ અમે નોકરની તપાસ કરવા લાગ્યાં.

કલીઓપેટ્રાએ કહ્યું "તે બહુ બીધો હતો તેથી દીવો મૂકી ન્હાસી ગયો હશે; અરે! આઇશ! પેલું કોણ બેઠું છે ?"

હું અંધારામાં દીવો લઈ ગયો અને નીચે પ્રમાણે દેખાવ નજરે પડ્યો. હા તેના વિચાર માત્રથી મને ચીતરી ચઢે છે—ત્યાં અમારી તરફ મોઢું રાખી ખડકને અઢેલી, પોતાના બે હાથ બે બાજૂએ જમીનપર નાખી નોકર બેઠેલો હતો—મુએલો પડેલો હતો! તેની આંખ અને મોઢુ ફાટેલાં હતાં, તેના ગબરૂ ગાલ લટકી રહ્યા હતા, તેના વાળ ઉભા થઈ ગયેલા હતા અને તેના ચહેરાપર બીકની છાપ એવી આબેહૂબ પડેલી હતી કે, જોનારનું મગજ

ખસી જાય. અને અરે, તેની હડપચીએ પેલું મોટું સફેદ વાગલું વળગેલું હતું. તે વાગલું અમે ગયા ત્યારે ઉડી ગયું હતું પણ તરત અમારી પાછળ આવ્યું હશે. તે ત્યાં પેલા મુએલા માણસની હડપચીએ વળગી આમથી તેમ ઝોકાં ખાતું હતું, અને તેની આંખો ચમકતી હતી.

આ કમકમાટ ઉપજાવે એવા દેખાવથી અમે તદ્દન બેહોશ થઈ ગયાં–બાવરાં બની ગયાં. તેટલામાં પેલું વાગલું પાંખ પહોળી કરી અમારી તરફ ઉડયું. કલીઓપેટ્રાના મોઢા આગળ જાણે પંખો નાખતું હોય એમ આમથી તેમ ઉડયું અને પછી જેવી એક સ્ત્રી ગુસ્સાથી ચીસ પાડે તેવી ચીસ નાખી પેલી ગોર તરફ ઉડી અંદર પેસી ગયું. હું દીવાલને અઢેલી ઉભો. કલીઓપેટ્રા ઢગલો થઈ નીચે પડી અને પોતાની આંખ હાથથી દાબી ઉપરાચાપરી ચીસો પાડવા મંડી. તેના અવાજનો ધ્વનિ ભોંયરામાંથી થયો અને તે તેના અવાજ સાથે મળી બધે પથરાઈ ગયો.

મેં કહ્યું "ઉઠ, ઉઠ અને તે ભૂત પાછું આવે ત્યાર પહેલાં આપણે જતાં રહીએ! જો તું જરા પણ હિમત હારી જશે તો બાજી હાથથી જશે."

તે માંડ માંડ ધ્રૂજતી ધ્રૂજતી ઉભી થઈ. તે વખતનો તેનો સફેદ પુણી જેવો ચહેરો હું કદી ભૂલીશ નહિ. ધસીને દીવા અમે લીધા. મેં તેનો હાથ પકડ્યો, અને અમે આગળ ચાલ્યાં. જે વિશાળ ઓરડામાં રાણીનું સારકોફેગસ હતું ત્યાં આવ્યાં અને તે છોડી આગળ ચાલ્યાં. અમે દોડવા લાગ્યાં. પેલાં ત્રણ બારણાં બંધ હશે તો શું થશે? પણ નહિ, તે ઉઘાડાં હતાં, અને અમે ઝડપથી તે વટાવી ચાલ્યાં. ફક્ત છેલ્લું બારણું બંધ કરવા હું થોભ્યો, મેં એક પથ્થરને હાથ અડકાડ્યો અને જોરથી તે દેવાઈ ગયું. અને પેલા વાગલા અને નોકરના ભયંકર શબ વચ્ચે હવે અમને ચાપડવા રૂપ થયું. અમે સફેદ ઓરડામાં આવ્યા. અને હવે છેલ્લો ચઢાવ રહ્યો. અરે પણ તે બહુ મુશ્કેલીથી અમે ચઢ્યા–બે વાર કલીઓપેટ્રા સરી પડી. બીજીવાર તે અરધે ચઢી. તેના હાથમાંથી દીવો પડી ગયો, અને મેં જો તેને ઝાલી રાખી ન હોત, તો પાછી તે નીચે જાત, પણ તેમ કરતાં મારો દીવો પણ પડી ગયો. અમે હવે આ ઘોર અંધારામાં રહ્યાં, અને કદાચ આ અંધારામાં પેલું ભયાનક વાગલું ઉડતું હશે!

મેં કહ્યું "હિમત રાખ, ઓ પ્યારી હોશીયાર થા, અને આગળ ચાલ; નહિ તો આપણુ બન્નેનો કાળ આવ્યો સમજ. રસ્તો જો કે કઢંગો છતાં ટુંકો છે. અને જો કે અંધારું છે છતાં આ સીધો રસ્તો હોવાથી આપણને

કંઈ નુકસાન થવાનો સંભવ નથી. જો જવાહિરનો ભાર લાગતો હોય તો નાખીદે."

તે હેડકી ખાતી બોલી "નહિ તે તો હું કદી કરીશ નહિ, હું ભલે મરી જાઉં પણ તેને સાથે રાખીને જ મરીશ!"

ત્યારે જ મને આ સ્ત્રીની દૃઢતાનો પૂર્ણ વિચાર આવ્યો. આટલું અંધારું છતાં અને આવા ભયાનક દેખાવથી બીધેલી છતાં તે મને ટેકીને આગળ ચાલી. અમારાં કલેજાં ધડકી રહ્યાં હતાં, અમો એકમેકનો હાથ થોભી આગળ ચાલ્યાં. આખરે ઈશ્વર કૃપાથી કે દૈવ કૃપાથી અમને અજવાળું જણાયું. એક ડગલું આગળ ભર્યું અને શીતળ મીઠી હવા અમારા માથા ઉપર લાગી. હું ઉપર ચઢ્યો અને બહાર કલીઓપેટ્રાને ખેંચી લીધી. તે જમીનપર પડી ગઈ અને હીલ્યા ચાલ્યા વગર પડી રહી. મેં પથ્થરનું બારણું ઢાંક્યું, નીચે ઉતર્યો, અને પથ્થરના ઢગલાને વિખેરી કલીઓપેટ્રા તરફ નજર નાખી તો તે બેભાન થઈ ગઈ હતી અને ધૂળથી તેનો ચહેરો ઢંકાયલો છતાં એટલો ફિક્કો જણાયો કે, મેં ધાર્યું તે મૃત્યુ પામી હશે. મેં મારો હાથ તેની છાતીપર મૂકયો, કલેજાના ધબકારા જણાયા અને મારા બળની પણ સીમા આવેલી હોવાથી થાક ખાવા હું પણ બેસી ગયો.



## પ્રકરણ ૧૨ મું

### હર્મેચિસ્‌નું પાછું આવવું; ચારમીયનની મુબારકબાદી; ક્વિન્ટસ્ ડેલિયસને કલીઓપેટ્રાનો જવાબ.

પછી મિસરની રાણીનું માથું ઉપાડી મારા ખોળામાં મેં મૂકયું, અને તેને શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કર્યો. હા! શી મનોહરતા, ખરી ખુબસુરતીને શૃંગારની કે નખરાની પણ જરૂર્યાત નથી. આવી બેહાલ સ્થિતિમાં તેનું મોહક રૂપ વધારે પ્રકાશતું હતું. તેના લાંબા કેશ છૂટા થઈ છાતીપર વિખરાઈ ગયા હતા. આ સ્ત્રી જેની કથા—જેનાં પાપ અને જેની શોભાની કથા અનાદિકાળ સૂધી યાદ રહેશે, આ પાસેના પીરમીડો, ભૂલી જવાશે, પણ તે નહિ ભૂલાય; તેનું મુખારવિંદ મૂર્છાગત અવસ્થાથી નિષ્કપટ જણાતું હતું, અને રાત્રિના ઝાંખા અજવાળામાં, સ્ત્રીના અમૂલ્ય રૂપની છાયા સિવાય મુખારવિંદપર બીજી કોઇ પણ નિશાની જણાતી નહોતી. મેં ધારી ધારીને જોયા કીધું. મારું ચિત્ત તેનામાં પરોવાઈ ગયું. મેં તેને ખાતર જે જે પાપો કીધાં હતાં, અને જે જે મુસીબતો અમે સાથે વેઠી હતી તેથી હું તેને

વિશેષ ચાહવા લાગ્યો. થાકેલો હોવાથી બીકની સીમા ન રહેવાથી મારો ગુન્હો વારંવાર યાદ આવવાથી મને તેના પર વિશેષ પ્યાર ઉપજ્યો, હવે તેના સિવાય દિલાસારૂપ મને કંઈ સાધન રહ્યું નહોતું, તેણે મારી સાથે લગ્ન કરવાને વચન આપ્યું હતું, અને અમો એકત્ર થઈ મિસરના શત્રુને દૂર કરી તેને મજબૂત બનાવીશું, હજી સર્વ સારું થશે, એવી મને આશા હતી! અરે! પણ હું ઇચ્છું છું કે જે બનાવ બનતા હતા. તેનો મને જરા ખ્યાલ પણ આવ્યો હોત, ફરી કેવી સ્થિતિમાં અને કઈ જગ્યામાં તે મારા ખોળામાં માથું મૂકશે, તેની કંઈ પણ અગમચેતી થઈ હોત એવું ઇચ્છુંછું! અરે! હું અંધ હતો!

તેના હાથ મારી હથેળી વચ્ચે ધરયા. વાંકા વળી મેં અધરપાન કીધું અને તે જાગી. બીકથી નિઃશ્વાસ નાખતી જાગૃત થઈ, તેના નાજુક બદનમાં કંપારી છૂટી, અને મારી સામું આંખો ફાડી જોઈ રહી.

તે બોલી "આ કોણ? હા એ તું છે નહિ! હવે મને યાદ આવ્યું. પેલી ભયાનક જગ્યામાંથી તેં મને બચાવી!" એમ કહી પોતાના હાથ મારા ગળામાં નાખી મને બચી કરી, તે બોલી "પ્યારા, ચાલો આપણે જઈએ! મને પ્યાસ ઘણી લાગી છે—અને હું બહુ જ થાકી ગઈ છું! જવાહિર પણ છાતીમાં ભોંકાય છે! આવી મુશ્કેલી પૈસો મેળવવામાં કદી પણ પડી નહિ હોય! ચાલો આપણે આ જગ્યામાંથી જતાં રહીએ. સૂર્યોદયને સૂચવતાં પેલાં કિરણો તરફ નજર કર. તે કેવાં સુંદર લાગે છે! તે જોવાથી મનને કેવો આનંદ થાય છે! પણ પેલો મુએલો નોકર જાણે હમણાં પણ મારી નજર આગળ હોય એમ લાગે છે! શું તું એમ ધારે છે કે એ ત્યાં જ પડી રહેશે! ચાલો; પાણી ક્યાં મળશે? એક પાણીના પ્યાલામાટે એક જવાહિર આપું."

મેં જવાબ દીધો "હોરેમખૂના મંદિરની પેલી બાજૂ, ખેતરની નજીકમાં નહેરમાં પાણી મળશે—એ જગ્યા પાસે જ છે. જો આપણને કોઈ મળશે તો આપણે એમ કહેવું કે, યાત્રાર્થે જતાં રસ્તો ચૂકી અહીં ભમીએ છીએ. તેથી કલીઓપેટ્રા, તું બુરખો બરાબર સજ કર, અને ધ્યાન રાખજે કે પેલા જવાહિર જણાય નહિ." તેણે તે પ્રમાણે કીધું એટલે પેલું ગધેડું જે અમે ત્યાં બાંધ્યું હતું, તેનાપર તેને બેસાડી, અને અમો ધીમે ધીમે આગળ ચાલ્યાં. હોરેમખૂની મૂર્તિ જણાવા લાગી, મોટા સ્ફીન્કસના આકારની તે છે, અને માથે મિસરનો મુકુટ છે, અને પૂર્વ તરફ મોઢું છે. સૂર્યનાં પહેલાં કિરણ આ મૂર્તિના મુખારવિંદપર પડી ચુંબન કરતાં હતાં, પ્રકાશ વધતો ગયો તેમ તેમ પીરેમીડો દેખાતી ગઈ, અને હજારો સમાધિઓ પણ

સ્પષ્ટ જણાતા ગયા. એ સર્વનો બહાર આ વખતે ઘણો આવતો હતો ઉગતા સૂર્યનાં કિરણો સુવર્ણની રેલની માફક મેદાનની રેતીમાં પથરાઈ ગયાં, રાત્રિનો અંધકાર આકાશમાંથી જતો રહ્યો, ખેતરોની લીલોતરી અને તાડની ટોંચપર કિરણો ચળકી રહ્યાં, અને પછી દૃષ્ટિમર્યાદા તરફથી સૂર્યદેવ પૂર્ણ પ્રકાશમાં ઉગ્યા.

અમો થોડાં નીચાણમાં ઉતર્યાં કે નહેર આવી. ત્યાં અમે પાણી પીધું, હા, તૃષા ઘણી લાગવાથી, અલેકઝાન્દ્રાઆના સ્વાદિષ્ટ મદ્ય કરતાં આ ગંદું પાણી વધારે સ્વાદિષ્ટ લાગ્યું. અમારા મોઢા તથા હાથપરથી ધૂળ ધોઈ સ્વચ્છ થયાં. કલીઓપેટ્રા વાંકી વળી પોતાનો કંઠ ધોવા ગઈ તેટલામાં એક પાનું સરી પડયું, અને પાણીમાં ડૂબી ગયું, અને બહુ મેહનતે મને કીચડમાંથી જડયું. ફરી કલીઓપેટ્રાને ગધેડાપર બેસાડી અમો થાકી ગયાં હતાં તેથી ધીમે ધીમે સીહોરના કિનારાપર જ્યાં અમારી હોડી નાંગરેલી હતી તે તરફ ચાલી નીકળ્યાં; અમે ત્યાં આવી પૂગ્યાં. રસ્તામાં થોડા ખેડૂત સિવાય કોઈ નજરે ન પડયું એટલે પેલા ગધેડાને જે ખેતરમાંથી લીધું હતું ત્યાં ચરતું મૂકી દીધું અને અમે હોડીમાં ચઢી બેઠાં. હજી ખલાસીઓ ઉંઘતા હતા, તેમને જગાડી હંકારવા કહ્યું. પેલા નોકર વિશે પગ રસ્તે આવવા કહ્યું છે એવો ઇશારો કીધો. અમોએ સર્વ જવાહિર સંતાડ્યાં અને ત્યાંથી ઉપડ્યાં.—

પવન ઘણો ખરો અમારી સામેનો હોવાથી પાછાં ફરતાં અમને ચાર દિવસ લાગ્યા; તે દિવસો સુખમાં, ચેનમાં, આનંદમાં ગાળ્યા! કલીઓ-પેટ્રા થોડીવાર ચુપ અને ઉદાસ રહી. પીરમીડમાં જે બનાવો જોયા હતા તેની અસર તેનામાંથી થોડીવાર સૂધી ગઈ નહિ, પણ તરત જ તેનો બાદશાહી જુસ્સો જાગૃત થયો એટલે ઉદાસીને હાંકી કાઢી પોતાના ખુશ મિજાજમાં આવી ગઈ. ઘડીકમાં હસ્તી, ડહાપણની વાત કરતી; પ્યાર કરતી, વળી મગરૂરીથી ચૂપ થઈ જતી, વળી રાણીનો દમામ દેખાડતી, અને તદન સાદાઈ પણ જણાવતી. આકાશમાં રંગબેરંગી ફેરફાર થયા કરે છે તેમ તેના સ્વભાવમાં થયા કરતા. જેમ તે રંગ, ઘેરો શોભાયમાન છતાં સમજી ન શકાય તેવો ગુહ્ય લાગે છે, તેવો જ તેનો સ્વભાવ.

એ ચાર રાત્રિએ રોજ અમો હાથમાં હાથ મેળવી તૂતકપર બેસી પાણી હોડી સાથ અથડાવાનો અવાજ સાંભળતાં અને ચાંદનીનો શીતળ પ્રકાશ જોયા કરતાં. મારા સુખના દિવસો આ છેલ્લા જ હતા. અમો ત્યાં બેસી અરસ પરસ પ્યારની, લગ્નની અને અમો શું શું કરીશું તે વિશે વાતો કરી, અમોએ વખત ગાળ્યો. રોમનો સાથે કેવી રીતે લડાઈ કરવી તેની યુક્તિઓ

હું રચતો અને પોતાનો અખૂટ ખજાનો તેમને જીતી લેવામાં કેવી રીતે વાપરવો, તેના વિચાર કરી સંભળાવતો, અને તે મધુર હાસ્ય કરીને તે સર્વ પસંદ કરતી, અને કહેતી કે મને જે ઠીક લાગતું તે તેને પણ તેવું જ લાગશે. તેથી વખત પાણીની માફક ઝડપથી નીકળી ગયો.

હા–નાઇલ નદીમાં ગુજરેલી તે રાત્રિઓ મને હજી યાદ આવે છે! મારાં સ્વપ્નમાં હજી ચંદ્રનો પ્રકાશ જોઉં છું. હજી કલીઓપેટ્રાના પ્યારના બોલ સાંભળું છું! તે રાત્રિઓ કદી પાછી આવશે નહિ અને તે ચંદ્ર ફરી ઉગશે નહિ. તે પાણીમાં સમુદ્રમાં મળી ગયા. નવું પાણી વહે છે, અને નવા નવા મનુષ્યો, જ્યાં અમે અધરપાન કર્યું હતું, ત્યાં તેમ કરી મગ્ન થતા હશે! તેનાં ફળ કેવાં મીઠાં નીકળવાનો સંભવ જણાતો હતો, પણ તે વગર ખીલેલી કળીની માફક સૂકાઈ ગયાં, પડી ગયાં, અને કોહી ગયાં. તે વખત આપેલાં વચન શું પળ્યાં? સર્વ માટીમાંથી પેદા થયું છે, અને માટીમાં મળી જાય છે. તેમ જ મૂર્ખાઇનાં ફળ પશ્ચાત્તાપ અને ગમગીની નીવડે છે. અરે નાઇલ-પરની તે રાત્રિઓ કદી ભૂલાશે નહિ!!

આખરે તે ધિક્કાર ભરેલા મહેલમાં અમો આવી પહોંચ્યાં અને સ્વપ્ન પૂરું થયું.

તે દિવસે ચારમીઅન મને મળી ત્યારે તેણે મને પૂછ્યું કે "હરમેચિસ, કલીઓપેટ્રા સાથે ક્યાં ગયો હતો? વળી ક્રૂર વિશ્વાસઘાતનું કંઈ કામ કરવા કે ફક્ત પ્યારમાં દિવસ ગુજારવા ગયો હતો?"

મેં કરડાઇથી જવાબ આપ્યો. "હું રાજ્ય સંબંધી ગુપ્ત કામસર કલીઓપેટ્રા સાથે ગયો હતો."

"હા! હા! જેઓ છુપા રીતે જાય છે તે કંઈ દગો કરવા જ જાય છે; રાત્રિના ઘુવડ જેવાં પક્ષીઓ જ ઉડે છે. મિસરમાં દિવસે તારું મોઢું તું દેખાડી શકે તેમ નથી તેથી રાત્રે ડહાપણ વાપરી ગયો હશે, નહિ?"

આ સુંદર સ્ત્રીનાં મહેણાં મારાથી સાંભળી શકાયાં નહિ. મારો ગુસ્સો ઉશ્કેરાઈ ગયો, અને મેં પૂછ્યું "કડવાં વેણ સિવાય તારે કંઇ કહેવાનું છે જ નહિ કે શું? લે ત્યારે સાંભળ કે એન્ટનીના હાથમાંથી મિસરને બચાવવાનાં સાધન એકઠાં કરવા જ્યાં તારી તો જવાની હિંમત પણ ન ચાલે, ત્યાં ગયો હતો."

તેણે ઝડપથી ઉંચું જોઈ કહ્યું "અરે બેવકુફ માણસ, તેં આવી મેહનત બીજા કામમાં વાપરી હોત તો સારું. એન્ટની તારી દરકાર નહિ કરતાં મિસરને હસ્તગત કરશે. આજ જ તારી અહીં શી સત્તા છે?" મેં કહ્યું "મારી દરકાર એન્ટની નહિ કરે, પણ કલીઓપેટ્રાની તો કરશે?"

તે હસીને ઠેકડી કરતી બોલી "હા કલીઓપેટ્રાની મદદથી તે કરી શકશે અને કરશે જ. જ્યારે અહીંથી રાણી સીડનસ જશે, ત્યારે આ એન્ટનીને જીતી તારી માફક ગુલામ કરી અહીં લાવશે!"

"એ જૂઠું છે, હું માનતો નથી, એ તદ્દન જૂઠું છે. કલીઓપેટ્રા ત્યાં જશે નહિ અને એન્ટની અહીં આવશે નહિ, અને આવશે તો લડાઈ કરવા જ."

તે હસીને બોલી "હમણાં તું એમ ધારે છે? ભલે તારી ખુશીમાં આવે તેમ માન. ત્રણ દિવસની અંદર તને જણાશે કે ખરું શું છે, અને તું કેવી સહેલાઈથી ઠગાઈ બેવકૂફ બને છે, તે ખરેખર જોવાલાયક છે. પ્રણામ છે! ખરે પ્યાર મીઠો છે, માટે તેના વિચાર કર્યાં કર."

મને ગુસ્સે કરી ગુંચવાડામાં નાખી તે જતી રહી.

તે દિવસે કલીઓપેટ્રા મને મળી નહિ. પણ બીજે દિવસે આવી તે ગુસ્સામાં હતી, અને એક પણ મીઠો શબ્દ તે બોલી નહિ. મિસરના બચાવની મેં વાત કાઢી, અને તેણે તે ધિક્કારી કાઢી."

તે બોલી "તું મારું માથું કેમ ખાયા કરે છે? જોતો નથી કે મને કામનો બોજો કેટલો છે? ડેલીઅસ કાલે જશે એટલે આપણે એ વિશે વાત કરીશું."

"હા, ડેલીઅસ જશે પછી, પણ તને ખબર છે કે કાલે ચારમીઅન જે રાણીની વિશ્વાસુ સહી કહેવાય છે, તે શું કહેતી હતી? તે કહેતી હતી કે—ડેલીઅસને નીચે પ્રમાણે જવાબ મળશે. 'તું ભલે જા' હું એન્ટનીને મળવા આવીશ."

કલીઓપેટ્રાએ પગ પછાડી કહ્યું "ચારમીઅન મારા મનની વાત શું જાણે? અને જો આવી રીતે તે બડબડાટ કરતી રહેશે તો તેને દરબારમાં આવવા પણ નહિ દઉં, પણ ખરેખરું કહીએ તો, તેનામાં મારા બધા સલાહકારો કરતાં વધારે અક્કલ છે, અને વળી હાજરજવાબી તથા હસમુખી છે. તને ખબર છે કે અહીંના શ્રીમંત યાહુદીઓને મેં થોડાં જવાહિર વેચ્યાં છે, અને તે પણ મોંઘી કીમતે? દરેકના પાંચ હજાર સોનાના સિક્કા લીધા. પણ બહુ થોડાં વેચ્યાં. કારણ વધારે ખરીદવાનું તેમનું હાલ ગજું નથી. તેમના પર તે જવાહિર જોવાથી જે અસર થઈ તે ખરે જોવા જેવી હતી. અચંબાથી અને લોભથી તેઓ ચકિત થઈ ગયેલા જણાયા અને હવે હર્મેચિસ, તું જા, કારણ કે હું થાકી ગઈ છું. તે ભયાનક રાત હજી ભુલાતી નથી!"

મેં નમન કર્યું અને જવાને ઉઠ્યો; છતાં ઢચુપચું થઈ ઉભો. અને કહ્યું;—"માફ કરજે કલીઓપેટ્રા, આપણાં લગન વિશે વિચાર કરું છું."

"આપણાં લગ્ન ? શું આપણાં લગ્ન થઈ ગયાં નથી ?" રાણીએ જવાબ દીધો.

"હા, પણ જગતની આંખ આગળ નહિ, તેં મને વચન આપ્યું છે." મેં કહ્યું.

"હા હું મેંચિસ્, મેં વચન આપ્યું છે અને કાલે આ ડેલીયસથી છુટકો થશે એટલે મારું વચન પાળીશ, અને દરબારમાં તને કલીઓપેટ્રાના ખાવિંદ તરીકે માનીશ. તું તારી જગ્યાએ હાજર રહેવા ભુલીશ નહિ. બસ હવે સંતોષ થયો ?"

અને તેણે પોતાનો હાથ લાંબો કરી ચુંબન કરવા મારી આગળ ધર્યો અને જાણે પોતાના મનમાં કંઈ વાત વિશે ઢચુપચું હોય તેમ મારી તરફ નજર કરી—હું ગયો અને તે રાત્રે ફરી તેને મળવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ "ચારમીઅન બાઇ રાણીની પાસે છે" એમ નોકરો કહેતા, અને કોઇને જવા દેવાની સત્તા તેમની પાસે નહોતી.

સવારે અગિયાર વાગતે મોટા દીવાનખાનામાં કચેરી ભરવામાં આવી અને ડેલીયસવિશે કલીઓપેટ્રા શો જવાબ દે છે, તે સાંભળવા અને મિસરની રાણીના ખાવિંદ રાજા તરીકે સન્માન્ય થવા વિશે આતુર થઇ, હું ચિંતાતુર થઇ ત્યાં ગયો. કચેરી ભરાઈ હતી, અને દબદબા ભરેલી હતી. મંત્રીઓ, ઉમરા, સરદારો, નોકરો, ખાજાસરા, દાસીઓ, વિગેરે ચારમીઅન સિવાય સવ હાજર હતાં. કચેરીનો વખત વીતી ગયો છતાં કલીઓપેટ્રા ને ચારમીઅન આવ્યાં નહિ. આખરે તે એક બાજૂના માર્ગેથી આવી, અને દાસીઓમાં જઇ બેઠી, બેસતાં બેસતાં મારી તરફ નજર કરી અને તેની આંખો કંઈ કામમાં ફતેહ મળવાથી ચમકે તેમ ચમકી રહી હતી. શી બાબતથી તે આવી ખુશ દેખાતી હતી તે હું સમજ્યો નહિ. મેં સ્વપ્ને પણ ન ધાર્યું કે તેણે તે વખતે જ મારું અકલ્યાણ કીધું હતું, અને મિસરની આશાનો અંત આણ્યો હતો.

તરત જ નગારાનો અવાજ આવ્યો અને કલીઓપેટ્રા પોતાનો બાદશાહી પોશાક પહેરી આવી, મસ્તકપર તાજ શોભી રહ્યો હતો અને છાતીપર ફ્રેના કલેજામાંથી જે મોટું પાનું લાવી હતી, તે તારાની માફક ચળકી રહ્યું હતું. તેની પાછળ દબદબા ભરેલો પોશાક પહેરી ચોકીદાર ચાલતા હતા. તેના ખુબસૂરત ચહેરાપર કંઈ છાયા દેખાતી હતી, અને આંખો પણ

જાણે સુરત હોય એમ જણાતું હતું. તેનો ભાવ કોઈ સમજી શકે તેમ નહોતું. સઘળા દરબારીઓ, તે શો જવાબ દેશે તેનો ભાવ સમજી જવા તેની તરફ જોઈ રહ્યા, પણ વ્યર્થ. તે ધીમે રહી બેઠી, અને નેકી પોકારનારાના મુખીને યૂનાની ભાષામાં કહ્યું.

"મહાન્ એન્ટનીનો એલચી આવ્યો છે?"

તેણે વાંકા વળી હા કહી.

"તેને અંદર આવવા દે, કે સંદેશો સાંભળે."

દરવાજા ઉઘડ્યા, સુવર્ણના બખતર અને ભૂરા ઝબ્બાના ભપકાદાર પોશાકથી સજ્જ થયેલો ડેલીયસ પોતાના હુજુરીઆ સાથે મોટા દીવાનખાનામાં બિલાડીની માફક ધીમેધીમે દાખલ થયો, અને રાણીને નમન કીધું.

નમ્ર અવાજે તે બોલ્યો "મહાન્ રૂપવતી રાણી, તારા ફરમાન પ્રમાણે તારો તાબેદાર અમીર એન્ટનીના પત્રનો જવાબ લેવા હાજર થયો છે, એન્ટનીને ટારસસ જઈ મળવા કાલે સવારે હું કૂચ કરીશ, અને મિસરની રાણી, મારી બેઅદબીને વાસ્તે ક્ષમા ચાહું છું છતાં મારે કહેવું જોઇએ કે, તારા મધુર મુખમાંથી જે બોલ બોલે તે બહુ વિચારીને બોલજે; કારણ કે, બોલ્યું મિથ્યા થશે નહિ. એન્ટનીની અવજ્ઞા કરશે, તો એન્ટની તારો નાશ કરશે, પણ જો તારી માની માફક સાઇપ્રીઅન સમુદ્રમાંથી જાણે અપ્સરા આવી હોય તેમ જો તેની નજર આગળ તારું રૂપ પ્રકાશશે, તો રાણીની સર્વ મનઃકામના તે પૂર્ણ કરશે—રાજસત્તા, રાજમાન, શહેરો અને માણસોપર અધિપતિપણું, કીર્તિ, દ્રવ્ય, અને નિર્ભય રાજ્ય તને અર્પણ કરશે—આ પૂર્વ તરફનો મુલક, એન્ટનીના પોતાના જોરાવર હાથમાં જ સમાયલો છે—જ્યાં એની કૃપા ત્યાં રાજા રાજ્ય ભલે કરે; પણ જ્યાં ઇતરાજી થઈ ત્યાં રાજા પણ નહિ જ."

તેણે એમ કહી માથું નમાવ્યું, અને અદબ વાળી જવાબની રાહ જોતો ઉભો.

થોડીવાર કલીઓપેટ્રા સ્ફીંકસ પક્ષીની માફક મોટા દીવાનખાનાના છેડા તરફ, એક દૃષ્ટિએ જોતી, સ્તબ્ધ બેસી રહી.

પછી, તેણે મધુર સ્વરથી જવાબ દીધો, અને મિસર તરફનું રોમનને લડાઇનું કહેણુ સાંભળવા હું ધ્રૂજતો ઉભો.

"અમીર ડેલીયસ, અમારા ગરીબ દેશપર, એન્ટનીએ જે પત્ર મોકલ્યું તે વિશે ઘણા લક્ષથી અમે વિચાર કીધો છે. અમે ગૂઢ વિચાર કીધો છે, અને

વળી મિસરના દેવોની તથા અમારા વિદ્વાન્ અને શાણા મંત્રીઓની સલાહ લીધી છે, વળી અમારું અંતઃકરણ જે અમારી રૈયતના કલ્યાણમાં હમેશ ગુંથાયલું છે, તેની પ્રેરણા શી છે તે પણ અમે ધ્યાનમાં લીધી છે. સમુદ્રને બીજે કાંઠેથી કડવો સંદેશો તું લાવ્યો છે. મારા વિચાર પ્રમાણે મિસરની રાણીના કરતાં કોઈ અર્ધ તાબે થએલ ઠાકરડાને તે વધારે લાયક છે, તેથી અમે કેવા માણસો ભેળા કરી શકીશું, તથા કેટલાં લડાઇનાં વહાણો સમુદ્રમાં બહાર કાઢી શકીશું, અને સર્વ સરંજામને માટે કેટલું દ્રવ્ય જોઇશે તે સર્વની ગણના કરી છે અને તે ઉપરથી અમે એવા વિચારપર આવ્યા છીએ કે એન્ટની ઘણો જોરાવર ભલે હોય, છતાં મિસરને કંઈ પણ તેથી ધાસ્તી રાખવા જેવું નથી !"

આટલું બોલી તે અટકી. તેના જુસ્સા ભરેલા બોલોથી આખી કચેરીએ શાબાશી દેખાડી, માત્ર ડેલીયસે જાણે તેને ચૂપ રહેવાને કહેતો હોય, એમ પોતાનો હાથ લાંબો કર્યો.

પછી રાણીએ જવાબનો અંત્ય ભાગ કહ્યો, "અમીર ડેલીયસ, આ અમારા પથ્થરના કિલ્લાપર તથા હજારો મનુષ્યરૂપી બુરજોપર ભરોંસો રાખી જે પરિણામ આવે, તે વેઠવાનો કંઈક અમને વિચાર થાય છે. છતાં તું આમ જઇશ નહિ. અમારા જે ગુનાહ અમીર એન્ટનીને કાને પડ્યા છે અને જે આવી અપમાન ભરેલી રીતે અમને કહાવી મોકલે છે તે વિશે અમો બેગુનાહ છીએ અને અમે તેનો જવાબ દેવા સીસીલીઆ સુધી આવનાર નથી."

આ વખતે વળી શાબાશનો મંદ ધ્વનિ પથરાયો, અને મારું હૈયું ખુશીથી ઉભરાઈ ગયું. ડેલીયસ વળી બોલ્યો, "ત્યારે મિસરનાં રાણી સાહેબ, મારે એન્ટનીને લડાઇનો સંદેશો કહેવો?" તેણે જવાબ દીધો "નહિ, સલાહનો સંદેશો કહેવો. સાંભળ અમે કહ્યું કે, આ અપરાધનો જવાબ દેવા, અમે આવવા ના કહીએ છીએ અને આવનાર પણ નથી. પણ" અને તે પહેલીવાર જરા હસી "સીડનસના કિનારાપર બાદશાહી મિત્ર તરીકે અમારો સલાહનો વિચાર દર્શાવવા ઝડપથી આવીશું."

આ સાંભળી હું ગુંચવડામાં પડ્યો. શું હું ખરું સાંભળતો હતો? શું કલીઓપેટ્રા પોતાનું વચન આ પ્રમાણે પાળતી હતી? આવા વિચારથી મારો જુસ્સો દબાવી શક્યો નહિ, અને મોટા અવાજે બોલ્યો "અરે રાણી યાદ કર."

જેમ એક સિંહણ ડોકું હલાવી આંખો ઘુરકાવે, તેમ તે ફરી મારી તરફ જોવા લાગી અને બોલી, "ગુલામ, ચૂપ; અમારા રાજ્યકારભારમાં વચ્ચે બોલવા તને કોણે હુકમ કર્યો? તું તારા વરતારા કહાડ્યા કર, અને રાજ્યકારભાર રાજાને માટે રહેવા દે."

હું શરમથી પાછો હટ્યો, તે જ વખતે મારી નજર ચારમીઅનપર પડી. તેણે જાણે કંઈ જીત મેળવી હોય એમ ખુશ થતી તે દેખાઈ, છતાં પછીથી કદાચ મારા અપમાનથી મારાપર દયા પણ લાવતી હોય એમ જણાયું.

ડેલીયસ હીરાની વીંટીઓથી શણગારેલી આંગળી મારી તરફ કરી બોલ્યો, "પેલા બરાડા મારતા બેવકૂફને પૂરતો ઠપકો મળ્યો છે, અને હવે, ઓ રાણી, આ તારાં સાલસ વચનોને માટે, અંતઃકરણથી ઉપકાર માનવા મને રજા આપ."

કલીઓપેટ્રા ભવાં ચઢાવી બોલી "અમીર ડેલીયસ, તારી તરફના ઉપકારની અમને ગરજ નથી તેમ જ તને અમારા નોકરને ઠપકો દેવાની સત્તા નથી. અમે માત્ર એન્ટનીના મોઢેથી જ ઉપકારનાં વચન સાંભળીશું. તું તારા અમલદાર પાસે જા અને કહે કે, આવકાર દેવાને કંઈ પણ તે તૈયારી કરશે, ત્યાર પહેલાં તો, રાણી તારી પાછળ જ આવી પહોંચશે, અને હવે છેલ્લી સલામ! તારા વહાણપર, અમારી ઉદારતાની કંઈક નિશાની તને મળશે."

ડેલીયસ ત્રણવાર નમ્યો, અને ગયો. કચેરી રાણીના હુકમની રાહ જોતી ઉભી, અને હું એવી આશા રાખતો ચકિત થઈ ઉભો, કે હજી પણ તે પોતાનું વચન પાળશે, અને મિસરની રૈયત આગળ મને તેના ખાવિંદ તરીકે ઓળખાવશે.

પણ તે કંઈ બોલી નહિ. માત્ર હજી ભવાં ચઢાવી ઉઠી, અને સિંહાસન છોડી પોતાના અંગરક્ષકો સાથે સંગેમરમરના દીવાનખાનામાં ગઈ. કચેરી બરખાસ્ત થઈ અને અમીરો તથા સલાહકારો, જતા જતા મારી તરફ મશ્કરીથી જોતા ગયા. અને જો કે મારો ગુપ્ત ભેદ કોઈ પણ જાણતું નહોતું, અને કલીઓપેટ્રા સાથેનો મારો સંબંધ કોઈના ખ્યાલમાં પણ નહોતો છતાં રાણીની મેહરબાનીની તેઓ અદેખાઈ કરતા, તેથી મારા અપમાનથી તેઓ ખુશ થયા. આપત્તિમાં ગરકાવ થઈ આશારૂપી અમૃત મારા હાથમાંથી સરી જતું લાગ્યું, અને એવી ગમગીનીમાં મેં તેમની કંઈ પણ દરકાર કરી નહિ.

## પ્રકરણ ૧૩ મું.

### હુર્મેચિસ્‌નો ઠપકો; રક્ષકો સાથે હુર્મેચિસ્‌નો કલહ, બ્રેનસ્‌નો આઘાત; અને કલીઓપેટ્રાનું ગુપ્ત ભાષણ.

આખરે સર્વ વેરાઈ ગયા બાદ હું પણ જવાની તૈયારીમાં હતો; તેટલામાં એક ખોજાએ આવી, મને રાણી પાસે હાજર થવાનું તોછડાઈથી કહ્યું. એક કલાક પહેલાં, આ ગુલામ મારી આગળ ગોઠણ મંડીયે પડી મારી ખુશામત કરત, તે જ તેમના જંગલી ખવાસ પ્રમાણે મારા અપમાનની વાત સાંભળ્યા પછી જે પ્રમાણે પડતી દશામાં આવેલા તરફ લોક વર્તે છે, તે પ્રમાણે વર્તવા લાગ્યો. જાણે ઉંચી પદવીએ ચઢ્યા પછી પડવું એમાં ઘણી શરમ રહેલી હોવાથી સર્વ મહાન્ પુરુષો દુ:ખી છે; કારણ કે, તેમને પડવાનો ભય રહે છે.

હું તેની સાથે એવા ગુસ્સાથી બોલ્યો કે, કૂતરાની માફક તે મારી પાછળ ભરાયો. હું મોટા સંગેમરમરના દીવાનખાનામાં ગયો. મધ્ય ભાગમાં ફુવારા નજીક કલીઓપેટ્રા બેઠી હતી અને તેની પાસે ચારમીઅન તથા બીજી યૂનાની દાસીઓ હાજર હતી.

તેણે તેમને કહ્યું "જાઓ મારે મારા જોશી સાથે વાત કરવી છે."

તેમના ગયા પછી પહેલી જ વાર મારી તરફ નજર કરી તે બોલી, "તું ત્યાં જ ઉભો રહે, હુર્મેચિસ, મારી નજીક આવીશ જ નહિ. હું તારો ભરોંસો કરતી નથી. કદાચ બીજું ખંજર તું લઈ આવ્યો હોય. હવે તારે શું કરવું છે? રોમન સાથેની મારી વાતમાં વચ્ચે પડવાની તેં કઈ સત્તાથી હિંમત કરી?"

મારું લોહી તોફાની પવનની માફક રગેરગ ઉછળવા લાગ્યું. ધિક્કાર અને ગુસ્સો મારી છાતીમાં ઉભરાઈ આવ્યા. મેં હિંમતથી જવાબ દીધો, "કલીઓપેટ્રા, આ તું શું બોલે છે? અમર મેનકુવારાની છાતી-પર જે કસમ તેં ખાધા તે ક્યાં છે? આ રોમન એન્ટની તરફનું તારું લડાઈનું કહેણ ક્યાં છે? મિસરની રૈયત આગળ તું મને ખાવિંદ કહી બોલાવીશ, તે કોલ ક્યાં ગયો?"

હવે મારાથી વધારે બોલાયું નહિ એટલે અટક્યો.

તે મશ્કરી કરતી વાંકું મોઢું કરી બોલી "હુર્મેચિસ, જેણે કદી કસમ લીધા નથી તેને આમ બોલવું ઠીક છાજે છે! અને ઓસીરિસના સર્વથી પવિત્ર પૂજારી, જેણે પોતાના દોસ્તને કદી પણ ખોટો ભરોંસો આપ્યો

નથી એવા અને, (જેણે સ્ત્રીના પ્યારને માટે, પોતાનો વારસો, પોતાનો દેશ, અને પોતાની ફરજોનું કદી પણ સારું કર્યું નથી એવા) એ સર્વથી નિમકહલાલ મિત્ર (સર્વથી વધારે દૃઢ, પ્રામાણિક અને સત્યવાદી માણસ,) તું શા કારણથી એમ માને છે કે મારા કોલ હું પાળીશ નહિ?"

મારો જુસ્સો મુશ્કેલીથી દબાવી રાખી હું બોલ્યો, "કલીઓપેટ્રા તારા મ્હેણાંનો જવાબ હું આપીશ નહિ. એ સર્વ મેં મારી મેળે વ્હોર્યાં છે; જો કે તારી પાસેથી નહિ; હું આ કારણથી એમ માનું છું. સાંભળ, તું એન્ટનીને મળવા જાય છે. પેલા રોમન ઠગારાએ કહ્યું તે પ્રમાણે તારું રૂપ ખરેખરું પ્રકાશી, જેને ગીધને ખાવા આપવો જોઇએ; તેની સાથે તું મજાહ કરવા જાય છે. મારી જાણ પ્રમાણે જે ખજાનો મેનકુવારાની છાતીમાંથી લાવ્યા હતાએ, તે તું ઉડાવવાની તૈયારીમાં છે. જે ધન મિસરની ખરેખરી આપત્તિમાં વાપરવાને એકઠું કરેલું તે, તું લંપટ મોજમજાહમાં ખરચી મિસરને શરમમાં દબાવશે. આ કારણોથી હું માનું છું કે તેં ખોટા કસમ લીધા છે, અને પ્યારને લીધે તારાપર ભરોંસો રાખી હું પણ ફસ્યો. વળી મને ગઈ રાત્રે પરણવાનું વચન આપી, આજે મ્હેણાંનો વર્ષાદ વર્ષાવ્યો, અને પેલા રોમનના દેખતાં મારું ખુલ્લી રીતે અપમાન કર્યું, તે કારણથી હું એમ માનું છું."

"તારી સાથે લગ્ન કરવાં? અને ખરે જ મેં તેમ કરવા વચન આપ્યું? વારુ, ઠીક, પણ લગ્ન તે શું? શું તે અંતઃકરણની એકત્રતા છે? ધૂમસના કરતાં વધારે ખુબસૂરત તથા વધારે હલકી હોઈ કામી સ્વપ્નરૂપ રાત્રિમાં જીવ જ્યારે ડોલા ખાય છે ત્યારે તેને સાધનાર, અને મળસ્કામાં દવ થઈ, ગુમ થઈ જનાર લગ્ન ગાંઠ છે? કે તે એક કદી પણ ન છોડાય, એવી મરજી ઉપરાંત બંધાયલી ગાંઠ છે જેથી એક સજા પામેલા કેદીની માફક, એક ડૂબે તો તેની પાછળ બીજાએ પણ વખતને માન આપી પાછળ ઘસડાતું, અનિવાર્ય ભ્રષ્ટાચાર ભોગવી દહાડા પૂરા કરવા? લગ્ન? હું લગ્ન કરું? સ્વતંત્રતા છોડી દઈ સ્ત્રીજાતિને માટે સરજેલી નીચ ગુલામગીરી હું વેઠું? અને સ્વાર્થી પણ વધારે બળવાન્ મનુષ્ય જાતિની મરજીથી અમારી પાસે જે નોકરી લેવામાં આવે છે, અને જેને પ્યાર ભાગ્યે જ પવિત્ર ગણે છે, તે નોકરી હું ઉઠાવું?

"ત્યારે મારું રાણી થવામાં શું સાર્થક્ય? તેથી જો સ્ત્રીજાતિમાં જન્મવાથી જે દુઃખ વેઠવું પડે છે, તેનું હું નિવારણ કરી ન શકું તો શું કામનું? સાંભળ હર્મેચિસ, સ્ત્રી પોતાની અવસ્થામાં આવ્યા પછી, એ

ચીજની બીક રાખે છે, મૃત્યુ અને લગ્ન; અને આ બેમાં લગ્ન વધારે ખરાબ છે; કારણ મોતથી આશાએશ પણ મળે, અને લગ્ન તો જો ન બન્યું તો દોઝખમાં નાખે. જેઓ સદાચરણમાં રહી, પ્યારની ગાંઠ બહુ ખેંચી તોડવા ઇચ્છતાં નથી, તેમને અદેખાઇથી ધિક્કારનાર, અને ખોટું આળ ચડાવનારની દરકાર ન રાખતાં, હું તને પરણીશ નહિ; પણ તારાપર પ્યાર રાખીશ."

"ક્લીઓપેટ્રા, ગઈ રાત્રે તો હજી તેં લગ્ન કરવાનું વચન આપ્યું ?"

"અને ગઈ રાત્રે ચંદ્રની આસપાસ દેખાતી લાલાશ ઉપરથી, તોફાનની અગમચેતી જણાતી હતી, છતાં આજે હવા સુંદર છે! પણ કોણ જાણે છે કે કાલે તોફાન નહિ થાય? મિસરને રોમનના પંજામાંથી બચાવવાનો વધારે સહેલો રસ્તો કદાચ મેં લીધો હોય તો! હર્મેચિસ્, કોણ જાણે છે કે હજી તું મને તારી અર્ધાંગના નહિ કહી શકે?"

હવે મારાથી આ જૂઠું ખમી શકાયું નહિ, હવે મને સમજ પડી કે, તે મને રમાડ્યા કરતી હતી. તેથી મારું મન મૂકી હું બોલ્યો;—

"ક્લીઓપેટ્રા, તેં મિસરનો બચાવ કરવાના કસમ લીધા, અને હવે વિશ્વાસઘાત કરવા તૈયાર થઈ છે! મેં જે ખજાનો તને દેખાડ્યો તે મિસરના કલ્યાણાર્થે વાપરવા તેં વચન આપ્યું, અને હવે તે જ પૈસા, તેને લજ્જા પ્રાપ્ત કરાવનારું સાધન થઈ પડશે—તે એક બેડીરૂપ નીવડશે! કે, તારા પ્યારને માટે, તારે માટે મેં સર્વ ખોયું, તેં મને પરણવાનું વચન આપ્યું, અને હવે મારો તિરસ્કાર કરે છે! તેથી હું કહું છું અને બળવાન્ દેવતાઓની પ્રેરણાથી કહું છું કે, મેન કુઆરા જેને, તેં લૂટ્યો છે તેના શાપ તારાપર પડશે! મને અહીંથી જવા દે અને હું મારું નસીબ ગમે ત્યાં અજમાવીશ! ઓ નિર્લજ્જ રંભા! મને જવા દે! ઓ જૂઠી! તારા પ્યારથી મારો નાશ થયો, અને તેં મને સર્વથી ખરાબ દોષને પાત્ર ઠરાવ્યો! મને હવે સંતાઈ જવા દે કે તારું મુખારવિંદ હું કદી પણ જોઉં નહિ!"

તે ગુસ્સામાં ઉઠી, તેનો દેખાવ વિકરાળ હતો.

"મારી સામે ઉશ્કેરણી કરવા તને જવા દઉં! નહિ, હર્મેચિસ્, મારી ગાદીમાટે નવાં કાવત્રાં, રચવા તને જવા નહિ દઇશ! વળી તને કહું છું કે તારે પણ એન્ટનીને મળવા આવવું પડશે, અને ત્યાં કદાચ તને જવા દઇશ!"

હું જવાબ દઉં ત્યાર પહેલાં, તેણે રૂપાની ઘંટડી વગાડી. તેનો મધુર ધ્વનિ સંભળાતો બંધ થયો નહિ, તેટલામાં ચારમીઅન અને બીજી

દાસીઓ, એક બારણેથી આવી, અને બીજે બારણેથી, ચાર અંગ-રક્ષકો કદાવર બાંધાના મોટી ટોપ પહેરી, લાંબા કેશ છૂટા રાખીને અંદર આવ્યા.

કલીઓપેટ્રા મારી તરફ આંગળી કરી બોલી "પેલા દગાખોરને પકડો" તેમનો સરદાર બ્રેનસ્ ઉઘાડી તલવારે સલામ કરી મારી તરફ આવ્યો, ગુસ્સાથી હું ગાંડા જેવો થઈ ગયો, અને મારા જાનની કાંઈ પણ દરકાર કર્યા વગર મરણીયો થઈ તેની સ્હામો થયો, અને તેનું ગળું પકડી એવો સખત ફટકો માર્યો કે, તે જોરાવર માણસ આખો ને આખો જમીન-પર અફળાયો, તરત જ મેં તેની ઢાલ તરવાર લઈ લીધી. અને બીજો માણસ જે ગર્જના કરી મારી તરફ ધસી આવ્યો હતો તેનો ફટકો ઢાલપર ઝીલી મારા સઘળા જોરથી મેં સામો તેને એક ફટકો માર્યો. મારી તલવાર એના ગળાપર પડી, તેનું ધડ અને માથું જૂદાં થયાં, અને તે મડદું થઈ નીચે પડ્યો. અને ત્રીજાને જેવો તે સામો થવા ગયો કે, મારી તલવારની અણી ભોકી મારી નાખ્યો. હવે જે છેલ્લો રહ્યો તે "ટેરેનીસ્"નો પોકાર કરી ધસ્યો, મારું લોહી ઉકળી ગયું હતું તેથી હું પણ સામો થયો. હવે સ્ત્રીઓએ ચીસ પાડી, માત્ર કલીઓપેટ્રા બોલ્યા વગર, અમારી વિષમ લડાઈ જોતી ઉભી. મેં જોરથી ફટકો માર્યો, તલવારે તેનું બખતર ફાડ્યું, પણ તે સાથે ભાંગી ગઈ; હું હથીઆર વગરનો થઈ ઉભો, પેલા સિપાહીએ ફતેહનો પોકાર કરી તલવાર ઉગામી, પણ મેં ઢાલપર ઝીલી લીધી; વળી તેણે ઉગામી, અને મેં ચૂકાવી. પણ જ્યારે તેણે, ત્રીજીવાર ઉગામી ત્યારે મારાથી તે ફટકો નહિ ઝીલાય, એમ ધારી મેં જોરથી મારી ઢાલ તેના તરફ ફેંકી, તે તેની છાતીમાં વાગી અને તે જરા ડગ્યો. અને તે પાછો પોતાનું જોર અજમાવે ત્યાર પહેલાં, હું તેને કમ્મરમાંથી વળગી પડ્યો. એક પળ સૂધી તે અને હું જોરથી ઘૂમ્યા, પણ તે વખત હું એવો બળ-વાન્ હતો, કે તેને એક રમકડાની માફક ઉંચકી, જમીનપર એટલા જોરથી અફાળ્યો, કે તેના હાડકાના ચૂરા થઈ ગયા, અને તે મરણ પામ્યો, પણ હવે મારાથી ઉભા રહી શકાયું નહિ; હું તેનાપર પડ્યો, તેનો લાભ લઈ, સરદાર બ્રેનસ્ જેને હવે ભાન આવ્યું હતું, તેણે મારી પાછળ આવી પેલા મરી ગયેલા પડ્યા હતા તેની તલવાર લઈ મારા માથાપર અને ખભાપર મારી, હું નીચે હતો તેથી અને મારા લાંબા વાળ અને ટોપીને લીધે જો કે હું ઘાયલ થયો પણ મરણ પામ્યો નહિ, છતાં હવે સામા થવા જેટલું જોર મારામાં રહ્યું નહિ.

હવે બીકણ હીજડાઓ જે મારામારીના અવાજથી, એકઠા થઈ બૈઢાંના ટોળાની માફક ઉભા હતા, તે હવે મારામાં જોર રહ્યું નહિ એટલે મારાપર પડ્યા, અને તેઓ કદાચિત્ પોતાના છરાઓવડે મને હલાલ પણ કરી નાખત; કારણ, કલીઓપેટ્રા જાણે સ્વપ્ન જોતી હોય, તેમ કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર ઉભી ઉભી જોયા કરતી હતી. મારું માથું પાછળ નાંખી તેમના છરા મારા ગળા તરફ ઉગામી, તેઓ મારો અંત લાવવાની તૈયારીમાં હતા. તેટલામાં ચારમીઅન ધસી આવી અને મારા ઉપર પડી, અને તેમને કૂતરા કહી એવી રીતે વચ્ચે ઉભી કે તેઓ મારી શકે જ નહિ. હવે બ્રેનસે એક પછી એકને ગાળો દઈ ખસેડી નાખ્યા. તે પોતાની જંગલી ભાષામાં બોલ્યો, "રાણીસાહેબ! એની જિંદગી બચાવો! ખરેખર એ બહાદુર માણસ છે! કસાઈવાડામાં જેમ ઢોર પડે તેમ હું પડ્યો, અને કંઈ પણ હથીઆર વગર મારાં ત્રણે માણસોને એણે જમપુરીમાં પુગાડી દીધાં! આવા માણસ આગળ તેમના મરણથી મને કંઈ પણ લાગતું નથી! રાણી સાહેબ! મારાપર મેહરબાની કરો, અને એની જિંદગી બચાવો અને મને સોંપો!"

ચારમીઅન ધ્રૂજતી, ધ્રૂજતી, ફીકે ચહેરે બોલી "એને બચાવો બચાવો!"

કલીઓપેટ્રા નજીક આવી. જેમને મેં મારી નાખ્યા હતા, તેમની તરફ, અને હું તેનો બે દિવસ પહેલાંનો જ યાર, અને હવે જેનું માથું ચારમીઅનના સફેદ ઝભ્ભા ઉપર પડેલું હતું તેની સામે જોઈ રહી.

મારી અને રાણીની આંખો મળી, મેં ડચકાં ખાતાં કહ્યું "બચાવીશ નહિ!" તેનો ચહેરો શરમિંદો લાગ્યો; હું ધારું છું કે, શરમથી આમ થયું હશે.

તે જરા હસી અને બોલી "ચારમીઅન, તું આ માણસપર શું આશક છે કે તારું નાજુક શરીર એની અને આ નામર્દ કૂતરાઓના છરાઓની વચ્ચે લાવી ઉભી?" અને તે ધિક્કારથી પેલા હીજડાઓ તરફ જોવા લાગી.

ચારમીઅન ગુસ્સાથી બોલી "નહિ; પણ એક બહાદુર માણસને આવાઓને હાથે મરતો હું જોઈ શકતી નથી!"

કલીઓપેટ્રા બોલી "ખરેખર તે બહાદુર છે, અને શૂરવીરતાથી લડ્યો. રોમની રમતોમાં પણ આવી લડાઈ મેં જોઈ નથી! ઠીક હું એની જિંદગી બચાવું છું. જો કે મારી દૃઢતામાં એટલી ખામી જણાશે; એટલું

બાયલાપણું જણાશે. એને એના ઓરડામાં લઈ જાઓ; અને સારો થાય કે મરી જાય ત્યાં સૂધી એનાપર ચોકી કરો!"

હવે મારું મગજ ઘૂમવા લાગ્યું, જાણે ભયંકર મંદવાડ શરુ થતો હોય એમ લાગ્યું અને હું બેભાન થઈ ગયો.

* * * * *

સ્વપ્ન, સ્વપ્ન, સ્વપ્ન! નવાં નવાં અને છેડા વગરનાં સ્વપ્ન, જાણે દુઃખદરિયામાં ડોલા ખાયા કરતો હોઉં! અને તેમાં જાણે કોઈ કાળી આંખોવાળી સ્ત્રી પોતાના નાજુક હાથથી મને પસવારતી હોય! વળી કોઈ રાજરમણી જેનો ચહેરો હું ઓળખી શકતો નહિ, પણ જેની ખુબસૂરતી મારા તાવવાળા શરીરમાં રગેરગમાં પથરાઈ જતી; અને જાણે મારા શરીરનો ભાગ હોય એમ સૂચવનાર સુંદરી મારા બિછાના આગળ આવી મારા તરફ વાંકી વળી જોતી હોય એવાં સ્વપ્નાં, તથા બચપણના, અને અબૌથિસના મંદિરના, અને સફેદ વાળવાળા મારા પિતા આમના મહત્નાં સ્વપ્નાં, અને આમેન્ટીના ભયંકર દીવાનખાનાનું, તથા નાના યજ્ઞકુંડ તથા આસપાસ ઉભેલા અગ્નિસરખાં ભૂતો,તેમનો ખ્યાલ તો નજર આગળથી ખસતો જ નહિ! ત્યાં જાણે હું હમેશ ભમ્યા કરતો હોઉં અને પવિત્ર દેવીનું સ્મરણ કર્યા કરતો, દર્શન દેવાની હમેશ–વ્યર્થ પ્રાર્થના કરતો હોઉં. તેવો ભાસ થયા કરતો હતો! પણ તે યજ્ઞકુંડપર વાદળાં કદીપણ દેખાતાં નહિ, માત્ર પેલો મોટો અવાજ વારંવાર સંભળાતો. "પૃથ્વીના માનવી હર્મેચિસના નામને, જે દેવી હતી, છે અને હશે, તેના અમર શાસ્ત્રમાંથી કાઢી નાંખો! ભ્રષ્ટ થયો! ભ્રષ્ટ થયો!"

અને પછી બીજો અવાજ સંભળાતો. "હજી નહિ! પશ્ચાત્તાપ નજીક આવે છે, તે શાસ્ત્રમાંથી તેનું નામ કાઢી ન નાખો! પશ્ચાત્તાપથી કદાચ પાપ ધોવાય!"

* * * * *

જ્યારે મને શુદ્ધિ આવી, ત્યારે મહેલના મારા ઓરડામાં હું હતો. મારી શક્તિ એટલી હીન થઈ ગઈ હતી, કે મારો હાથ પણ ઉંચો થઈ શકતો નહોતો; અને એક કબૂતર મરતી વખત જેમ શ્વાસ લે છે, તેમ મારો શ્વાસ ધીમે ધીમે ચાલતો. મારું માથું હું ખસેડી શક્યો નહિ, હું બિલકુલ હાલી શક્યો નહિ; છતાં મારા મનમાં કોઈ મોટા દુઃખમાંથી મારો છૂટકો થયો હોય ને વિશ્રાંતિ મળી હોય એમ લાગ્યું.

દીવાની રોશની મારાથી ખમી શકાઈ નહિ, મેં આંખ બંધ કરી, અને આંખ બંધ કીધી તેટલામાં દાદરપર કોઈ સ્ત્રીનાં પગલાં સંભળાયાં. તે નાજુક ઉતાવળાં પગલાં હતાં. હું તે પારખી શક્યો. કલીઓપેટ્રાનાં તે હતાં.

તે અંદર આવી, અને નજીક વધી, તે મારી નજીક છે એમ મને લાગણી થઈ. મારા અશક્ત શરીરની રગેરગ તેનાં પગલાંનો જવાબ, આપવા લાગી; અને મોત સમાન ઉંઘના અંધારામાંથી મારો સઘળો પ્યાર અને ધિક્કાર ઉભરાયો. એ બેની મારા મારીમાં મને જાણે ચીરી નાખતા હોય એમ લાગ્યું! તે વાંકીવળી, તેનો મીઠો શ્વાસ મારા ચહેરાપર અથડાયો, તેના કલેજાંના ધબકારા મારા સાંભળવામાં આવ્યા! તે વધારે વાંકી વળી, આખરે તેના હોઠ ધીમેથી મારા ભમરપર અડ્યા.

તેનો મંદ ધ્વનિ સંભળાયો. "ગરીબ બિચારો! નબળા મનનો મરવા પડેલો! બિચારો! નસીબદેવી તારાપર ખફા થઈ છે! મારા જેવાની રમત આગળ તું ટકી શકે એવો નહોતો! જે પ્યાદાને, મારી રાજનીતિમાં મારી મરજી માફક ચલાવવો જોઇએ જ! હર્મેચિસ, તું રમત જીતી જાત! હા ઠગ ધર્મગુરુઓ તને વિદ્યા આપી શક્યા; પણ તે જ રીતે કુદરતી નિયમ પ્રમાણે માયાના વધતા જોરને કેમ જીતવું, તે શીખવી ન શક્યા. અને તું મને દિલોજાનથી ચાહતો હતો—ખરે! હું તે સારી પેઠે જાણું છું! એક ચાંચીયાની દીવાદાંડીના જેવી મારી આંખોપર તું માનવી મોહ પામ્યો; અને તેથી ખેંચાઈ પોતાની આશારૂપ નૌકાને ડુબાવી દીધી અને જે જીભ જૂઠું બોલી, તારા અંતઃકરણને જીતી ગઈ, અને તને જે જીભે ગુલામ કર્યો, તેનાપર મોહ પામી, તેના બોલે બોલ ઝીલી લીધા! ખરે; હું રમત વાજબી રમી; કારણ કે, નહિ તો તું મને મારી નાખત; અને હજી હું દિલગીર છું. ત્યારે તું ખરે મરવાનો જ? અને આ મારા તને છેલ્લા સલામ! આપણે કદી પણ આ દુનિયામાં એકઠાં થશું નહિ; અને કદાચ તે જ ઠીક છે. કોણ જાણે છે કે જ્યારે મારા મનની નબળાઈ પૂરી થશે ત્યારે જો તું જીવતો રહ્યો તો તારી સાથે હું કેમ વરતીશ? તું મરી જશે, પેલા લાંબા મોઢાવાળા વિદ્વાન્ એવફ્રો કહે છે કે તું મરીશ; હા તને મરવા દેશે તો તેઓની વાત છે. અંતે મારો છેલ્લો પાસો નખાઈ રહ્યા પછી આપણે ક્યાં મળીશું? જ્યાં ઓસીરિસ રાજ્ય કરે છે ત્યાં આપણામાં કંઈ તફાવત નહિ રહે. થોડા વખત પછી, થોડાં વર્ષ ગયા પછી, કદાચ કાલે જ આપણે મળીશું, અને પછી મારો સર્વે ભેદ જાણી તું મને કેવોક આવકાર આપીશ! નહિ, નહિ, અહીં કે ત્યાં

તું મને પૂજશે જ! કારણ તારા પ્રેમ જેવા શાશ્વત પ્રેમને વિનાશનો કદાપિ સ્પર્શ પણ થવાનો નથી! અમીર હૈયાંને માત્ર ધિક્કાર જ તેજાબની માફક ખાઈ જાય અને ખરી વાત ઉઘાડી પાડે. હુમેંચિસ્, તું હજી મને વળગશે જ, મારાં ગમે તેટલાં પાપ છતાં, હું હજી ધિક્કારને પાત્ર નથી. હા જેટલો તું મને ચાહે છે, તેટલી હું તને ચાહતી હોત! જ્યારે તેં પેલા અંગરક્ષકને માર્યો, ત્યારે મારો પ્યાર લગભગ તેટલો જ વધ્યો; છતાં હજી તેટલો નહિ!

"મારું કલેજું તે એવું કેવું કિલ્લાબંધ છે કે જેને કોઈ પણ જીતી શકતું જ નથી; અને હું તેના દરવાજા ઉઘાડા મૂકું છું છતાં કોઈ અંદરનો કિલ્લો જીતી શકતું નથી! અરે આવો સ્વાર્થી ભાવ જતો રહી, બીજાના અંતઃકરણ સાથે હું જોડાણી! અરે એક વર્ષ, એક મહિનો, અરે માત્ર કલાક જ, રાજનીતિ, રૈયત, રાજ, દબોદબો ભૂલી જઈ માત્ર એક સ્ત્રી તરીકે જ રહું! હુમેંચિસ્, છેલ્લી સલામ! જા, મહાન્, જુલીઅસ, કે જેને તારી કળાથી તેં મારી નજર આગળ ખડો કર્યો છે, તેને મળ. અને મિસરના પ્રણામ કહેજે! ખરે! મેં તને ઠીક બેવકૂફ બનાવ્યો, અને સીજરને પણ મૂર્ખ બનાવ્યો—કદાચ હું પણ મૂર્ખ બનીશ! હુમેંચિસ્, છેલ્લા સલામ!"

તે જવાને ફરી, અને તે ફરી, ત્યારે બીજી સ્ત્રીનાં પગલાં મારે કાને પડ્યાં. "કોણ છે? ચારમીઅન, તારી સર્વ મહેનત છતાં તે મરશે!"

તે ગમગીની ભરેલા અવાજથી બોલી "ખરે રાણી વૈદ્યો તેમ કહે છે. ચાળીશ કલાક થયા તે એવા ઘોર ઘેનમાં પડ્યો છે કે તેના શ્વાસથી આવાં હલકાં પીછાંપર પણ કંઈ અસર કોઈ વાર થતી નથી, અને કોઈવાર મારા કાનો તેની છાતી સરસા લગાડ્યા છતાં પણ અવાજ સંભળાતો નથી. દશ દિવસ થયા હું એની આગળ છું-રાત, અને દિવસ, હું એની પાસે રહું છું, માત્ર ઉજાગરાથી મારી આંખ તદન ઘેરાઈ જાય છે, અને હું બેશુદ્ધ જેવી થઈ જાઉં છું ત્યારે જ ઉઠું છું, અને મારી આટલી મહેનતનો આ બદલો! પેલા નાપાક બ્રેનસ્‌ના નામર્દ ફટકાએ એનું કામ તમામ કર્યું છે ને હુમેંચિસ્ મરે છે!"

"ચારમીઅન, પ્યાર પોતાની મહેનતનો હિસાબ ગણતો નથી; તેમ જ તેની બરોબર કંઇ પણ થઈ શકતું નથી. જે તેની પાસે છે તે તે આપે છે અને વધારે ને વધારે આપવા તલપે છે, અને અંતઃકરણનો અખૂટ છેડો આવે છે, ત્યારે જ અટકે છે! આ ઉજાગરા તને પ્યારા

લાગે છે, તારી અમિત આંખોને આ દયામણો દેખાવ પ્રિય લાગે છે!' ચારમીઅન, એ તને ચાહતો નથી, પણ તું એનાપર ખરે આશક જ છે, અને હવે એ નિરુપાય છે; એટલે તારા અંતઃકરણના ઉભરા, એના અંધારારૂપી કલેજા આગળ, ભલે કાઢ, અને ભવિષ્યની આશાઓ બાંધી, તને પોતાને તું ઠગ–"

"ઓ રાણી, તું જાણે છે કે હું તેને ચાહતી નથી! તું કે જે મારી દિલોજાન બહેન છે, તેને મારી નાખવાનો વિચાર કરનારને હું શા રીતે ચાહું? માત્ર દયાને ખાતર જ હું એની ચાકરી કરું છું."

તે હસીને બોલી "ચારમીઅન, દયા પ્યારની જ બહેન છે. સ્ત્રીના પ્યારના રસ્તા અજબ બેઢંગા છે. અને તારો પ્યાર તેં વિચિત્ર રીતે જણાવ્યો છે, તે હું જાણું છું. પણ જેમ પ્યારનો જુસ્સો વધારે તેમ વધારે ઊંડી ખાઈ–અને વળી તેમાંથી આસમાન તરફ ઉડી પ્રેમીજન પાછું ખાઇમાં પડે છે! ગરીબ બિચારી! તું તારા પ્યારમાં એક ઢીંગલી જેવી છે; સવારના આકાશ સમાન ઘડીકમાં કોમળ; અને ઘડીકમાં અદેખાઈ જ્યારે તારા કલેજામાં જોર કરે ત્યારે સમુદ્ર કરતાં ક્રૂર! આવાં આપણને ઈશ્વરે બનાવ્યાં છે. આટલી બધી મહેનત છતાં માત્ર શોક, પશ્ચાત્તાપ અને સ્મરણ વિના બીજું કાંઈ પણ પાછળ બાકી રહેવાનું નથી!"

આટલું કહીને તરત તે ત્યાંથી જતી રહી.



## પ્રકરણ ૧૪ મું.

### ચારમીઅને હર્મેચિસની કરેલી સંભાળભરી સારવાર; હર્મેચિસના જખમનું રુઝાવું; કલીઓપેટ્રાના દરિયાઇ કાફલાનું સિલિસિયા તરફ હંકારી જવું અને બ્રેનસનું હર્મેચિસને ઉદ્દેશીને ભાષણ.

કલીઓપેટ્રા ગઈ, બોલવા જેટલું જોર આવે તેથી હું થોડીવાર ચુપ પડી રહ્યો, પણ ચારમીઅન મારી પાસે આવી ઉભી. જેમ તોફાની વાદળમાંથી વર્ષાદના મોટા છાંટા પડે તેમ તેની કાળી આંખમાંથી આંસુનો એક છાંટો મારા ગાલપર પડ્યો.

તે ધીમેથી બોલી "તું જુએ છે કે, જ્યાં હું આવી શકવાની નથી, ત્યાં તું જલદી જવાનો છે? ઓ હર્મેચિસ્, તારા માટે હું મારા પોતાના પ્રાણનું કેટલા આનંદથી બળિદાન આપવાને તૈયાર છું!"

હવે મેં આંખ ઉઘાડી અને જેટલું સ્પષ્ટ બોલાય તેટલું બોલ્યો;– "પ્રિય સખી, તું શોકાતુર ન થા; હજી હું જીવીશ, જાણે મારામાં નવો જીવ આવ્યો હોય એમ મને લાગે છે!"

ખુશીનો પોકાર તેણે કીધો, અને તેના ગમગીન ચહેરાપર એવો ફેરફાર થયો કે, તેથી વધારે સુંદર મને કંઈ પણ લાગ્યું નહિ, રાત્રિને ઢાંકનાર મળસકાના ઝાંખા પ્રકાશને સૂર્યનાં કિરણો ખસેડી આકાશને જેમ તેજસ્વી બનાવે છે, તેમ તેનો ચહેરો થયો. ગુલાબી રંગ તેના સુંદર મુખમંડળમાં પથરાયો, તેની ઝાંખી આંખો તારાની માફક પ્રકાશવા લાગી. ઉગતા ચંદ્રમાનો પ્રકાશ દરિયાના ખળભળતા મોજાપર પડવાથી સમુદ્ર જાણે મધુર હાસ્ય કરતો હોય એમ લાગે છે; તેના કરતાં વધારે મનોહર હાસ્ય અચંબાથી તેનું મુખારવિંદ ચક્ષુના વર્ષાદમાં કરવા લાગ્યું.

તે મારી પથારી આગળ ઘૂંટણીએ પડી, અને બોલી "તું જીવે છે! તું જીવે છે—અને મેં ધાર્યું કે તું મરી ગયો! તું મારી પાસે પાછો આવ્યો! અરે, હું શું બકું છું? સ્ત્રીનું મન કેવું મૂર્ખ છે! લાંબા ઉજાગરાથી આમ થયું છે! નહિ, હર્મેચિસ, તું ઉંઘ અને શાંત થા! તું કેમ વાતો કરે છે? એક પણ વધારે બોલ તારે બોલવો નહિ, હું તને હુકમ કરું છું! પેલા લાંબી દાઢીવાળા મૂર્ખે પેલો છેલ્લો દવાનો ભાગ કયાં મૂક્યો? નહિ હવે તને કંઈ દવા આપીશ નહિ! હર્મેચિસ, બસ, હવે ઉંઘી જા!" અને તે મારી નજીક બેઠી, અને તેના ઠંડા હાથ મારા મગજપર મૂકી "ઉંઘ, ઉંઘ," એવો મંદ ધ્વનિ કર્યો.

હું જ્યારે જાગ્યો, ત્યારે તે હજી ત્યાં જ હતી, બારીમાંથી પ્રભાતના સૂર્યકિરણોનો અંતઃપ્રવેશ થતો હતો.

તે ગોઠણુમંડીયે બેઠી હતી, તેનો એક હાથ મારા કપાળપર હતો અને બીજા હાથપર તેણે વિખરાયલું માથું ટેકવ્યું હતું.

હું ધીમેથી બોલ્યો "ચારમીઅન, હું શું ઉંઘી ગયો હતો?" તરત જ તે જાગૃત થઈ, ને પોતાની મીઠી નજર મારી તરફ કરી બોલી "હર્મેચિસ, હા, તું ઉંઘી ગયો હતો."

"કેટલાક કલાક હું ઉંઘ્યો?"

"નવ કલાક!"

"અને નવ કલાકથી તું મારી પાસે જ બેઠી છે?"

"હા, એમાં શું થયું? હું પણ ઉંઘી છું, રખે તું જાગી ઉઠે તેથી હું ખસી નહિ!" મેં કહ્યું "જા, સુઈ જા, એથી મારે શરમાવું જોઈએ! ચારમીઅન, જા સૂઇ જા."

તે બોલી "તું કંઈ વલોપાત ન કર, જો હું એક નોકરને બોલાવું છું અને તે જરૂર પડતાં મને જગાડશે; હું બહાર સૂઈ જાઉં છું. બસ-હું જાઉં છું."

તે ઉઠવા ગઈ, પણ તેના પગ એવા અકળાઈ ગયા હતા કે જમીનપર પડી ગઈ.

મેં જ્યારે તેને જમીનપર પડી જતી જોઈ, ત્યારે મને બહુ જ શરમ લાગી. અફસોસ! તેને ઉઠાડવાની મારામાં શક્તિ ન હોતી!

તે બોલી "એ તો કંઈ નહિ, તું બિલકુલ ઉઠતો ના, માત્ર મારા પગની આંટી આવી." તે વળી ઉઠવા જતાં પડી "આ તે શું થયું, હું ઉંઘું છું કે શું? હવે કાંઈ નથી; હું એક નોકરને મોકલું છું!" જાણે નશો કર્યો હોય એમ ડોલતી ડોલતી તે ચાલી ગઈ.

ત્યાર પછી વળી હું ઉંઘી ગયો, કારણ હું ઘણો જ શક્તિહીન થઈ ગયો હતો. જ્યારે હું ઉઠ્યો, ત્યારે બપોર થયા હતા-મેં ખાવાનું માગ્યું, ને આરમીઅન તે લઈ આવી હું જમ્યો.

"ત્યારે હું મરીશ નહિ!" મેં કહ્યું.

તે ડોકું ધૂણાવી બોલી "નહિ, તું જીવશે. ખરેખર મેં ફોકટ વલોપાત કર્યો!"

"અને તેથી જ મારી જિંદગી બચી," મેં ધીમેથી કહ્યું; કારણ કે, હવે મને સર્વ યાદ આવ્યું હતું.

તે બેદરકારીથી બોલી "આમાં શું થયું? ગમે તેમ હો, પણ તું મારા કાકાનો છોકરો છે, અને વળી માંદાની ચાકરી કરવી મને પસંદ છે. એ કામ સ્ત્રીને છાજતું છે. કોઈ નોકરને માટે પણ હું એ જ પ્રમાણે કરત. હવે કાંઈ ધાસ્તી નથી એટલે હું જાઉં છું!"

જરાવાર રહી હું બોલ્યો 'તેં મને મરવા દીધો હોત તો સારું થાત; કારણ કે, હવે મારે મારું જીવન ધિક્કારયુક્ત કાઢવાનું છે. મને કહે કે, કલીઓપેટ્રા ક્યારે સિલિસિઆ જાય છે?'

"વીસ દિવસ પછી તે નીકળશે; અને મિસરે કોઈ દિવસ જોવો ભપકો અને દમામ જોયો પણ નહિ હોય તેવા ભપકા, અને દમામથી. ખરેખર મને તો સમજ પણ નથી પડતી કે, એવો દબદબો કરવાનાં સાધન તેને ક્યાંથી પ્રાપ્ત થયાં; જાણે એક ખેડૂત પાકેલું અનાજ એકઠું કરતું હોયની?"

પણ પૈસો ક્યાંથી આવ્યો તે હું જાણતો હતો તેથી મેં દિલગીરી ભરેલો નિઃશ્વાસ નાખ્યો અને કંઈપણ જવાબ દીધો નહિ.

મેં તરત જ પૂછ્યું, "ચારમીઅન, તું પણ જાય છે?"

"હા, હું અને સર્વે દરબારીઓ જવાનાં છીએ. તું પણ–તું પણ ત્યાં જવાનો છે!" ચારમીઅને જવાબ આપ્યો.

"હું આવું? નહિ, શા માટે?"

"કારણ તું કલીઓપેટ્રાનો ગુલામ હોવાથી તેના રથ પાછળ સોનાની બેડી પહેરીને તારે ચાલવું જોઈએ જ; વળી અહીં તને રહેવા દેતાં તે ગભરાય છે—વળી જ્યાં તેની ખુશી છે ત્યાં પછી કારણ શું?"

"ચારમીઅન, હું ન્હાસી ન શકું વારુ?"

"ન્હાસી જાએ, અને તે તું બિચારો અશક્ત? નહિ, તું શી રીતે ન્હાસીશ? હમણાં પણ તારાપર સખ્ત પહેરો છે, અને કદાચ તું ભાગ્યો, તો જશે ક્યાં? મિસરમાં એવો કોઈ પણ પ્રામાણિક માણસ નથી; દરેક ધિક્કારથી તારાપર થૂંકશે!" વળી મેં નિઃશ્વાસ નાખ્યો, અને અશક્તિથી મારી આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે ઝડપથી મોઢું ફેરવી બોલી "રડીશ નહિ! આમ બાયલો ન થા; હિંમતથી દુઃખ વેઠ. તેં વાવ્યું છે તે તારે જ લણવું જોઈએ! વળી પાક થયા પછી રેલ આવવાથી જ્યારે સડેલાં મૂળિયાં ધોવાઈ જાય, ત્યારે ફરી વાવણી કરવાનો વખત આવશે, કદાચ સિલિસિયામાં કાંઈ રસ્તો જડે પણ ખરો; તારામાં પૂરતું જોર આવ્યા બાદ તું કદાચ ન્હાસી પણ શકે–જો તું કલીઓપેટ્રાને છોડી જઈ શકે, તો પછી કોઈ દૂર દેશમાં જઈ, અહીં સર્વ વિસારે પડે, ત્યાં સુધી રહેજે. હવે મારું કામ થઈ રહ્યું છે, માટે હું જાઉં છું! વખતો વખત હું આવીશ, અને તને કાંઈ હરકત, (અડચણ) ન પડે તેની ખબર રાખીશ." તે ગઈ; બે સ્ત્રી, નોકરો, અને વૈદ્ય, હોશિયારીથી મારી સારવાર ત્યાર પછી કરતાં હતાં, અને જેમ જેમ મારા ઘા રૂઝાતા ગયા, તેમ તેમ મારામાં જોર આવતું ગયું. ચોથે દહાડે હું પથારી છોડી શક્યો, અને બીજા ત્રણ દિવસમાં મહેલના બાગમાં કલાકેક ચાલવા જેટલું જોર આવ્યું. એક અઠવાડિયા બાદ હું વાંચી, તથા વિચારી શક્યો. જો કે હવે હું કચેરીમાં જતો નહોતો. આખરે એક દહાડે બપોરના ચારમીઅન આવી, અને મને તૈયારી કરવા કહ્યું; કારણ કે, કાફલો બે દિવસની અંદર ઉપડવાનો હતો. અમારે સીરીયા થઈ સિલિસિયા જવાનું હતું.

તે ઉપરથી મેં રીતસર કલીઓપેટ્રાને લખી મને ત્યાં જ રહેવા દેવાની રજા માગી, અને મારી તંદુરુસ્તી હજી મુસાફરી કરવા જેવી નહોતી, એમ

જણાવ્યું; પણ જવાબમાં, મારે આવવું જ પડશે, એમ તેણે કહાવ્યું. મુકરર કરેલે દિવસે એક ડોળીમાં બેસાડી મને એક હોડીપર લઈ ગયા. સરદાર બ્રેનસ જેણે મને ઘાયલ કીધો હતો, તે અને તેના સાથીઓ કે જેમને મારાપર ચોકી રાખવાને નીમ્યા હતા, તે સાથે મોટો કાફલો જ્યાં પડ્યો હતો, ત્યાં એક વહાણપર અમે ગયા. કલીઓપેટ્રાએ જાણે દમામથી લડાઈ કરવા જતી હોય, એવો ઠાઠ કીધો હતો; તેને માટે એક ખાસ વહાણ બનાવવામાં આવ્યું હતું, જેમાં એક મહેલના જેવી શોભા અને સગવડ કરવામાં આવી હતી—અંદર દેવદારનાં પાટીયાં ઠોકી તેપર રેશમી કપડું જડી લેવામાં આવ્યું હતું, ટુંકમાં તેનાપર એટલો પૈસો ખરચી એવું ભપકાદાર બનાવ્યું હતું કે, તેવું કોઇ પણ દિવસ દુનિયામાં જોવામાં આવ્યું નહોતું. આ વહાણપર મને રાખવામાં આવ્યો નહોતો, અને હું ત્યાં ગયો નહિ, તેથી સીડનસ નદીના કિનારાપર અમે બંદર કર્યું ત્યાં સુધી કલીઓપેટ્રા ને ચારમીઅનને મેં જોઈ નહોતી.

હુકમ થતાં કાફલો ઉપડ્યો, અને પવન સારો હોવાથી, બીજે દહાડે સાંઝે અમે જોપા પૂગ્યાં. પછી સારો પવન હોવાથી સીરીયાને કાંઠે કાંઠે, અમો ધીમે ધીમે, આગળ ચાલ્યાં, અને લેબેનોન થઇ સીડનસ પૂગ્યાં. મુસાફરીમાં દરિયાની હવાથી મારી તબીયતમાં ઘણો સુધારો થયો, આખરે જ્યાં તલવાર મને વાગી હતી, ત્યાં એક સફેદ દાગ રહેવા સિવાય, મારી તંદુરુસ્તી આગળના જેવી થઈ. એક રાત્રે અમો તૂતકપર બેઠાં હતાં, તેટલામાં બ્રેનસની નજર તે દાગપર પડી ને તે પોતાના દેવના સોગંદ લઇ બોલ્યો,—"બચ્ચા, તું મરી ગયો હોત તો હું શું મોઢું દેખાડી શકત? ખરે મેં તને તે ફટકો મારવામાં હીચકારાપણું વાપર્યું, અને તારી પીઠ મારી તરફ છતાં મેં તે ફટકો માર્યો, તેથી મને બહુ શરમ લાગે છે! તને ખબર છે કે તું મોતની પથારીમાં સૂતો હતો, ત્યારે હું રોજ તારી ખબર પૂછવા આવતો હતો? અને "ટેરેનીયસ"ના સોગંદ લીધા હતા, કે જો તું મરી જશે, તો આ મહેલની સુખી જિંદગી છોડી ઉત્તરમાં મારા સ્વદેશમાં મારે જતા રહેવું."

મેં જવાબ દીધો "એની ચિંતા નહિ બ્રેનસ, એ તારી ફરજ હતી."

"તે ખરું; પણ કેટલીક ફરજ એવી છે કે, જે બહાદુર માણસોએ કદાપિ ન બજાવવી જોઇએ; પછી ભલેને મિસરની ગમે તે રાણી હુકમ ફર્માવે તોય શું! તારા ફટકાથી મારું મગજ ઘુમ મારી ગયું હતું; નહિ તો કદી હું તને મારત નહિ. બચ્ચા, શું કહે?—આપણી રાણી સાથે તને

અણબનાવ થયો છે? આ મજાહની મુસાફરીમાં તને એક કેદી તરીકે શામાટે ઘસડવામાં આવ્યો છે? તને ખબર છે કે અમને એવો હુકમ મળ્યો છે કે જો તને ભાગવા દીધો તો અમારા જાન લેવામાં આવશે?"

"ઘણી જ આપદામાં છું, દોસ્ત, વધારે મને પૂછીશ નહિ."

"ત્યારે તારી ઉમરપરથી વિચાર કરતાં, મને ખાત્રીથી એમ લાગે છે કે, એ સર્વનું કારણ કોઈ સ્ત્રી છે—અને જો કે હું અવિવેકી અને મૂર્ખ છું, છતાં હું એવી અટકળ બાંધી શકું છું. તારો શો અભિપ્રાય છે વારુ? કલીઓપેટ્રાની નોકરીથી અને આ ગરમ દેશની મોજમજાહ જે ધન અને તનનો નાશ કરનાર છે તેથી હું કંટાળ્યો છું; અને બીજા પણ એવા છે કે જેમને હું ઓળખું છું. આમાંનું એક અજિત વહાણ લઈ, ઉત્તર તરફ ચાલો આપણે ન્હાસી જઇએ. તારો શો વિચાર છે? મિસર કરતાં તને હું વધારે સારા પ્રદેશમાં લઇ જઇશ કે જે સરોવર, પહાડ, અને સુગંધિ ઝાડોવાળો મુલક છે. અને વળી એક છોકરી તારે લાયક શોધી આપીશ—મારી જ ભત્રીજી, કદાવર, અને મજબૂત બાંધાની લાંબા સુંદર કેશ તથા આસમાની આંખવાળી, અને એવા મજબૂત હાથવાળી છે કે જો બરાબર તારી સાથે કોટી કરે તો તારી પાંસળી પણ ભાંગી નાખે ચાલ શો વિચાર છે? જે બન્યું તે ભૂલી જા, ઉત્તરમાં ચાલ ને ત્યાં મારો છોકરો થઈ રહેજે."

થોડી પળ વિચાર કરી મેં ડોકું હલાવ્યું. જો કે મને બહુ લાલચ લાગી, પણ હું જાણતો હતો કે, મારા નસીબમાં મિસર જ લખાયલું છે, અને નસીબમાં, લખેલું મિથ્યા થનાર નથી.

"બ્રેનસ, એમ થવું અશક્ય છે. જો કે એમ થાય તો હું પણ પ્રસન્ન છું; પણ એવા સંયોગોથી મારું ભાગ્ય મિસર સાથે જોડાયલું છે કે, મારે જીવન વીતાડીને છેવટે મિસરમાં જ મરવું જોઇએ!" મેં ઉત્તર આપ્યું.

તે બહાદુર લડવૈયો બોલ્યો "જેવી તારી મરજી, મારો છોકરો કરી મારા કુટુંબમાં તને પરણાવવાને હું ઘણો ખુશ થાત! વારુ એટલું તો યાદ રાખજે કે જ્યાં સુધી બ્રેનસ અહીં છે, ત્યાં સુધી તે તારો મિત્ર છે, અને બીજું એ કે તારી ખુબસૂરત રાણીથી સંભાળતો રહેજે; કારણ કે, કદાચિત્ એવો વખત આવે કે, તે એમ ધારે કે તું ઘણા ભેદ જાણે છે તેથી"—અને તેણે પોતાના ગળાપર હાથ આડો ફેરવ્યો. અને કહ્યું કે;— "મદ્યનો એક પ્યાલો લઇને સૂઈ જઇએ, અને વધારે વાત આવતી કાલે......"

(અહીં મૂળ કાગળિયાંમાંના કેટલાક લંબાણુ ભાગો એટલા બધા છિન્નવિછિન્ન થઈ ગયા છે કે, વાંચી શકાતા જ નથી અથવા વાંચી શકાય, તો તેમનો સંબંધ મળતો નથી. એમાં કલીઓપેટ્રાની તારસસ્ નગરની સિદ્નસપરની સફરનું વર્ણન હોય, એમ જણાય છે. ત્યાર પછીનો ભાગ પાછો નીચે પ્રમાણે આરંભાય છે.)

અને જેઓ આવી મજાહથી ખુશ થાય છે, તેમને આ દેખાવ બહુ આનંદદાયક લાગ્યો હશે. અમારાં વહાણનો પાછલો ભાગ સોનાનાં પતરાંથી જડેલો હતો, સઢ ટાયરના રાતા કપડાના હતા, અને ગાયનના સ્વર પ્રમાણે રૂપાનાં હલેસાં પાણીમાં મારવામાં આવતાં, અને ત્યાં મધ્યમાં કસબી છત્રતળે કલીઓપેટ્રા બેઠી હતી. તેણે રોમની વીનસદેવીના જેવો શૃંગાર સજ્યો હતો (અને તે દેવીના જેવી જ સૌન્દર્ય મૂર્ત્તિ હતી). સફેદ રેશમનો ઝભ્ભો પહેર્યો હતો, સ્તન નીચે સોનાનો કમ્મરબંધ હતો કે જેનાપર પ્યારના દેખાવ કોતરેલા હતા. તેની આસપાસ ન્હાનાં ગુલાબી બાળકો જેમને તેમની ખુબસૂરતીમાટે પસંદ કરવામાં આવ્યાં હતાં, તેઓ વીંટળાઈ બેઠાં હતાં, તેમને કંઈ પણ વસ્ત્ર પહેરાવવામાં આવ્યાં નહોતાં, માત્ર સફેદ પીછાં પાંખની માફક ખભા ઉપર રાખવામાં આવ્યાં હતાં, અને વાંસા ઉપર કામદેવનાં ધનુષ્ય બાણ આપવામાં આવ્યાં હતાં. આવાં બાળકો પીછાંના પંખાથી તેને પવન નાખતાં હતાં. વહાણનાં તૂતક ઉપર કોઈ પણ બદશકલ ખારવા નજરે પડતા નહોતા; પણ ખુબસૂરત સ્ત્રીઓ નગ્ન અથવા પોતાના વાળરૂપી પોશાક પહેરી, સુંદર સારંગી, અને હલેસાંની સાથે સ્વર ચડાવી ગાતી હતી. અને તેમના હાથમાં રેશમનાં વણેલાં દોરડાં હતાં. કલીઓપેટ્રાના સિંહાસન પાછળ એનસ, ઉઘાડી તલવારે, ભપકાદાર બખ્તર અને સોનાનો ટોપ પહેરી ઉભો હતો. તેની પાસે બીજા—જેમાં હું પણ હતો—સુંદર પોશાક પહેરી ઉભા હતા. હું ખરેખર ગુલામ જ બન્યો! તૂતકના ઉંચા ભાગપર સુંદર સગડીઓમાં કીમતી ખુશબૂદાર પદાર્થ બળતા હતા, જેના સુગંધી ધૂમાડાનું ન્હાનું વાદળું અમારા માથાપર છવાઈ રહ્યું હતું.

આવી રીતે સ્વપ્નરૂપ મોજ શોખમાં, ઘણાં વહાણો સહિત ધીમે ધીમે અમો ટારસસના પુરાતન શહેર તરફ ચાલ્યાં. અમે જેમ જેમ નજીક જતાં ગયાં, તેમ તેમ અમારી આગળ કિનારે લોકનું ટોળું એકઠું થતું ચાલ્યું, અને "વીનસદેવી દરિયામાંથી નીકળી આવી છે.! વીનસ એકસને તલવાર આપે છે" આવા પોકાર કરતું હતું. શહેરની નજીક અમે આવ્યાં, અને ત્યાંના સઘળા લોક ચાલી શકે, કે વાહનમાં જઈ શકે એવા દરેકે દરેક માણસ આવી બંદરમાં, હજારોનાં ટોળાં બની એકઠાં

થયાં; અને તેમની સાથે ઍન્ટનીનું આખું લશ્કર આવ્યું. માત્ર ઍન્ટની એકલો ન્યાયાસનપર રહ્યો.

જૂઠો ડેલીયસ સલામ કરતો અને લાડ કરતો આવ્યો, અને ઍન્ટનીના નામથી "ખુબસૂરતીની રાણી"ને આવકાર દીધો, અને ઍન્ટનીએ તેને માટે ખાવાનું તૈયાર કીધું હતું ત્યાં આમંત્રણ કીધું.

પણ તેણે મગરૂરીથી જવાબ આપ્યો "ઍન્ટનીએ અમારી તરફ આવવું જોઇએ. અમે સામાં નહિ આવીએ. અમીર ઍન્ટનીને કહો કે અમારું ગરીબ ખાનું લેવા આજે રાત્રે આવે; નહિ તો અમે એકલાં જ જમીશું."

ડેલીયસ, જમીન સૂધી વાંકો વળી સલામ કરી ગયો. ખાનું તૈયાર કરવામાં આવ્યું. આખરે ઍન્ટનીને જોવા હું આતુર થયો. તે જાંબૂડા રંગનો ઝભ્ભો પહેરી આવ્યો, તે ખુબસૂરત કદાવર માણસ હતો. યુવાન વયનો, તેજસ્વી ભૂરી આંખોવાળો, વળેલા વાળ અને યુનાની હીરાના જેવા ચહેરાવાળો તે હતો, એનું શરીર મજબૂત અને રાજવંશી હતું, અને ચહેરો એવો પ્રામાણિક હતો કે સર્વ કોઈ તેના વિચાર મોઢાપરથી જાણી શકે; માત્ર મુખ અને ભવાંની સરખામણી કરતાં મુખ લજવાતું. એના સરદારોને લઈ તે આવ્યો અને જ્યાં કલીઓપેટ્રા જે સુખ આસનપર બેઠી હતી ત્યાં તે પહોંચ્યો ત્યારે વિસ્મિત થઈ ગયો, અને તેને શૂન્ય આંખોથી તાકી રહ્યો. તે પણ આતુરતાથી તેની તરફ જોઈ રહી. તેની પારદર્શક ચામડીમાં રતાશ છવાઈ રહી. તે મારી નજરે પડી, અને અદેખાઈએ મારા કલેજામાં વાસ કર્યો. ચારમીઅન જે નીચી આંખે આ સર્વ ખેલ જોઈ રહી હતી, તે આ જોઈ હસી, પણ કલીઓપેટ્રા કંઈ પણ બોલી નહિ; માત્ર પોતાનો શ્વેત હાથ ચુંબન કરવા તેની તરફ લાંબો કીધો અને તેણે કંઈ પણ બોલ્યા વગર હાથમાં હાથ લઈ ચુંબન કર્યું.

મધુર સ્વરે તે બોલી "અમીર ઍન્ટની, જો! તેં મને બોલાવી અને હું આવી છું."

તે હજી તેના ચહેરાપર તાકી તાકીને જોઈ રહ્યો હતો. ઊંચે સ્વરે તે બોલ્યો "વીનસદેવી આવી છે, મેં એક સ્ત્રીને બોલાવી ત્યાં સમુદ્રમાંથી પરી નીકળી આવી છે!" તેણે હાજરજવાબથી કહ્યું. "પૃથ્વીના દેવને મળવા! ઠીક, હવે વિવેક બહુ થયો. પૃથ્વીપર વીનસને પણ ભૂખ લાગે છે, અમીર ઍન્ટની તારો હાથ આપ." નિશાન વાગ્યાં અને નમન કરતાં ટોળાંની વચ્ચેથી કલીઓપેટ્રા ને ઍન્ટની એક એકનો હાથ લઈ પોતાના રસાલા સાથે જમવા ગયાં. (અહીં પાછું મૂળ લેખમાં ગાબડું પડેલું દેખાય છે.)

---

## પ્રકરણ ૧૫ મું.

### કલીઓપેટ્રાની મેહમાની; રત્ન જળપાન; હર્મેચિસનું ભાષણ; અને કલીઓપેટ્રાની પ્રેમપ્રતિજ્ઞા.

ત્રીજી રાત્રે જે ઘર કલીઓપેટ્રાના ઉપયોગમાટે આપવામાં આવ્યું હતું તેના મોટા દીવાનખાનામાં બીજું ખાનું તૈયાર કરવામાં આવ્યું. તે રાત્રે વળી વધારે ભપકો કરવામાં આવ્યો હતો. બાર મંચો, જે ખાનાની ટેબલની આસપાસ મૂકવામાં આવ્યા હતા, તેમને સોનાથી મઢી લેવામાં આવ્યા હતા, અને કલીઓપેટ્રા તથા એન્ટનીના મંચપર રત્નજડિત કામ કર્યું હતું. સોનાની રત્નજડિત રકાબીઓમાં ખાનું પીરસવામાં આવ્યું હતું, સુંદર દીવાલપર જાંબૂડા રંગનું કસબી કપડું રાખવામાં આવ્યું હતું, અને જમીનપર ઘૂંટણભર, તાજા ગુલાબ નાખી, તેનાપર સોનાની જાળી નાખી હતી. ગુલામો જ્યારે ત્યાં ચાલતા ત્યારે આ ગુલાબની ખુશબૂ વધારે વધારે નીકળતી. વળી મને કલીઓપેટ્રાની પાછળ ચારમીઅન અને બીજી બે દાસી સાથે ઉભું રહેવું પડ્યું. અને ગુલામની માફક વખતો વખત કલાક જણાવવાનું કામ સોંપાયું હતું. બીજો કંઈ પણ રસ્તો ન હોવાથી મારો જુસ્સો ઉશ્કેરાવામાં કંઈ પણ બાકી રહી નહિ, મેં હવે સોગંદ લીધા કે આ છેલ્લી જ વાર આમ ઉભો રહીશ; કારણ, હવે મારાથી આ શરમભરેલું કામ ખમાયું નહિ, અને ચારમીઅને મને કહ્યું કે કલીઓપેટ્રા એન્ટનીની પ્રિયા થવાની તૈયારીમાં હતી. તે જો કે મેં માન્યું નહિ, છતાં આ લજ્જા અને દુઃખ અસહ્ય થયાં. કલીઓપેટ્રા મારી સાથે બીજી કંઈ પણ વાત કરતી નહોતી, માત્ર રાણી જેમ નોકર સાથ બોલે તેમ જ બોલતી અને હું ધારું છું કે તેનું ક્રૂર હૈયું મારા દુઃખથી મગ્ન થતું હતું.

જ્યારે ખાનું શરુ થઈ ગયું હતું અને દારૂના પ્યાલા ઉડી રહ્યા હતા, ત્યારે હું કે જે ખેમનો ફેરો, તેને હીજડા અને દાસી સાથે, ઉભા રહેવું પડ્યું. એન્ટની બેઠો બેઠો કલીઓપેટ્રા તરફ ટીકીને જોઈ રહેતો, અને કલીઓપેટ્રા પણ તેની સાથે આંખ મેળવી ઉંડી નજરે જોઈ રહેતી અને તેટલો વાર તેમની વાતચીત બંધ પડતી. એન્ટની લડાઇની, અને જે કામો પોતે કીધેલાં, તેની વાત કરતો હતો એટલું નહિ પણ પ્યારની એવી મશ્કરી કરતો હતો કે જે સ્ત્રીને સાંભળવી પણ છાજે નહિ; પણ કલીઓ-પેટ્રા તેથી જરા પણ દિલગીર થવાને બદલે, તેને ઉત્તેજન આપતી અને વધારે મજાકભરી અને બેશરમ વાત કરી પોતે ટાહુકા પૂરતી હતી.

છેવટે ખાનું પૂરું થયું. અને એન્ટની આસપાસનો ભપકો જોતો ઉભો હતો, તે બોલ્યો, “અય ખુબસૂરત રાણી, શું નાઇલ નદીના કિનારા

સુવર્ણના છે કે આવી રીતે રોજ રાત્રે તું એક રાજાનું વર્ષાસન એક ખાનાપર ઉડાવી શકે છે? "આ નહિ સાંભળેલી દોલત ક્યાંથી આવી?"

પવિત્ર મેન કુમારાની કબર જેમાંનો પવિત્ર ખજાનો, આવી રીતે નીચ ખર્ચમાં વપરાતો હતો, તે મને યાદ આવવાથી મેં ઉચું જોયું, અને કલીઓપેટ્રાની અને મારી આંખ મળી; તેણે મારા વિચાર જાણ્યા, અને ભવાં ચઢાવ્યાં.

તે બોલી "અમીર એન્ટની, કેમ, આમાં તે શું, આ તો કંઈ જ નથી! મિસરમાં અમારી છૂપી હિકમતો છે. અને ગરજ પડતાં પૈસો ક્યાંથી લાવવો તે અમે જાણીએ છીએ. બોલ આ સોનાની રકાબીઓની તું શી કીમત ધારે છે, અને સર્વ વાની વગેરે જે પીરસવામાં આવ્યું છે તેમાં શું ખર્ચ થયો હશે?"

તેણે આસપાસ નજર કરી, અને અટકળ બાંધવા હિંમત કરીને કહ્યું કે;–"આઠેક હજાર મોહોરનો ખર્ચ થયો હશે!"

"અમીર એન્ટની તેં માત્ર અડધી જ કીમત આંકી છે! પણ જે હોય તે, એ સર્વ તને, અને તારા સાથીઓને, મારી મિત્રાચારીની યાદદાસ્ત દાખલ આપું છું અને વધારે હું હવે દેખાડીશ: હું પોતે જ ૮૦ હજાર મોહોર એક ઘુંટડે પી જઈશ!"

"મનહર મિસર તે અસંભવિત છે!"

તે હસી, અને એક ગુલામને સફેદ સરકો એક પ્યાલામાં લાવવા હુકમ કર્યો. જ્યારે તે લાવવામાં આવ્યો ત્યારે પોતાની સામે મૂકી વળી તે હસી. એન્ટની પોતાના આસનપરથી ઉઠી તેની નજીક આવી બેઠો અને સઘળા પરોણા તે શું કરે છે તે જોવા આતુર થઈ રહ્યા. તેણે આ પ્રમાણે કીધું. દેવતાઈ ફેરોના શરીરમાંથી જે લીલમો છેલ્લાં કહાડવામાં આવ્યાં હતાં તેમાંનું એક પોતાના કાનમાંથી કાઢ્યું, અને તેની મુરાદ કોઈ પણ જાણી શકે, ત્યાર પહેલાં પ્યાલામાં નાખી દીધું. સર્વ કોઈ અજાયબીથી દિગ્મૂઢ થઈ ગયા, થોડી વારમાં તે અમૂલ્ય ઝવાહિર તેજાબમાં ઓગળી ગયું અને જ્યારે કાંઈ પણ રહ્યું નહિ ત્યારે તેણે પ્યાલો હાથમાં લીધો અને હલાવીને તેમાંના પેયને તરત તે પી ગઈ.

તે બોલી "વધારે સરકો લાવ અય ગુલામ! હજી મારું અડધું જ ખાનું થયું છે!" અને તેણે બીજું પાનું કાઢ્યું, તેને અટકાવવા હાથ લાંબા કરી એન્ટની બોલ્યો "બેકસના સોગંદ એમ નહિ થશે! મેં ઘણું જોયું!" અને તે જ વખતે કંઇ ન સમજ પડે તેવી પ્રેરણાથી હું મોટેથી બોલ્યો કે;—

"ઓ રાણી, વખત નજીક આવે છે, મૈન કુમારાના શાપનો વખત !"

કલીઓપેટ્રા સફેદ પૂણી જેવી થઈ ગઈ; અને ગુસ્સાથી મારી તરફ ફરી, અને સર્વ મંડળ મારા બોલનો ભાવ ન સમજવાથી ચકિત થઈ ગયું. તે બોલી "અપશકુનીઆ! ફરીથી બોલ અને લોખંડના સળીયાનો તને માર પડ્યા વગર નહિ રહે, એ ખાત્રીથી માનજે, હર્મેચિસ્ !"

એન્ટનીએ પૂછ્યું "આ લુચ્ચો જોશી શું બકે છે? બોલો સાહેબ! તારો ભાવાર્થ ખુલ્લો કર; કારણ કે, જેઓ શાપની વાત કરે, તેમણે તેના ભાવ જાણવા જોઇએ."

"અમીર એન્ટની, હું દેવનો દાસ છું, મારા મગજમાં જે ઈશ્વરી પ્રેરણા થાય તે મારે જણાવવી જોઇએ; તેનો ભાવ હું સમજાવી શકતો નથી" મેં નમ્રતાથી જવાબ આપ્યો.

મારો ભપકાદાર પોશાક જોઈ તે બોલ્યો "અય બહુરૂપી ભેદ, તું દેવનો દાસ છે! હા! હા! ઠીક, હું તો દેવીઓનો દાસ થાઉં છું, કારણ તે કોમળ જાતિ છે; અને એક વાતમાં હું તને મળતો છું; હું તેમની પ્રેરણાથી બોલું છું છતાં ભાવ સમજી શકતો નથી." તેણે કલીઓપેટ્રા તરફ જાણે સવાલ કરતો હોયની! તેવી નજર કરીને જોયું.

તે અધીરતાથી બોલી "એ લુચ્ચાને જવાદો, સવારમાં એનો રસ્તો કરીશું, સાહેબ—જાઓ!"

મેં નમન કરી ચાલવા માંડ્યું. જતાં જતાં એન્ટનીને મેં એમ બોલતો સાંભળ્યો, "એ લુચ્ચો ભલે હોય—સર્વ મરદ તેવા જ છે—પણ તારા જોશીને માટે એ તો નક્કી છે કે, એનો ચહેરો, અને એની આંખ રાજવંશી છે, અને વળી એ હાજરજવાબી છે."

બારણાની બહાર જઈ હું ઉભો. દુઃખથી એવો હું ખિન્ન થઈ ગયો હતો, કે શું કરવું તે સૂઝ્યું નહિ. હું ઉભો તો તેટલામાં કોઈએ મને હાથનો ઇશારો કર્યો અને મેં ઉંચું જોયું તો ચારમીઅન નજરે પડી. મંડળ ઉઠ્યું તેનો લાભ લઈ તે મારી પાછળ સટકી આવી હતી. કારણ કે, દુઃખમાં હમેશ તે મારી પાસે જ રહેતી.

તેણે મને કાનમાં કહ્યું "મારી પાછળ આવ; તારા માથે વાદળ ભમે છે!"

હું તેની પાછળ ગયો. શા માટે ન જાઉં?

આખરે મેં પૂછ્યું "આપણે ક્યાં જઇએ છીએ?"

તે બોલી "મારા ઓરડામાં; ડરીશ નહિ, કલીઓપેટ્રાના દરબારની સ્ત્રીઓની કીર્ત્તિ એવી છે કે, તેને વધારે ઝાંખી થવાનો ભય નથી. કદાચ

કોઈ આપણને જોશે તો એમ ધારશે કે એ તો પ્યારનું જોડું છે, અને એમાં આજકાલ શરમ જેવું કાંઈ પણ નથી."

હું તેની પાછળ પાછળ ચાલ્યો અને મેદનીની એક બાજુએ થઈ ઉપર જવાના એક બાજુના માર્ગ આગળ કોઈને ખબર ન પડે એમ અમે આવ્યાં, અને ત્યાંના દાદરપર ચઢી ઉપર ગયાં. દાદર પૂરો થયો કે રસ્તો આવ્યો, તે રસ્તે ચાલ્યાં કે ડાબી બાજૂએ એક બારણું આવ્યું, ચારમીઅન કંઈ પણ બોલ્યા વગર અંદર ગઈ, અને હું પણ એક અંધારા ઓરડામાં તેની પાછળ ગયો. અંદર ગયા પછી દરવાજો બંધ કર્યો, અને એક બત્તી સળગાવી. જ્યારે અજવાળું થયું ત્યારે મેં આસપાસ નજર કરી; ઓરડો કંઈ મોટો નહોતો; તેને માત્ર એક જ બારી હતી, જેનાં વીનીશયન બંધ હતાં. અંદર સામાન પણ સાદો હતો. સફેદ દીવાલો, થોડી સામાનની પેટી, એક જૂની કુરસી હતી, જેનાપર દાંતીયા, સુગંધી તેલ વગેરે સ્ત્રીને લાયકની ચીજો હતી, અને એક સફેદ પલંગ હતો, જેનાપર કસબી બિછાનું અને મચ્છરદાની હતાં.

તે બોલી "હર્મેચિસ્ બેસ" મેં કુરસી લીધી અને બેઠો, ચારમીઅન મચ્છરદાની ખસેડી બિછાનાપર બેઠી.

તે તરત બોલી. "તેં ખાનાનો ઓરડો છોડ્યો, ત્યારે કલીઓપેટ્રા શું બોલી તેની તને ખબર છે?"

"નહિ, હું નથી જાણતો."

"તેણે તારી પાછળ જોયા કર્યું, અને હું તેને કંઈ મદદ કરવાને બહાને પાસે ગઈ ત્યારે તે બબડી કે, "સીરેપીસના સોગંદ, હવે હું કંઈ વિચાર કર્યા વગર છેડો લાવીશ; આવતી કાલે એને ફાંસીને લાકડે લટકાવીશ!"

મેં કહ્યું "ખરું હશે! જે બન્યું છે તેનો વિચાર કરતાં, એ મને મારી નંખાવશે એ જો કે હું ભાગ્યે જ માનું!"

"ઓ ભોળામાં ભોળા માણસ? શાથી માની શકતો નથી? પેલા સંગેમરમરના ઓરડામાં તારે ને મોતને કેટલું છેટું હતું તે ભૂલી ગયો? હીજડાઓના છરીના ઘામાંથી તને કોણે બચાવ્યો? કલીઓપેટ્રાએ કે મેં અને બ્રેનસે? સબુર, હું તને કહું છું કે, જે સ્ત્રી તારી સાથે થોડા જ દિવસ પહેલાં, તારી અર્ધાંગના તરીકે વર્તી, તે તને નીચ રીતે મારી નંખાવશે, એ તને તારી મૂર્ખાઈથી અસંભવિત લાગે છે; તેથી તું માનતો નથી. નહિ તું જવાબ જ દઈશ નહિ—

"હું સર્વ જાણું છું, અને તને કહું છું, કલીઓપેટ્રા કેટલી વિશ્વાસઘાતિની છે, તે તું જાણતો નથી; તે કેટલી પાપી છે, એની તને ખબર

નથી; તે તને અલેકઝાન્ડ્રીયામાં જ મારી નંખાવત; પણ તારા ખૂનની વાત બહાર પડવાથી કંઈ ઉશ્કેરણી થશે, એમ ધાસ્તી લાગવાથી જ તને બચાવ્યો. તેથી તને છૂપી રીતે મારી નંખાવવાને અહીં આણ્યો છે; કારણ કે, હવે તું તેને શા કામનો છે? તું અંતઃકરણથી તેનાપર આશક છે; અને તારાં બળ અને સૌન્દર્યથી તે હવે કંટાળી છે. તારો રાજવંશી જન્મવારસો ખુંચાવી લીધો છે, અને દાસીઓની સાથે ખાના વખતે ગુલામની માફક તને, રાજાને, ઉભો રાખ્યો. પવિત્ર ખજાનાનો મોટો ગુપ્તભેદ તારી પાસેથી જાણી લીધો!"

"અને તે તું જાણે છે?"

"હા, હું સર્વ કંઈ જાણું છું: અને આજ રાત્રે તેં જોયું કે ખેમની આપત્તિમાં વાપરવાને એકઠી કરી રાખેલી દોલત, ખેમની પરદેશી રાણીની લંપટ મજાહમાં વપરાય છે; તારી સાથે લગ્ન કરવાનું કોલ તેણે કેવી રીત પાળ્યું એની તને સમજ પડી છે. હુમેંચિસ્—આખરે ખરું શું છે, તે તને હવે સૂજ્યું!"

"હા, હવે હું સારી પેઠે સમજ્યો. અને તે સોગંદ લઈ કહેતી કે, મારાપર પ્યાર રાખે છે અને મેં બેવકુફે તેના બોલ ખરા માન્યા!"

ચારમીઅને, ઉંચી દૃષ્ટિ કરી કહ્યું "તેણે એ સોગંદ લીધા કે, તે તારાપર પ્યાર રાખે છે? હમણાં હું તને દેખાડીશ કે તે કેટલું સાચું છે. તને ખબર છે કે આ ઘર પેહલાં શું કામમાં લેવાતું? આ ધર્મગુરુનું વિદ્યાલય છે, અને હુમેંચિસ્, ધર્મગુરુના રસ્તા પણ વિચિત્ર છે. આ નાનો ઓરડો વડા ધર્મગુરુનો હતો, અને જે ઓરડો નીચે છે, તે બીજાઓને એકઠા મળવાનો હતો. અહીંના જૂના નોકરે, એ અને બીજા ભેદ મને કહ્યા છે. હવે હુમેંચિસ્, તદન ગુપચુપ થઈ મારી પાછળ આવ!"

તેણે દીવો ઓલવી નાખ્યો, બારીના વીનીશયનમાંથી, જે અજવાળું આવતું હતું તેને આધારે મારો હાથ પકડી મને તે ઓરડાના ખૂણા આગળ ગઈ. અહીં દીવાલપર તેણે કંઈ છુપી ચાંપ દબાવી, અને એક બારણું ઉઘડ્યું, અમે અંદર ગયાં, અને તેણે ચાંપ બંધ કરી. અમે ન્હાના ઓરડામાં હતાં, કોણ જાણે કયાંથી કંઈ અવાજ અહીં આવતા હતા; અને ઝાંખુ અજવાળું આવતું હતું, તેને આધારે મને જણાયું કે, આ ઓરડો પાંચ હાથ લાંબો અને ચાર હાથ પહોળો હતો. મારો હાથ છોડી દઈ તે ધીમે ધીમે ઓરડાને છેડે ગઈ અને એકી નજરે દીવા તરફ જોયા કર્યું. પછી પાછી ફરી, અને ચુપ રહેવા કહી મને સાથે લઈ ગઈ. હવે મને ખબર પડી કે દીવાલમાં આંખબારી હતી, જે બીજી બાજુએ પથ્થરમાં

કોતરકામ કરી બંધ કરવામાં આવી હતી. મેં મારી આગળના કાણામાંથી જોયું, અને મને નીચે પ્રમાણે નજરે પડયું. ૭ હાથ નીચે બીજા ઓરડાની જમીન હતી. આ ઓરડો ઘણો જ શણગારેલો હતો, અને તેની અંદર સુગંધી દીવા બળતા હતા. એ કલીઓપેટ્રાનું શયનગૃહ હતું, અને અમે જ્યાં ઉભાં હતાં, ત્યાંથી દશ હાથને છેટે સોનેરી બેઠકપર તે અને એન્ટની બેઠાં હતાં. આ જગ્યા એવી બાંધી હતી કે નીચે જે કંઈ વાત થાય તે બોલે બોલ ઉપર સંભળાય. કલીઓપેટ્રા બોલી "અમીર એન્ટની, તું મારા ગરીબખાનાથી ખુશ થયો?" લડવૈયાના શૂરા અવાજે તે બોલ્યો "મિસર, મેં ખાનાં આપ્યાં છે, અને ઘણાં લીધાં છે, પણ તારા જેવું કયાંય જોયું જ નહિ અને જો કે સ્ત્રીઓને પસંદ પડે એવાં મધુર અને વિવેકી વાકયો ઉચ્ચારતાં મને આવડતું નથી, છતાં મારી કઢંગી રીત પ્રમાણે કહું છું કે, ભપકાદાર ખાનામાં તું સર્વથી વધારે કીમતી હતી, તારા ગુલાબી ગાલની આગળ રાતો દારૂ પણ રદ છે; તારા વાળની ખુશબો આગળ ગુલાબ પણ કંઈ જ નથી, અને ચળકતાં પાના કરતાં પણ તારી આંખો વધારે સુંદર છે!"

આ શું! એન્ટનીને મોઢે વખાણ! જેનાં કૃપાણ કડવાં છે તેને મોઢેથી આ મધુર વાકય શું! આ તો વખાણ જ છે!

તે વળી બોલ્યો "ખરેખર આ બાદશાહીખાનું હતું, અને તે પેલું પાનું વ્યર્થ ગુમાવ્યું તેથી હું દિલગીર છું, અને મેન કુઆરાના શાપની અપશકુન ભરેલી વાત કરનાર પેલો તારો જોશી શું બકયો?"

તેના આનંદી ચહેરાપર ફેરફાર થઈ જતો રહ્યો, "હું જાણતી નથી. થોડા દિવસપર કંઇ ટંટા વખતે એ ઘાયલ થયો હતો; અને તેથી હું ધારું છું કે એનું મગજ ખસી ગયું છે!"

"એના ચહેરાપર એમ લાગ્યું નહિ; તેમ જ વળી તેના અવાજમાં કંઈ એવો ભાવ હતો, કે જે મને દેવવાણી જેવો ભણકારો આપે છે. વળી મિસર, તારા તરફ એવી વિચિત્ર આંખો કાઢી જોઈ રહ્યો, કે જાણે તારાપર તેનો પ્યાર અને ધિક્કાર બન્ને હોયને!"

"અમીર એન્ટની, તે વિચિત્ર માણસ છે, અને વિદ્વાન્ છે, હું પોતે પણ કોઇવાર એનાથી ડરું છું; કારણ કે, મિસરના ભેદોમાં એ બહુ પ્રવીણ છે. તને ખબર છે કે, એ બાદશાહી કુટુંબનો છે, અને એકવાર મને મારી નાખવાને એણે કાવત્રું રચ્યું હતું! પણ મેં એને જીતી લીધો છતાં મારી નાખ્યો નહિ. કારણ કે એની પાસેના છૂપા ભેદ મારે જાણવા હતા; અને

ખરેખર ડહાપણ ભરેલી એની સર્વ ગુપ્ત જ્ઞાનની વાત સાંભળવાનું મને બહુ પસંદ હતું."

"બેકસના સોગંદ, મને એ બુચ્ચાની અદેખાઈ લાગે છે, અને મિસર, હવે?"

"અને હવે મેં સર્વ જ્ઞાન એનામાંથી ચૂસી લીધું છે; એટલે એની બીક રાખવા જેવું કંઈ નથી. તેં જોયું નહિ કે, ત્રણ રાત્રિથી હું રોજ મારા ગુલામો સાથે ઉભો રાખી એની પાસેથી વખત જણાવવાનું કામ લઉં છું! તારી જીતમાં બંદીવાન થયલા કોઈ પણ રાજાને જેટલું આ મિસરના કુંવરને મારી પાછળ ઉભો રહેવાથી લાગ્યું હશે, તેટલું તો લાગ્યું નહિ જ હોય?"

અહીં, ચારમીઅને મારો હાથ દબાવ્યો.

"હવે આપણને કંઈ પણ અડચણ એ નહિ કરે," કલીઓપેટ્રા ધીમેથી બોલી "કાલ સવારે એ મરી જશે. છુપી રીતે અને ત્વરાથી એને મારી નાખવામાં આવશે, અને એનું શું થયું તે કોઈ પણ જાણશે નહિ. આ મેં નક્કી કર્યું છે, ખરેખર અમીર એ નક્કી જ છે, હું બોલું છું છતાં આ માણસનો ડર મારા મનમાં રહે છે, હમણાં જ એનો અંત આણવાને મારું મન તૈયાર થઈ રહ્યું છે. કારણ કે, જ્યાં સુધી એ જીવશે ત્યાં સુધી મને ચેન પડવાનું નથી!" અને તેણે ઉઠવાનો વિચાર કર્યો.

તેનો હાથ પકડી તે બોલ્યો "એ સહુ સવારના થઈ રહેશે. સિપાહીઓએ અત્યારે દારૂ પીધો છે, એટલે કામ બરાબર થશે નહિ. વળી ઊંઘતા માણસને મારી નાખવો મને પસંદ નથી!"

તે વિચાર કરી બોલી "કદાચ સવારમાં પક્ષી ઉડી જાય! એના કાન તીક્ષ્ણ છે અને એવી ચીજોની મદદ એ મેળવી શકે છે, કે જે આ દુનિયાની છે નહિ. કદાચ હમણાં પણ ભૂત થઈ, આપણી આ વાત તે સાંભળતો હશે! ખરેખરું કહું તો મારી નજીકમાં એ હોય એમ મને લાગે છે. હું તને કહું છું—પણ નહિ, જવા દે. અમીર એન્ટની મારી દાસીનું જરા કામ કરો. મારા માથાપરથી આ તાજ છોડો. મારું માથું એથી ભારે થયું છે, આસ્તે, મને ઇજા ન કરતા—એમ." તેણે તે તાજ ઉંચક્યું, અને તેણે પોતાના લાંબા વાળ છૂટા કર્યા, જે એક ઝબ્બાની માફક તેની આસપાસ પથરાઈ રહ્યા.

તે ધીમેથી બોલી "મિસર, તારું તાજ પાછું લે, મારા હાથમાંથી તે પાછું લે, હું એ તારી પાસેથી છીનવી લઇશ નહિ! તારા સુંદર કપાળપર તે બરાબર પહેર!"

તે હસીને તેના તરફ જોઈ બોલી "મારા મેહરબાન, એથી તમે શું કહેવા માગો છો?"

"હું શું કહું છું? લે ત્યારે સાંભળ. રાજ સંબંધી તારાપર મૂકાયલા ગુન્હાના જવાબ દેવા તું મારા હુકમથી આવી; અને તું એમ ધારે છે કે, જેવી તું છે તેવી ન હોત તો, નાઇલ નદીની રાણી થયા વગર રહેત? કારણ, એટલી તો મારી ખાત્રી છે કે, તારાપર મૂકાયલા આરોપ ખરા છે. પણ તું આવી છે તેથી–અને સાંભળ, કુદરતે સ્ત્રીને એટલો ફાયદો કદી કર્યો નથી–હું તને સર્વ ક્ષમા કરું છું! સદ્‌ગુણ, સ્વદેશાભિમાન કે વૃદ્ધ અવસ્થાને માન આપજે; માફ ન કરું, તે સર્વ તારી ખુબસુરતી અને મનોહરતાને લીધે માફ કરું છું! જો ત્યારે સ્ત્રીની ખુબસૂરતી અને લાવણ્ય કેટલાં કીમતી છે! તે રાજાઓને પોતાની ફરજ ભૂલાવે છે, અને ઇનસાફને ઠગી આંખ મીચામણ કરાવે છે કે રખે, તે તલવાર ઉગામે. આ મિસર, તારું તાજ પાછું લે! તે ભારે છે, છતાં તને ઇજા ન કરે એ જોવાનું કામ મારું નથી."

તે બોલી "મહાન અમીરજાદા, આ વચન ખરેખર રાજાને લાયકનાં છે. ચક્રવર્તી રાજાને શોભે એવાં ઉદાર અને માયાળુ વાક્યો છે અને જો મેં કંઈ ગુન્હા કર્યા હોય તો, તે વિષે હું કહુંછું કે, મેં એન્ટનીને ઓળખ્યો જ નહિ; કારણ, એન્ટનીને ઓળખ્યા પછી કોણ તેની મરજી વિરુદ્ધ કરે? સર્વ સ્ત્રીઓની આગળ જે દેવરૂપ છે, અને જેમ સૂર્ય પુષ્પોનું આકર્ષણ કરે છે; તેમ મનનું આકર્ષણ કરનાર સામે કઈ સ્ત્રી તલવાર ઉગામી શકે, અને સ્ત્રીને છાજતી સભ્યતાને જાળવી શકે? વધારે હું શું કહું? આટલું જ–મહાન્ એન્ટની, તે તાજ મારા માથાપર પાછું મૂક; અને તે એક બક્ષીસ તરીકે હું કબૂલ રાખીશ અને તેને બેવડા પ્યારથી આહી તારા લાભને માટે જ સાચવીશ. હવે હું તારી તાબેદાર રાણી છું, અને એન્ટની જે રોમનો શહેનશાહ થશે, અને ખેમનો બાદશાહ થશે, તેને મિસર તરફથી હું વંદન કરું છું."

અને તેના માથાપર તાજ મૂકી, તે આ રંભાના ઉષ્ણ શ્વાસથી કામાતુર થઈ તેની સામું ટીકીટીકી જોઈ રહ્યા. આખરે તેને બન્ને હાથે પકડી પોતાની પાસે લઈ ત્રણ ચુંબન કર્યાં અને બોલ્યોઃ—કલીઓપેટ્રા, હું તને ચાહું છું, કોઇનાપર જેટલો પ્યાર મને નહિ થયો હોય, તેટલો તારાપર થયો છે; આ સૌંદર્યની જીવતી પ્રતિમા!" તે મંદહાસ્ય કરી તેના આલિંગનમાંથી છૂટી ગઈ, અને તે સાથે તેના માથાપર જે પવિત્ર સાપનું સોનાનું ગુચળું જરા છૂટું પહેરેલું હતું તે નીચે પડ્યું અને અંધારામાં ગબડી જતું રહ્યું.

આ શકુન મેં જોયું, અને ઘણી ગમગીની છતાં તેનો ભાવ હું સમજ્યો; પણ આ જોડાને તેની કંઈ ખબર પડી નહિ.

તે બહુ મધુરતાથી બોલી "તું મને ચાહે છે? હું કેમ જાણું કે તારો મારાપર પ્યાર છે? કદાચ ફુલ્વીઆ–તારી પરણેતર ફુલ્વીઆને તું ચાહતો હશે!"

"નહિ ફુલવીઆને નહિ; એ તો ક્લીઓપેટ્રાને, માત્ર તને જ; આ દુનિયાની અજાયબી, ઘણી સ્ત્રીઓએ મારાપર પ્યારથી ન્હાનપણથી જોયું છે; પણ તારા જેવી સ્ત્રી મેં જોઈ જ નથી, અને તેવો પ્યાર મને થયો જ નથી. ક્લીઓપેટ્રા, તું મને ચાહી શકશે, અને વફાદાર રહેશે? નહિ કે મારી સત્તા અને મારા મોભાને ખાતર કે હું તને કંઈ આપી શકું કે તારી પાસેથી કંઈ લઈ શકું, તેને ખાતર કે મારા તેજસ્વી નસીબના સિતારાને ખાતર; પણ માત્ર મારે જ ખાતર, એન્ટની જે લશ્કરમાં રહી વૃદ્ધ સિપાહી થયો તેને ખાતર જ! આનંદી, અસ્થિર, એન્ટની, જેણે દોસ્તને છોડ્યો નથી, ગરીબને લૂટ્યો નથી, કે શત્રુને અજાણતાં પણ માર્યો નથી, એવા એન્ટનીને તું ચાહે છે? બોલ મિસર, તારો મારાપર પ્રેમ છે? જો તું હા કહે તો રોમની રાજધાનીમાં તખ્તનશીન થવાથી મને જેટલી ખુશાલી નહિ થાય, તેટલી ખુશાલી થશે."

અને જેટલો વખત તે બોલ્યો તેટલો વખત, તે અજબ દૃષ્ટિથી તેની સામે જોઈ રહી અને સચ્ચાઈ તથા પ્રામાણિકપણાનો ભાવ તેમાં મને દેખાયો કે, જે તેણે મારા વિષે કોઈ પણ દહાડો દેખાડ્યો નહોતો.

તે બોલી "તું સાચું કહે છે, અને તારા બોલ મને મધુર લાગે છે—હાલ જેમ છે તેથી ઉલટું હોય તો પણ મીઠા જ લાગે. કઈ સ્ત્રી દુનિયાના રાજાને પોતાની આગળ ઘૂંટણીએ બેઠેલો જોઈ ખુશ ન થાય? પણ હાલના વખત પ્રમાણે એન્ટની, તારા બોલ કરતાં વધારે મીઠું શું હશે? તોફાની સમુદ્રમાં ઝોકા ખાતા ખલાસીને શાંત બંદર કેવું લાગે? ખરે જ તે મીઠું લાગે! બિચારા તપસ્વી યોગીને તપના માર્ગમાં ઈશ્વરી-સુખ કેવું લાગે—પૃથ્વીપર સૂર્યનું ઉગવું કેવું લાગે? અરે આનંદમય! પણ ખરે, આમાંનું એક પણ, કે દુનિયાની સર્વ પ્યારી ચીજો, ઓ એન્ટની, તારા મિષ્ટ બોલની મધુરતાની બરોબરી કરી શકે એમ નથી!

"કારણ તું જાણતો નથી,–કદી જાણશે પણ નહિ–કે મારી જિંદગી મને કેવી ખાલી શૂન્ય લાગી છે! જ્યારે દુનિયાનો એવો જ નિયમ છે કે, માત્ર પ્યારમાં જ સ્ત્રી શૂન્યપણું ભૂલી જાય છે! અને કોઇપર મારો પ્રેમ

બંધાયલો નથી,-આજની સુખી રાત્રી સિવાય, કોઇપણ દિવસ હું પ્યાર બાંધી શકી નથી; તો મને તું આલિંગન કર, અને આપણે પ્યારના સોગંદ લઇએ, કે જેથી તે પ્રેમ જ્યાંસુધી જીવ છે ત્યાંસુધી કદી પણ તૂટે નહિ. સાંભળ ! એન્ટની ! હમણાં અને હવેપછી તારી તરફ વફાદારીના હું સોગંદ લઉંછું ! હમણાં અને હવે પછી હું તારી અને માત્ર તારી જ છું."

હવે ચારમીઅન મારો હાથ પકડી મને ત્યાંથી લઈ ગઈ.

પાછાં અમે ઓરડામાં દાખલ થયાં, અને દીવો સળગાવ્યા બાદ તે બોલી "તારે વધારે કંઈ જોવું છે?"

મેં જવાબ દીધો "નહિ, મારી આંખ ઉઘાડી છે!"

---

## પ્રકરણ ૧૬ મું.

## ચારમીઅનની યુક્તિ; ચારમીઅનની કબૂલાત; અને હર્મેચિસ્નો જવાબ.

થોડીકવાર સુધી તો હું નીચું ઘાલી બેસી રહ્યો, અને લજ્જાથી મારું હૈયું ભરાઈ ગયું. છેવટ આ પરિણામ? મારા સોગંદ મેં તોડ્યા તે આ દિવસને માટે; પીરમીડનો ગુપ્ત ભેદ મેં આ વાસ્તે કહ્યો? મારું રાજ્ય, મારી આબરુ અને કદાચ સ્વર્ગમાં જવાની આશા મેં આટલા માટે ધૂળ-ધાણી કીધી? તે રાત્રે જેટલી દિલગીરી મને થઈ હશે, તેટલી દુનિયામાં બીજા કોઈ માનવીને થવાનો સંભવ હતો? ખરે કોઇને પણ નહિ! મારે ક્યાં જવું? મારે શું કરવું? દિલગીરીથી ચીરાયલા મારા હૃદયમાંથી અદેખાઇનો પોકાર થયો ! જે સ્ત્રીને માટે મેં સર્વસ્વ ધૂળ કીધું ને જેનાપર મારા અંતઃકરણનો પ્રેમ બાંધ્યો હતો, તે સ્ત્રી આ વખતે—અરે તેનો વિચાર જ મારાથી થઈ શકતો નથી; આ અતિ દુઃખદ અવસ્થામાં મારી આંખો-માંથી લોહીનાં આંસુ વર્ષ્યાં.

ચારમીઅન મારી પાસે આવી. મેં જોયું તો તે પણ રડતી હતી. મારી આગળ ધૂટણીએ પડી, તે ડચકાં ખાતી બોલી; "હર્મેચિસ્, રડ ના! મારાથી તારું રડવું જોઈ શકાતું નથી. અરે તું શું કામ ચેત્યો નહિ? ચેત્યો હોત, તો તું સુખી થયો હોત, અને આ સ્થિતિએ પહોંચત નહિ. હર્મચિસ્, સાંભળ, પેલી જૂઠી, વાઘણે જે કહ્યું, તે તેં સાંભળ્યું? કાલે તને મારાઓને હાથ તે આપનાર છે!

મેં ડચકાં ખાઈ કહ્યું "એ જ ઠીક છે."

"નહિ, તે ઠીક નથી. હુર્મેચિસ્, તેને આ છેલ્લી જીત તારાપર તું મેળવવા ના દે. તારા જીવ સિવાય તેં સર્વ ખોયું છે; અને જ્યાં સૂધી જીવ છે, ત્યાંસૂધી આશા છે; અને આશા છે તો વેર વાળવાનો વખત પણ મળશે."

મારી જગ્યાથી હું ઉઠી બોલ્યો "ખરે, તેનો મેં વિચાર કીધો નહોતો! વેર લેવાનો વખત આવશે! વેર લેવાય તો તો સંતોષ વળે!"

તે બોલી "હુર્મેચિસ્, સંતોષ વળે, પણ કાનો એવું તીર છે કે, જે જો નેમ ચૂકયા તો મારનારને જ ભોંકાય છે. મને તેનો અનુભવ થયો છે. પણ હવે વાત કરવાથી કે દિલગીર થયાથી શું બનનાર છે? ભવિષ્યમાં વાત કરવાને નહિ તો, ગમગીન થવાને આપણને ઘણો વખત મળશે. તારે નાસવું જોઇએ, પ્રભાત થતાં પહેલાં તારે ભાગવું જોઈએ જ. જો આ યુક્તિ સાંભળ—કાલે અલેકઝાન્દ્રીઆથી ફળ ફૂલ ભરી એક વહાણ આવ્યું છે, તે સહવારે ઉપડનાર છે. એના નાખુદાને હું ઓળખું છું, પણ તને તે ઓળખતો નથી. હું તને એક સીરીયાના વેપારીનો ઝભ્ભો આણી આપીશ, અને તેવો જ વેશ તારો બનાવીશ. એ મને આવડે છે, અને નાખુદાપર એક ચીઠ્ઠી આપીશ, એટલે તે તને અલેકઝાન્દ્રીઆ લઇ જશે. તું વેપારના કામે જતો હોય તેવો જ ડોળ કરજે, ચોકીપર આજે બ્રેનસ છે, જે તારો અને મારો મિત્ર છે. કદાચ, એને કંઈ વહેમ જશે, કે વખતે ન પણ જાય; ગમે તેમ હો પણ સીરીયાનો વેપારી, ચોકીમાંથી સલામત જશે, કેમ તારું શું ધ્યાન છે?"

મેં બેદરકારીથી જવાબ આપ્યો "ઠીક છે, પરિણામ શું આવશે, તેની મને દરકાર નથી."

"ત્યારે તું જરા અહીં થોભ, હુર્મેચિસ્ તેટલામાં હું સર્વ તૈયાર કરું છું, અને હુર્મેચિસ્, બહુ દિલગીર ન થવું; તારા કરતાં બીજા, એવા ઘણા છે, કે જેમને વધારે દિલગીર થવું જોઇએ."

જાણે કાંટાની શય્યાપર સૂતો હોઉં, એવું મને દુઃખ થતું હતું. જેમ મધ્યરાત્રીએ તોફાની સમુદ્રમાં વીજળી થાય, તેમ જો વેરના વિચાર મારા મગજમાં થયા ન હોત, તો મારું ભાન જ જતું રહેત. આખરે તે પાછી આવી, અને તેના હાથમાં કપડાંનો ભાર હોવાથી તે હાંફતી હતી.

તેણે કહ્યું "લે આ ઝભ્ભો અને આ લખવાનાં સાધન, તથા સર્વ જરૂરતની વસ્તુઓ હાજર છે; બ્રેનસને પણ હું મળી છું, અને કહ્યું છે કે સૂર્યોદય થતાં પહેલાં, એક સીરીયાનો વેપારી જનાર છે. તેણે

જો કે ઉંઘતો હોય એવો ઢોંગ કર્યો છતાં મારું કહેવું હું ધારું છું કે, તે બરાબર સમજ્યો. કારણ બગાસાં ખાતાં ખાતાં તે બોલ્યો કે, “ માત્ર છૂપી નિશાની “એન્ટની” જાણતા હશે તો એક શું પણ પચાશ વેપારી ભલે તેમના કામે જાય.’

આ નાખુદાપરનો કાગળ છે, અને વહાણ તો તું ભૂલી શકશે જ નહિ. કારણ કે, બંદરમાં જતાં તે જમણા હાથપર લાંગરેલું છે, અને તે નાનું કાળા રંગનું છે, વળી ખલાસીઓ હંકારવાની તૈયારી કરી રહ્યા છે. હવે હું બહાર ઉભી છું તેટલામાં તું તારાં કપડાં બદલ.”

તે ગઈ કે, મેં મારાં ભપકાદાર કપડાં ફાડી નાખ્યાં; અને તેના ઉપર થુંક્યો તથા પગે ચોળી નાખ્યાં. પછી મેં વેપારીનો સાદો લિબાસ પહેર્યો, મારી કમ્મર બાંધી, તેમાં એક છરી ખોસી, અને પગે સાદા જોડા પહેર્યાં. તે કામ પૂરું થયું કે ચારમીઅન અંદર આવી, અને મને જોઈ બોલી “હજી તું રાજવંશી હર્મેચિસ્ છે; હજી વેશ ખામી ભરેલો છે,” પછી તે કાતર લાવી, અને મને બેસાડી, મારા લાંબા વાળ કાતરી તદ્દન બારીક કર્યા, પછી સ્ત્રીઓ પાસે આંખો કાળી કરવાના રંગ હોય છે, તે તે લાવી, અને કંઈ યુક્તિ પ્રમાણે તે મિશ્ર કરી મારે મોઢે તથા હાથે, અને જ્યાં બ્રેનસની તલવાર લાગી હતી, તે સફેત કાપાપર તે રંગ ભંસ્યો;

તે જરા હસીને બોલી “હવે તને કોઈ ઓળખશે નહિ—હર્મેચિસ, સબુર, હજી કંઇક રહી ગયું” અને એક પેટીમાંથી સોનાના સિક્કાથી ભરેલી કોથળી તે લાવી.

તેણે કહ્યું “લે આ પણ રાખ, એની તને ઘણી જરૂર પડશે.”

“ ચારમીઅન, તારા પૈસા મારાથી લેવાય નહિ.”

“ કાંઈ નહિ, લે, સેપાએ તે આપણા કામમાં વાપરવાને આપ્યા હતા, તે તને લેવાને કંઈ હરકત નથી. વળી કદાચ મારે પૈસા જોઇશે, તો એન્ટની જે ઘણું ખરું મારો રાજા થશે, તે આપશે; કારણ કે, મારો એનાપર ઘણો ઉપકાર છે, અને તે એ જાણે છે. ચાલ એવી નજીવી બાબતપર વખત ગુમાવ ના અને હર્મેચિસ્, હજી તું પૂરો વેપારી નથી થયો,” અને તેણે સિક્કા મારી ચામડાની થેલીમાં નાંખ્યા, અને વળી એવી હોશિયારી વાપરી કે, બાકીનાં કપડાં જે રહ્યાં હતાં તે રંગની બરણીમાં નાખ્યાં અને મારું મોઢું ફરી તેથી ધોવાને કહ્યું. વળી મારો આગલો કીમતી લિબાસ પેલા છૂપા ઓરડામાં સંતાડ્યો. આખરે સર્વ તૈયારી થઈ.

મેં પૂછ્યું “મારો જવાનો વખત થયો ?”

"હજી નહિ; હુમેંચિસ્, જરા ધીરજ રાખ; હજી એક કલાક મારી સોબતમાં મને કે કમને ગાળ અને પછી કદાચ છેલ્લી સલામ."

મેં કહ્યું, "કે આ વખત મેણાં મારવાનો નથી."

તે બોલી, "મારા ઉતાવળીઆ સ્વભાવને માટે મને માફ કરજે; પણ ખારા ઝરામાંથી પાણી કડવું જ નીકળશે. હુમેંચિસ્ બેસ, તું જાય ત્યાર પહેલાં મારે તને વધારે કડવા બોલ કહેવા છે."

મેં જવાબ દીધો "ત્યારે કહેવા માંડ; ગમે તેવા કડવા બોલની હવે મારાપર કંઈ અસર થવાની નથી."

અદબવાળી, મારી સામે તે ઉભી. દીવાનું અજવાળું તેના ખુબસૂરત ચહેરાને પ્રકાશિત કરતું હતું; તે ચહેરો ફિક્કો થઈ ગયો હતો, અને આંખોની આસપાસ ઘણી કાળાશ પથરાઈ હતી.

બે વખત ઉંચું જોઈ, બોલવા ગઈ, પણ તેનાથી બોલાયું નહિ. આખરે જ્યારે બોલી શકી, ત્યારે બોખરા ધીમા અવાજે, "હું તને જવા દઈ શકતી નથી. ખરું જણાવ્યા વગર હું જવા દઈ શકતી નથી. હુમેંચિસ્, તને ફસાવનાર હું હતી!"

સોગંદ લઈ હું ઉભો થયો, પણ તેણે મારો હાથ પકડ્યો.

તે બોલી "બેસ, બેસ, અને સાંભળ, બધું સાંભળ્યા પછી, તારે જે કરવું હોય તે મને કરજે. ધ્યાન દે, તારા કાકા સેપાની જગ્યા જ્યારે બીજી વાર હું તને મળી, ત્યારથી તારાપર હું મોહિત થઈ—કેટલે દરજે તેનું તને સ્વપ્ન પણ નથી. કલીઓપેટ્રાપરના તારા પ્રેમનો વિચાર કર; અને તેથી બેવડો અને તેથી પણ બેવડો અને ત્યારે કદાચ મારા પ્રેમનો કંઈક આભાસ આવશે. પ્રેમ, દિન પ્રતિદિન, વધતો ગયો, એટલે સૂધી કે તારે માટે જ માત્ર હું જીવતી હતી. પણ તું બેદરકાર હતો—બેદરકારથી પણ વધારે. એક જીવતી સ્ત્રી તરીકે મને ગણવાને બદલે, માત્ર હું તારા નસીબની કુંચી હોઉં, એમ તેં મને ગણી. અને વળી મેં જોયું—ખરે તેં પોતે જાણ્યું હશે; ત્યાર પહેલાં મેં જાણ્યું કે, જે નુકસાનકારક કિનારાપર તારું વહાણ ભાંગ્યું છે, તે તરફ તારા મનનું વલણ મજબૂત થયું. આખરે, તે રાત્રિ, તે ભયંકર રાત્રિ આવી કે જે રાત્રે, મારો રુમાલ, રસ્તામાં નાખી દેતાં અને મધુર શબ્દથી મારી રાણીની બક્ષીસ ગ્રહણ કરતાં, મેં તને જોયો. ત્યારે—તું જાણે છે, કે મારું મન તું કળી ન શક્યો ત્યારે—મેં દુઃખની મારીએ સર્વ તને જણાવ્યું. અને હુમેંચિસ્, તે વખતે, તેં મારી મશ્કરી કરી,! અરે શરમ છે! તેં તારી

મૂર્ખાઈમાં, મારી મશ્કરી જ કરી! હું ત્યાંથી ગઈ, પણ મારા મનમાં સ્રીના મનમાં જે ઉભરા સ્વાભાવિક થાય, તે થવા લાગ્યા. કારણ કે, હવે મારી ખાત્રી થઈ કે તું કલીઓપેટ્રાથી મોહિત થયો હતો; અને એવી હું ઘેલી જેવી થઈ ગઈ કે, તે જ રાત્રે તને ઉઘાડો પાડત; પણ મેં ધાર્યું-હજી નહિ, હજી નહિ; કાલે કદાચ તું જરા પીગળશે. સવાર પડી, અને આપણી યુક્તિ પાર પડવાની સર્વ તૈયારી થઈ રહી હતી કે જેથી તું ફેરો બનત. હું પણ સવારના આવી-તને યાદ હશે. અને જ્યારે મેં મર્મમાં વાત કરવા માંડી, ત્યારે વળી તેં જાણે કંઈ નકામી વાત હોય, અને પળ પણ વિચારવા લાયક ન હોય એમ ધારી મને તેં ધિક્કારી કાઢી; અને જ્યારે મેં જોયું કે કલીઓપેટ્રાપર તારો પ્રેમ હતો-જે તું જાણતો નહોતો-તેથી તું આમ કરતો હતો-ત્યારે તો હું ગાંડી જ થઈ ગઈ; અને મારા મનમાં જાણે કંઈ ભૂત ભરાયું હોય એવું થયું, જેથી હું મારું ભાન ભૂલી ગઈ, મારાપર હું કંઈ પણ કાબૂ રાખી શકી નહિ. અને તેં મારાપર ફિટકાર કર્યો, તેથી, આ હમેશ સુધી લાજવા જેવું કામ મેં કર્યું—કલીઓપેટ્રાના ઓરડામાં હું ગઈ અને તને અને તારી સાથે મળેલા સર્વને ઉઘાડા પાડ્યા. મેં કહ્યું કે તારાથી કંઈ લખાણ પડી ગયેલું જે મારા હાથમાં આવવાથી મેં સર્વ જાણ્યું છે."

મેં નિઃશ્વાસ નાંખ્યો, અને ચુપ બેઠો, અને દિલગીરીથી મારા તરફ જોતી તે બોલી "કાવત્રું બહુ અચંબો ઉપજાવે એવું અને ઉંડાં મૂળીયાં નાંખેલું તેણે જ્યારે જાણ્યું, ત્યારે તો તે ગભરાઈ; અને પહેલાં તો સેયસ કે સાઇપ્રસ નાસી જવા વિચાર કર્યો, પણ મેં સમજાવ્યું કે બધા રસ્તા બંધ છે. પછી તેણે તને તારા ઓરડામાં મારી નાંખવાનો વિચાર કર્યો, અને તે વિચારમાં હું તેને છોડી જતી રહી, કારણ કે તે વખતે તારા મોતમાં હું ખુશ હતી-જો કે તેથી રડી રડીને મારે પણ જીવ આપવો પડત-પણ મેં હમણાં જ શું કહ્યું? વેર એવી ચીજ છે કે, ઘણી વેળા વેર લેનારને જ નુકસાન કરે છે, તેમ જ મને થયું. કારણ કે, મારા ગયા પછી, અને તારા આવતાં સુધીમાં, વધારે ઉંડી યુક્તિ તેણે રચી, તેને તને મારી નાખતાં બીક લાગી; કારણ કે, તેથી વધારે ઉશ્કેરણી થાત. પણ તેણે જોયું કે બીજાઓને શકમાં નાંખી તને જીતી લેવો, અને તું વિશ્વાસઘાતક છે એમ દેખાડવું. એ યુક્તિ કાવત્રાને મૂળમાંથી છેદનારી થઈ પડશે. આ યુક્તિ મનમાં ઉભી થઈ. એટલે તેણે હિંમતથી માથે કામ લીધું અને તું જાણે છે, હર્મેચિસ, કે તને કેમ જીત્યો અને આવી રીતે મારાપર જ મારું ફેંકેલું વેરનું તીર પડ્યું? સવારે મેં જાણ્યું કે, મેં

વ્યર્થ પાપ કર્યું, બિચારો પૉલસ મુઓ અને જે કામ કરવાના મેં સોગંદ લીધા હતા, તે જ મેં ઉઘાડું કર્યું, અને જેને હું ચાહતી હતી તેને લંપટ મિસરને હાથ જવા દીધો."

તેણે માથું નમાવ્યું, પણ હું કાંઈ બોલ્યો નહિ એટલે આગળ ચલાવ્યું. "હુર્મેચિસ, મારું સઘળું પાપ કહેવા દે, અને પછી ઇનસાફ કર. પછી આમ બન્યું;–કલીઓપેટ્રાનો પ્રેમ તારાપર અડધો બંધાયો, અને તારી સાથે લગ્ન કરવાનો તેણે વિચાર કર્યો. તેના આ પ્રેમને લીધે, તેણે દગામાં ભળેલા બીજાઓને બચાવ્યા. આવા વિચારથી, કે જો તારી સાથે લગ્ન કરે તો તેઓ મિસરનો પ્યાર ખેંચવામાં મદદરૂપ થાય, અને વળી તેણે તને ફસાવ્યો, અને તેં મિસરની છૂપી દોલતનો ભેદ તેને કહ્યો કે, જે દોલત આજે ઍન્ટનીને ખુશ કરવામાં તે ઉરાડે છે. અને ખરું કહું તો તે વખતે તેનો વિચાર પોતાના સોગંદ પાળી તને પરણવાનો હતો; પણ તે જ સવારે, જ્યારે ડેલીયસના આવવાનો વખત થયો, ત્યારે મને બોલાવી, પોતાના સર્વ વિચાર કહ્યા. મારા લાવણ્યવિશે તેનો ઘણો સારો મત છે અને તેથી મને પૂછ્યું કે, ઍન્ટનીની દરકાર ન કરતાં તને પરણવું, કે ઍન્ટનીને હાથપર રાખવો? અને તે મારો સઘળો દોષ સાંભળ–અદેખાઇને લીધે તને તેના ખાવિંદ તરીકે જોવાને બદલે ઍન્ટનીને હાથપર રાખવાની મેં તેને સલાહ આપી. મેં ડેલીયસપાસેથી વાતમાં જાણી લીધું હતું કે, જો કલીઓપેટ્રા ઍન્ટનીને મળશે તો તે પાકા ફળની માફક તેના પગે પડશે અને મારી યુક્તિનું પરિણામ મેં તને દેખાડ્યું. ઍન્ટની અને કલીઓપેટ્રા એક બીજાના પ્યારમાં ગુંથાઈ ગયાં છે અને તું લૂટાયો છે અને હું સર્વ સ્ત્રીમાં દુ:ખી થઈ છું. કારણ કે, મેં જ્યારે હમણાં તને દિલગીરીમાં વલોપાત કરતો જોયો ત્યારે તારી સાથે મારું હૈયું પણ ફાટ્યું અને મારા સર્વ પાપનો બોજો વધારે વાર ખમાઈ નહિ શકાયાથી તને કહેવા અને તેની શિક્ષા લેવા નિશ્ચય કીધો.

"અને હુર્મેચિસ! હવે મારે વધારે કહેવાનું નથી. માત્ર તેં સર્વ ધ્યાન દઈ સાંભળ્યું તે માટે તારો ઉપકાર માનું છું અને આટલું કહું છું કે, હું પ્રેમથી ઘેલી થઈ, તેથી મેં તારો જીવ લેવા જેટલાં પાપ કર્યાં! તને બેમને, અને મને પોતાને મેં નુકસાન કર્યું છે! હવે મોતથી મારો છૂટકો થવા દે! હુર્મેચિસ, તું મને મારી નાંખ, તારી તલવારથી હું ખુશીથી મરીશ, અને તેની ધારને ચુમી લઇશ. મને મારી નાંખ અને પછી જા; કારણ કે, તું નહિ મારે તો હું મારી મેળે જરૂર મરીશ!"

તે ઘૂંટણીએ પડી પોતાની છાતી ઉંચી કરી મારી આગળ બેઠી કે હું મારું ખંજર મારું. ગુસ્સામાં હું તેમ કરત. કારણ કે બધા કરતાં મારી પડતી સ્થિતિમાં આ સ્ત્રીએ મને કેવાં મેણાં માર્યાં હતાં તે મને યાદ આવ્યું હતું; પણ એક ખૂબસૂરત સ્ત્રીને મારી નાખવાનું કામ કઠણ છે અને જેવો મારો હાથ મેં ઉંચો કર્યો, તેવું મને યાદ આવ્યું કે, તેણે મારી જિંદગી આ સુદ્ધાં બેવાર બચાવી હતી."

મેં કહ્યું "બેશરમ સ્ત્રી! ઉઠ. હું તને નહિ મારું; હું તે વળી કોણ કે તારો ઇનસાફ કરું? મારાં પાપ જ એટલાં છે કે, આ દુનિયામાં તેનો ઇનસાફ થાય એમ નથી."

તે બોલી "હર્મેચિસ, મને મારી નાંખ! મને મારી નાંખ! નહિ તો હું પોતે મરીશ! હવે મારાથી આ બોજો વધારે ખમી શકાય તેમ નથી! આમ શાંત ન થા! મને ધિક્કાર, અને માર!"

"ચારમીઅન, તેં મને હમણાં જ શું કહ્યું કે, જેવું રોપીએ તેવું લણીએ? તારે આત્મઘાત કરવો, એ ધર્મથી વિરુદ્ધ છે; તારા જેટલો જ હું પાપી છું અને મારે તને મારવી એ પણ ઠીક નથી. ચારમીઅન, તારાં કર્મનાં ફળ તારે જ ભોગવવાં જોઇએ. નીચ સ્ત્રી! તારી અદેખાઇથી મારો અને મિસરનો આ દિવસ આવ્યો. જીવ, અને પાપનું કડવું ફળ ભોગવ! તારી ઉંઘમાં જે દેવને તેં દગો દીધો તે તને ભયંકર સ્વપ્ન આપો! તેઓ વેર લેવાની વાટ જોઈ રહ્યા છે! જે માણસ તારા પ્રેમને લીધે ખરાબ, અને પાયમાલ થયો, તેની યાદગીરીથી લોલી કલીઓપેટ્રાના હાથતળે મિસરનાં દુ:ખ જોઇને અને એન્ટનીનું રાજ્ય જોઈ તારા દહાડા દુ:ખમાં જાઓ."

"અરે, હર્મેચિસ, આમ ના બોલ! તલવાર કરતાં પણ તારા બોલ વધારે તીખા છે; અને તે તેટલી ઝડપથી નહિ, તો પણ જરૂર મને મારશે જ! હર્મેચિસ, સાંભળ" અને તેણે મારો ઝભ્ભો પકડ્યો. "જ્યારે તું મોટી પદવીએ હતો, અને જ્યારે સર્વ તારા પંજામાં હતું, ત્યારે ત મને ધિક્કારી. કલીઓપેટ્રા હવે તને ચાહતી નથી તોપણ હજી તું મને ધિક્કારશે? હવે તારી સ્થિતિ બદલાઈ ગઈ છે, અને તારે નીરાંતનું કોઈ સ્થાન રહ્યું નથી; છતાં એમ જ કરશે? હજી હું ખુબસૂરત છું, અને તને પૂજું છું, મને તારી સાથે નાસવા દે અને મારા પ્યારથી હવે કંઈ બદલો વાળવા દે. અથવા એ તને ઘણું ભારે લાગતું હોય તો તારી બહેન અને તારી નોકર તરીકે–તારી ગુલામડી તરીકે રહેવા દે કે, જેથી હજી હું તારી સાથે રહી તારા દુ:ખમાં ભાગ લઈ શકું. ઓ હર્મેચિસ, મને આવવા દે અને હું સર્વ

વેઠીશ, હિંમતથી સર્વ દુઃખ સહીશ. માત્ર મોત જ તારી આગળથી મને ખસેડશે; કારણ કે, મારી ખાત્રી છે કે, જે પ્યારે આટલું નુકસાન કર્યું છે તે જ પ્યાર તને અને મને બન્નેને પાછાં તારશે!"

"અરે સ્ત્રી, વળી વધારે પાપ કરવા મને લલચાવે છે? અને તું એમ ધારે છે કે કોઈ ખૂણામાં જ્યાં મારે સંતાવું પડશે, ત્યાં પડ્યો, પડ્યો, મને દગો દેનારને હું નિરંતર જોઈ શકીશ? આમ સહેલથી તારાથી બદલો નહિ વળે? આટલું તો હું પણ હમણાં જાણું છું કે પશ્ચાત્તાપના દિવસ તારે માટે ઘણા હજી બાકી છે! કદાચ વેર લેવાનો વખત હજી પણ આવે, અને તારો ભાગ તેમાં બજાવવાને તું કદાચ જીવે. તારે હજી કલીઓપેટ્રાના દરબારમાં રહેવું જોઈએ અને જો ત્યાં તું હશે અને હું જીવતો છું તો વખત બે વખતે તને ખબર આપવાને હું શક્તિવાન્ થઈશ–કદાચ એવો દિવસ આવે કે, મને તારું કામ પડે. હવે સોગંદ લે કે, બીજીવાર મને તું દગો નહિ દે."

"હુર્મેચિસ્, હું સોગંદ લઉં છું! જો એક અણુ માત્ર પણ તારા કામમાં હું દગો કરું તો, જેટલું મારે હમણાં ખમવું પડે છે, તેના કરતાં હજાર દરજ્જે વધારે દુઃખ સ્વપ્ને પણ ન ધરાય એવું દુઃખ થાઓ અને તારા કામની રાહ જોતાં જિંદગી સુધી ખોટી રહેવું પડે તો પણ શું થયું!"

"ઠીક છે. એટલું ધ્યાન રાખજે કે, બીજીવાર આપણીસાથે દગો ન થાય; મારું નસીબ અજમાવવા હું જાઉં છું; તું તારું અજમાવ. કદાચ આપણા જૂદા રસ્તા, એક સાથે મળી પાછી જાળ પથરાય. ચારમીઅન, તારી પોતાની ખુશીથી મારાપર પ્રેમ બાંધનાર અને તે જ પ્રેમને લીધે મારું નખોદ વાળનાર, છેલ્લી સલામ!"

આંખો ફાડી તે મારી તરફ જોઈ રહી—પોતાના હાથ મારી સામે મેળવવા લંબાવ્યા; અને નાસીપાસીના દુઃખથી આખરે ભોંયપર પડી.

મેં કપડાંની ગાંસડી તથા લાકડી લીધી અને બહાર નીકળ્યો. નીકળતાં છેલ્લી નજર નાંખી. તે ભોંયપર પડી હતી, હાથ લાંબા નાખ્યા હતા. વાળ વિખરાઈ ગયા હતા, મોઢું કપડાથી પણ સફેદ થઈ ગયું હતું, અને તેનું સુંદર કપાળ ધૂળમાં રગદોળાતું હતુ.

તેને આવી સ્થિતિમાં મૂકીને હું ગયો; અને નવ વર્ષ વહી ગયાં ત્યાં સુધી હું તેને મળી શક્યો નહિ.

(અહીં કાગળિયાના બીજા અને મોટામાં મોટા બંડલનો છેડો આવે છે.)

---

# ખંડ ૩ જો.

-✲✲✲✲-

## હર્મેચિસ્નો કીનો.

---

### પ્રકરણ ૧ લું.

**ટાર્સસ્માંથી હર્મેચિસ્નું પલાયન; સમુદ્રના દેવોના બલિદાન તરીકે તેનું સમુદ્રમાં નંખાવું; સાઈપ્રસ દ્વીપમાં તેનો નિવાસ; અબૌથિસમાં તેનું પાછું આવવું અને એમનમહાતનો સ્વર્ગવાસ.**

હું દાદર સહીસલામત ઉતર્યો, અને તે મોટા ઘરના ચોકમાં આવ્યો. સૂર્યોદય થવાને માત્ર એક કલાક બાકી હતો, તેથી કોઈ પણ નજરે પડતું નહોતું. નાચનારીએ નાચવું બંધ કર્યું હતું, અને બધે ચુપકીદી પથરાઈ ગઈ હતી. હું દરવાજા નજીક આવ્યો, ત્યારે મોટો ઝભ્ભો પહેરી ઉભેલા ચોકીદારે મને અટકાવ્યો.

બ્રેનસનો અવાજ આવ્યો. તેણે પૂછ્યું "કોણ છે?"

"સાહેબ, એક વેપારી, જે રાણીની દાસીને માટે, અલેકઝાન્દ્રીઆથી કંઈ સોગાત લાવ્યો હતો, અને તેના પરોણા તરીકે રહ્યો હતો, તે હવે પાછો જાય છે;" મેં અવાજ બદલી કહ્યું.

તે ધુરકી બોલ્યો "રાણીની દાસીઓ પરોણાઓને બહુ રોકે છે, ઠીક છે, મજાના દિવસ છે. વેપારી સાહેબ, કંઈ એંધાણી આપો; એંધાણી વગર તમારાથી જવાશે નહિ."

"એન્ટની" સાહેબ; જે ઘણો નેક બોલ્ત છે. હું ઘણો ફર્યો છું, પણ આવો સરદાર કે આવો નેક માણસ જોયો નથી. સાહેબ, મેં બહુ દૂર દેશની મુસાફરી કરી છે અને ઘણા અમલદાર જોયા છે."

"એન્ટની' એંધાણી છે! હા, તે કેટલીક બાબતમાં હોશીયાર સરદાર છે તેમાં મુખ્ય કરી જ્યારે કોઈ સ્ત્રી લલચાવનાર નથી હોતી, અને જ્યારે કંઈ નશો કીધો નથી હોતો ત્યારે. મેં એન્ટનીના હાથ નીચે, તેમ જ એના દુશ્મનોમાં નોકરી કરી છે; તેથી, એની ખૂબી જાણું છું. ઠીક, ઠીક હમણાં તો એ કામમાં છે!"

મારી સાથે આટલી વાતચીત તેણે દરવાજા આગળ રોન ફરતાં ફરતાં જ કીધી. પણ હવે જરા જમણી બાજુએ ખસી રસ્તો ખુલો કર્યો.

બ્રેનસ આગળ વધી ધીમેથી શાંતપણે બોલ્યો "હર્મેચિસ, છેલ્લી સલામ, ભલે જા! હવે ખોટી ન થા. પણ કોઈ કોઈ વાર બ્રેનસ, જેણે તારા જીવને માટે પોતાનો જીવ જોખમમાં નાખ્યો, તેને યાદ કરજે; બચ્ચા, છેલ્લી સલામ! આપણે સાથે ઉત્તર તરફ જતા હોત તો કેવું સારું." પછી પોતાની પીઠ મારી તરફ કરી તે મનમાં કાંઈ ગાવા લાગ્યો.

"બ્રેનસ, પ્રામાણિક, બ્રેનસ, છેલ્લી સલામ," આ પ્રમાણે જવાબ દઈ હું આગળ ચાલ્યો. પાછળથી મને ખબર પડી કે, જ્યારે સવારે મારાઓ મને બધે શોધી વળ્યા પણ મારો પત્તો ન લાગ્યો; અને તેથી જ્યારે બહુ પૂછપરછ થઈ, ત્યારે બ્રેનસે મારી ખરેખરી સેવા બજાવી. તે સોગંદ ખાઈ બોલ્યો કે જ્યારે એક વાગ્યાને સુમારે પોતે એકલો રોન ફરતો હતો ત્યારે તેણે મને છાપરાપર એકલો આવતો જોયો. પછી મેં મારો ઝભ્ભો પહોળો કર્યો કે તરત તેની પાંખ થઈ, અને હું આસમાન તરફ તેને અચંબામાં નાંખી ઉડી ગયો. વળી દરબારના સર્વ માણસો મારી જાદુ વિદ્યાની વાત જાણતા હતા તેથી આ વાત ખરી માની. તેને તેમણે ઉત્તેજન આપ્યું. વળી તેઓ બહુ આશ્ચર્ય ચકિત થઈ, એનું કારણ શું હશે અને ભવિષ્યમાં શું બનશે, તે વિષે વિચારમાં પડ્યા. આ વાત મિસરમાં પણ પહોંચી અને જેમને મેં સોગંદ તોડી ઠગ્યા હતા તેમનામાં આથી મારી અપકીર્તિ થતી મટી; તેઓમાંના અજ્ઞાન એમ માનવા લાગ્યા કે, મેં જે કર્યું હતુ તે મારી પોતાની ખુશીથી નહિ પણ માત્ર દેવોની પ્રેરણાથી, અને હવે તે જ દેવોએ મને પાછો બોલાવી લીધો હશે, એમ તેઓ માનવા લાગ્યા. આજે પણ એમ કહેવાય છે કે, "જ્યારે હર્મેચિસ્ પાછો જન્મ લેશે ત્યારે મિસર સ્વતંત્ર થશે."

પણ, અફસોસ, હર્મેચિસ્ પાછો આવનાર નથી! માત્ર ક્લીઓપેટ્રા જે ઘણી બીધી છતાં એ વાત માનતી નહોતી. તેણે મારી પાછળ એક વહાણ હથીયારબંધ મોકલ્યું. પણ આગળ જણાવીશ, તેમ તેને મારો પત્તો મળ્યો નહિ.

ચારમીઅને, જે વહાણ વિષે કહ્યું હતું, ત્યાં પહોંચ્યો, તો તે ઉપડવાની તૈયારીમાં માલુમ પડ્યું. મેં નાખુદાને કાગળ આપ્યો. નાખુદા મારી તરફ વિચિત્ર રીતે જોઇ તે વાંચી ગયો; પણ કંઈ બોલ્યો નહિ.

નદીમાં પાણીનો વેગ સારો હતો, તેથી અમે ઝડપથી આગળ ચાલ્યા, કંઇપણ અડચણ વગર છેક મુખ આગળ આવ્યા અને સારો પવન જોઈ સમુદ્રમાં ઝોકાવ્યું. રાત્રે પવનનું જોર ઘણું વધ્યું. ખલાસીઓ

એથી બીધા અને નદી તરફ પાછા ફરવાનો વિચાર કર્યો, પણ દરીઓ તોફાની હોવાથી માંડી વાળ્યું. આખી રાત પવન જોરમાં ફૂંકયો અને સવાર થતાં તો અમારો કુવો પણ ઉડી ગયો. મોટા મોજા વચ્ચે, અમે નિરાશ થઈ ઝોકાં ખાતા હતા. હું તો કંઇ પણ દરકાર કર્યા વગર એક ઝબ્બો વીંટાળી ખૂણામા બેઠો હતો; મેં કંઇ પણ બીક ન દેખાડી, તેથી ખલાસીઓ મને જાદૂગર સમજવા લાગ્યા, અને મને દરિયામાં નાંખી દેવા તૈયાર થયા; પણ નાખુદાએ તેમ કરવા દીધું નહિ. સવારે પવન જરા શાંત થયો; પણ બપોરે તોફાન પાછું શરુ થયું. સાંઝના ચાર વાગે સાઇપ્રસના ભૂશિર આગળના ખડકોવાળા કિનારા આગળ આવ્યા, અને તે તરફ ઝડપથી વહાણ ધસડાવા લાગ્યું. વળી ખલાસીઓએ જ્યારે આ ભયંકર ખડક અને મોજાનું જોર જોયું, ત્યારે વળી તેઓ ગભરાયા અને રડવા લાગ્યા. હજી પણ મને તોફાનની કંઇ પણ અસર ન થવાથી તેમની ખાત્રી થઈ કે હું જાદૂગર જ હતો, અને મને નાંખી દેવા વળી તેઓ તૈયાર થયા. આ વેળા નાખુદાનું કંઇ ઉપજ્યું નહિ તેથી તે બોલ્યો નહિ. તેઓ જ્યારે મારી નજીક આવ્યા, ત્યારે મેં તેમને બેધડકપણે કહ્યું "ભલે તમારી ખુશીમાં આવે તો મને નાંખી દો; પણ મને નાંખી દેશો, તો તમે જરૂર મરી જશો."

મારી જિંદગીની મને કંઈ પણ દરકાર નહોતી; મરવાને તો હું તૈયાર જ હતો; માત્ર દેવી આઇસિસની હુજૂરમાં શો જવાબ દઇશ, તેની બીક હતી.

મારા આવા દુર્ભાગ્યને લીધે દિલગીરી અને નાસીપાસી એટલી થઈ હતી કે, તે ધાસ્તી પણ જતી રહી, તેથી તેમણે જંગલી પશુ જેવા ગાંડા થઈ મને ઉંચકી, ઉછળતા પાણીમાં નાંખી દીધો. એ વખતે આઇસિસ દેવીની પ્રાર્થના કરી હું મરવા તૈયાર થયો; પણ હજી મારા નસીબથી મોત દૂર હતું—જ્યારે પાણીની સપાટી ઉપર હું આવ્યો, ત્યારે મારી નજીક એક લાકડું તરતું મેં જોયું, જેને હું વળગી પડ્યો; એક મોટો મોજો આવ્યો, અને જાણે લાકડા ઉપર હું સ્વાર થયો હોઉં એમ તે સાથ ધસડાયો. પેલા ક્રૂર ખલાસીઓ, મારા ડૂબવાની, રાહ જોતા એકઠા થઈ વહાણપર ઉભા હતા. હું તેમનાથી આઘો ધસડાઈ ગયો; જાણે મોજાપર સ્વાર થયો હોઉં એમ જોઈ, અને મારા મોઢાનો રંગ ખારા પાણીથી ધોવાઈ, પાછો સફેદ થયો હતો, તે જોઈ ખલાસીઓ બીધા, અને ચીસ નાંખી તુતકપર પડ્યા. થોડીવારમાં એક મોટો મોજો જે મને કિનારા તરફ ધસડી ગયો, તે જ તે વહાણપર ફરી વળી તેને ગળી ગયો. ફરી વહાણ નજરે પડયું નહિ.

બધા માણસો સહિત તે ડૂબી ગયું. એ જ તોફાનમાં મારા શોધમાં જે વહાણ મોકલ્યું હતું તે પણ ડૂબી ગયું. આવી રીતે મારો કંઈ પણ પત્તો ન લાગવાથી કલીઓપેટ્રાની ખાત્રી થઈ કે, હું મરી ગયો હઈશ.

કિનારા તરફ હું ઘસડાતો ચાલ્યો. પવન ચીસો પાડી રહ્યો હતો, ખારા પાણીની છોળ મારા મોઢાપર આવ્યા કરતી હતી. મારી આસપાસ દરિયાઈ પક્ષીઓ ઉડી રહ્યાં હતાં, મને કંઈ પણ ધાસ્તી લાગતી નહોતી; પણ ઉલટી કંઈ ન સમજ પડે તેવી રમૂજ મળતી. અને જીવસટોસટનું જોખમ નજીક આવવાથી જિંદગી પ્રિય લાગવા માંડી. ઘડીકમાં આકાશ તરફ ઉંચે ઉછળતો, તો ઘડીકમાં દરિયાના ઉંડાણમાં ડૂબતો. આખરે ખડકવાળી જમીન દેખાઈ. પવનના સપાટા વચ્ચે ઉછળતાં મોજાનો ખડકપર થતો અથડાટ અને સમી જતા મોજાની સાથે કિનારાપરથી ઘસડાઈ આવતા ન્હાના પત્થરોનો ધીમો અવાજ સંભળાતો હતો. એક મોટો મોજો આવ્યો, તેની સાથે હું ઉછળ્યો. પચાસ હાથ નીચે દરીઆની સપાટી હતી, ઉપર કાળાં વાદળ હતાં! હવે થઈ ચૂક્યું! લાકડાનો ટુકડો હાથમાંથી છૂટી ગયો, અને સોનાના સિક્કાની થેલીના વજનથી, તથા કપડાંથી ગુંચવાઈ ઘણા પછાડા માર્યા છતાં હું ડૂબ્યો.

હવે હું પાણીની નીચે ગયો. થોડો વખત પાણીની અંદરથી અજવાળું જણાયું અને પછી અંધકાર થઈ રહ્યો. પાછલા બનાવ યાદ આવ્યા. એક પછી એક આખી જિંદગીનો હેવાલ આંખો આગળ તરી આવ્યો. માત્ર બુલબુલનું ગાયન, સમુદ્રનો અવાજ, અને કલીઓપેટ્રાની જીતનું મધુર હાસ્ય, મારે કાને સંભળાયા કીધાં. ધીમે ધીમે તેના અવાજ મંદ થયા, અને આખરે સર્વ શૂન્ય થઈ ગયું, મારું ભાન ગયું.

ફરી એકવાર જીવ આવ્યો. શરીરમાં અસહ્ય દુ:ખાવો, અને ઘણી નબળાઈ માલમ પડ્યાં; આંખ ઉઘડી, ત્યારે કોઈ માયાળુ ચહેરા નજરે પડ્યા; કોઈ ઘરના ઓરડામાં હું હતો એમ જણાયું.

મેં ધીમા અવાજે પૂછયું "અહીં શી રીતે આવ્યો ?"

અશુદ્ધ યૂનાની ભાષામાં કોઈ કઠણ અવાજે બોલ્યું "પૉસીડન તને અહીં લઈ આવ્યો. અય અણજાણ માણસ, કિનારાપર તને પડેલો અમે જોયો અને ત્યાંથી અહીં લઈ આવ્યા. અમો માછી છીએ અને હું ધારું છું કે, તારે થોડા દિવસ અહીં રહેવું પડશે; કારણ કે, તારો ડાબો પગ મોજાના જોરથી ભાંગી ગયો છે."

મેં મારો પગ હલાવવા કોશિશ કરી, પણ વ્યર્થ; હાડકું ઘૂંટણની ઉપરથી ભાગ્યું હતું, એ ખરું હતું.

તે ખલાસીએ વળી પૂછ્યું "તું કોણુ છે! તારું નામ શું?"

મેં કહ્યું "હું મિસરનો એક મુસાફર છું, તોફાનમાં વહાણુ ભાંગી ગયું ને મારું નામ "ઓલીમ્પસ" છે." અહીંથી થોડે દૂર એ નામનો એક પહાડ હતો, જે યાદ આવવાથી તે જ નામ મેં ધારણુ કરી લીધું. એ પછી મને સર્વ તે નામથી જ પીછાનતા.

છ મહિના આ લોકો સાથે હું રહ્યો. પેલા સિક્કા સહીસલામત હતા તેમાંથી તેમને કંઇક પૈસા આપ્યા. મારું હાડકું સાજું થતાં ઘણા દિવસ લાગ્યા; છતાં પગે ખોડ રહી. અગાઉ મારું શરીર કદાવર, મજબૂત અને સીધું હતું, અને હવે હું લંગડાતો ચાલતો હતો. હું કંઇક સારો થયો, છતાં તેમની સાથે રહી માછીનો ધંધો કરવા લાગ્યો. મારે ક્યાં જવું અને શું કરવું, તે કંઈ પણુ સૂજ્યું નહિ. એક વખત એવો જ વિચાર થયો કે, ગરીબ માછી થઈ જ્યાં ત્યાંથી જિંદગી પૂરી કરવી. અહીંના લોક મને આજીજી કરવા લાગ્યા. જો કે તેઓ પણુ બીજાઓની માફક મારાથી ડરતા હતા. સમુદ્ર એક જાદૂગરને ઘસડી લાવ્યો છે, એમ તેઓ માનતા. ચિંતા અને દિલગીરીથી મારો ચહેરો એવો બદલાઈ ગયો હતો કે, લોકો મારા તરફ જોઈ ડરતા હતા.

આ પ્રમાણે અહીં રહ્યો પણુ એક રાત્રે હું પડ્યો પડ્યો સૂવાનાં ફાંફાં મારતો હતો, તેટલામાં મને ઘણી બેચેની થઈ અને સીહોરનું મોઢું જોવાની ઘણી ઉત્કંઠા થઈ. આ ઉત્કંઠા મારા મનની મુરાદ હતી કે, ઇશ્વરી પ્રેરણા હતી, તે હું કહી શકતો નથી; પણ એટલું તો ખરું કે, આ ઇચ્છાની મારા મનપર એવી મજબૂત અસર થઈ કે સૂર્યોદય થતાં પહેલાં તો હું ઉઠ્યો અને મારાં માછીનાં કપડાં પહેરી, મારા પરોણા મને કંઈ સવાલ ન કરે તેવા વિચારથી, તેમની નીચે પ્રમાણે રજા લઈ ચાલી નીકળ્યો. પહેલાં તો લાકડાના સ્વચ્છ મેજપર થોડા સોનાના સિક્કા મૂકયા, અને પછી એક લોટનું વાસણુ લઈ નીચે પ્રમાણે દસ્કત તેથી દોર્યાઃ—"મિસરનો ઓલીમ્પસ, કે જે સમુદ્રમાં પાછો જાય છે, તે તરફથી આ બક્ષીસ."

પછી હું નીકળ્યો, અને ત્રીજે દિવસે સલામીસ શહેર જે પણુ સમુદ્ર કિનારે આવેલું છે, ત્યાં પહોંચ્યો. અહીં અલેકઝાન્દ્રીઆ તરફ જતું વહાણુ મળે તેની તજવીજમાં માછીઓ સાથ રહ્યો. પછી એક વહાણુ આવતાં તેનો નાખુદા જેનું નામ પેરેસ હતું, તેની પાસે ખલાસીની નોકરીની માગણી કરી નીકળી પડ્યો. અમને સારો પવન મળ્યો, તેથી પાંચમે દિવસે એલેકઝાન્દ્રીઆ, તે અણુગમતું શહેર કે જેના સોનાના ઘૂમટો દીવાના તેજથી ચળકી રહ્યા હતા ત્યાં અમો પહોંચ્યા.

અહીં મારે રહેવું નહોતું, તેથી ફરી એક ખલાસી તરીકે એક વહાણમાં રહ્યો, અને નાઇલ નદી તરફ અમે હંકારી ગયા. મને લોકની વાતચીતપરથી ખબર પડી કે, કલીઓપેટ્રા અલેક્ઝાન્ડ્રીઆમાં પાછી આવી હતી અને એન્ટનીને સાથે લાવી હતી તથા લોકીઆના મહેલમાં બાદશાહી દમામથી તેઓ રહેતાં હતાં. ખલાસીઓએ વળી તે ઉપર એક ગીત જોડી કાઢ્યું હતું, કે જે તેઓ હલેસાં મારતી વખતે ગાતા હતા. વળી જે વહાણુ પેલા સિરીયાના વેપારીની પાછળ મોકલ્યું હતું, તે કેવી રીતે સર્વ માણસો સહિત ડૂબી ગયું તથા રાણીનો જોશી હર્મેચિસ્, ટારસસના ઘરના છાપરાપરથી આકાશ તરફ ઉડી ગયો, તે વાત પણ સાંભળી. વળી કલીઓપેટ્રાના પ્યારનું ગીત જે તેઓ ગાતા હતા તે ગાવામાં હું ભાગ નહોતો લેતો, તે જાણી તેઓ અચંબો પામ્યા. તેઓ પણ મારાથી ડરવા લાગ્યા અને માંહોમાંહે મારી વાત ગુપચુપ કરવા લાગ્યા. હવે મને ખબર પડી કે, મારી સ્થિતિ એવી થઈ ગઈ હતી કે, જેથી કોઈ પણ મને ચાહે નહિ, પણ ધિક્કારે.

છઠ્ઠે દિવસે અબૌથિસની નજીક અમે આવ્યા કે, જ્યાં મેં વહાણુ છોડયું, અને મને જતો જોઈ ખલાસીઓ પણ ખુશ થયા. મારું હૈયું ભરાઈ આવ્યું, ઓળખીતા માણસો નજરે પડ્યા; પણ મારા છૂપા વેશથી અને પગની ખોડથી મને કોઈ ઓળખી શકયું નહિ. આખરે સંધ્યાકાળ થવા આવ્યો ત્યારે મંદિરના બહારના મોટા દરવાજા આગળ આવ્યો. અને અહીં, એક પડી ગયેલા ઘરના ખૂણામાં જઈ બેઠો. હું શા કારણથી અહીં આવ્યો હતો અને હવે શું કરવું, તે વિષે કંઈ પણ સૂઝ પડી નહિ. એક ભૂલા પડેલા બળદની માફક, દૂર દેશાવરથી જન્મભૂમિમાં આવ્યો, પણ શા માટે? જો મારા પિતા આમન જીવતા હશે, તો તે મારું મોઢું જોશે જ નહિ. આવા વિચારથી તેની આગળ જવાની મારી હિંમત ચાલી નહિ. હું ભાંગેલા પીઠીયાની વચ્ચે ભરાઈ બેઠો, અને મંદિરના દરવાજામાંથી કોઈ ઓળખીતું કદાચ નીકળે, એમ ધારી તે તરફ જોઈ રહ્યો. અને તે મોટા દરવાજા ઉઘાડા હતા છતાં કોઈ પણ જતું આવતું ન હોતું. પછી મને જણાયું કે જ્યાં ઘાસ વગેરે કંઈ પણ અગાઉ ઉગ્યું ન હોતું, ત્યાં હવે તે ઉગ્યું હતું. આનું શું કારણ હશે? મંદિરને છોડી શું બધા જતા રહ્યા હતા? નહિ; એમ બને જ કેમ? અમર દેવોની જ્યાં હજારો વર્ષ થયાં રોજ પૂજા થતી હતી તેમની પૂજા બંધ કેમ પડે? ત્યારે શું મારા પિતા મરણ પામ્યા હશે? તેમ બન્યું પણ હોય. છતાં આવી શૂન્યતા કેમ? પૂજારીઓ અને ધર્મગુરુઓ કયાં ગયા?

આવો શક વધારે વાર ખમી શકાયો નહિ, એટલે જ્યારે સૂર્યાસ્ત થવા આવ્યો, ત્યારે એક શિકારીના ભયથી ભાગેલા શિયાળની માફક ધીમે ધીમે દરવાજામાં પેઠો અને મોટા દીવાનખાનામાં પહોંચ્યો. અહીં હું અટક્યો; મારી આસપાસ નજર કરી—આ પવિત્ર અંધારી જગ્યામાં કોઇનો પણ અવાજ સંભળાયો નહિ, કે કોઈ પણ નજરે પડ્યું નહિ.

ધડકતી છાતીએ હું બીજા દીવાનખાનામાં ગયો કે જ્યાં છત્રીસ સ્તંભ હતા અને જ્યાં ત્યાંના રાજા તરીકે મને અભિષેક થયો હતો. ત્યાં પણ કોઈ નજરે પડ્યું નહિ, એટલે ત્યાંથી આગળ ચાલ્યો. આ ત્યજાયલી પવિત્ર જગ્યામાં મારા પગનો ભણકારો એવો થતો કે, તેની મને ધાસ્તી લાગવા માંડી. ફેરોનાં નામ જે જગ્યામાં લખેલાં છે ત્યાં થઈ મારા પિતાના ઓરડા તરફ ગયો. બારણાપર હજી પડદો હતો, પણ અંદર કોઈ હશે!–કે ખાલી હશે?

મેં પડદો ઉંચક્યો, અને ધીમે રહી અંદર ગયો. ત્યાં કોતરેલી કુરસીમાં મારો પિતા પોતાના ધર્મગુરુનો ઝભ્ભો પહેરી બેઠો હતો. પાસે મેજપર તેની મોટી સફેદ દાઢી પડતી હતી. એવો સ્થિર તે બેઠો હતો કે પહેલાં તો મને એમ લાગ્યું કે તે મૃત્યુ પામ્યો છે; પણ આખરે તેણે મો ફેરવ્યું, તેની આંખો સફેદ અને શૂન્ય લાગી. એને કંઈ દેખાતું નહોતું. એનો ચહેરો ચિતા અને મડદાના જેવો થઈ ગયો હતો. હું ગુપચુપ ઉભો; અંધ ચક્ષુ મારી તરફ નીહાળી રહ્યાં હોય એમ લાગ્યું. મારાથી કંઈ પણ બોલાયું નહિ–કંઈ પણ બોલવાની હિંમત ચાલી નહિ. વળી ભાગી જઈ સંતાઈ જાઉં, એવો વિચાર થયો.

મેં ફરી પડદો પકડ્યો, તેટલામાં મારો પિતા ગંભીર ધીમા અવાજે બોલ્યો કે, "અહીં આવ, તું કે જે મારો પુત્ર હતો અને હવે દગાખોર નીવડ્યો. ખેમે જેનાપર આશા બાંધી તે હર્મેચિસ્, અહીં આવ. દૂરથી મેં તારું મારી તરફ આકર્ષણ કર્યું તે વ્યર્થ નથી ગયું! એક ચોરની માફક આ પવિત્ર જગ્યામાં તારાં પગલાં પડતાં મેં જ્યાંસૂધી સાંભળ્યાં ત્યાં સૂધી મારા જીવને મેં જવા ન દીધો તે વ્યર્થ ન થયું!"

મેં આશ્ચર્ય ચકિત થઈ હેડકી ખાતા કહ્યું "ઓ મારા પિતાજી, તમને દેખાતું નથી, છતાં તમે મને કેમ ઓળખ્યો?"

"મેં તને કેમ ઓળખ્યો? અને તુ કે જે અમારી વિદ્યામાં પ્રવીણ થયો તે જ પૂછનાર? બસ, હું તને ઓળખું છું અને તને અહીં લઈ આવ્યો. હર્મેચિસ્, હું તને ન ઓળખું એમ થાય તો કેવું સારું! ખેમની આશા ડૂબાડવાને અને મને શરમમાં નાંખવાને તારો જન્મ તારી માને પેટ થયો; ત્યાર પહેલાં જ હું મરી ગયો હોત તો કેવું સારું?"

દયામણે અવાજે મેં કહ્યું "અરે એમ ન બોલો! શું મારાથી ખમાય તેના કરતાં વધારે બોજો મારાપર નથી પડ્યો? શું મારી સાથે દગો નથી થયો અને મારું સર્વ ખરાબ નથી થયું? પિતાજી દયા રાખો!"

"દયા રાખું!-જેણે આટલી દયા રાખી એવો તું તેનાપર દયા? ક્રૂર મારાને હાથ સોંપા પડ્યો, તે તારી દયાથી!"

મેં કહ્યું "અરે નહિ, નહિ!"

"અરે દગાખોર! દુ:ખમાં મરવું; અને મરતી વખતે પોતાના મારનારને પ્રામાણિક, અને બેગુનાહ કહેવો! તારાપર દયા? જેણે એમનું સર્વસ્વ ભ્રષ્ટ, લંપટ સ્ત્રીની બરાબર ગણી ખોયું! જેને લીધે અબાઁથિસનું પવિત્ર મંદિર એક અને પાયમાલ થયું, જમીનો જપ્ત થઈ, ધર્મગુરુઓને નાસવું પડયું અને માત્ર મારે વૃદ્ધ અવસ્થામાં, તેનો નાશ થતો જોવો પડ્યો; તેને દયા બતાવું! જેણે મિસરની દોલત, પોતાની વેશ્યાના ખોળામાં સોંપી, જેણે પોતાને, પોતાના સ્વદેશને, પોતાના ઉચ્ચ કુળને અને પોતાના દેવને દગો દીધો તેનાપર દયા! સાંભળ, આવી મારી દયા છે; મારા પુત્ર, તને શાપ દઉં છું કે, શરમમાં, દુ:ખમાં, તું દહાડા કાઢ અને છેવટે દોઝખમાં પડ! તું કયાં છે, એ તેમણે મારાથી છૂપાવ્યું, છતાં મેં ખરું જ્યારે જાણ્યું, ત્યારે રડી રડી અંધ થયો. ઓ સ્વધર્મત્યાગી! ઓ અધર્મી! ઓ જાતિભ્રષ્ટ! તને શોધી કાઢું, કે તારાપર હું થુકું!"—અને પોતાની બેઠકપરથી તે ઉઠ્યો. જાણે સાક્ષાત્, ક્રોધ જ હવામાં પોતાની જાદુઈ લાકડી ફેરવતો આવતો હોય તેમ મારી તરફ આંખો ફાડીને આવ્યો. તે જોઈ શકાય એવી રીતે લાંબા હાથ કરી મારી તરફ આવતો હતો. તેટલામાં તે એક ચીસ નાંખી જમીનપર પડ્યો. મોઢામાંથી લોહી વહ્યું અને તેની જિંદગીનો અંત આવ્યો. હું પાસે ગયો, અને તેને ઉંચકયો. મરતાં મરતાં તે બબડ્યો;—

"એ વસંતઋતુની માફક ખીલેલા ચહેરાનો અને ચપળ ચક્ષુવાળો મારો પુત્ર હતો. અને હમણાં, હમણાં—અરે તે મરી ગયો હોત તો કેવું સારું!"

પછી તે અટકયો. તેના ગળામાં ઘરેડો બોલવા લાગ્યો.

તે બોલ્યો "હર્મેચિસ્, તું છે કે?"

"હા પિતાજી,"

"હર્મેચિસ્, પ્રાયશ્ચિત્ત!-પ્રાયશ્ચિત્ત! હજી વેર લઈ શકાશે-ક્ષમા હજી મળી શકશે. પૈસો છે, મેં સંતાડી રાખ્યો છે-અટુવા તે તને કહેશે-અરે આ દુ:ખ! છેલ્લા પ્રણામ!"

તેણે મારા ખોળામાં ડચકાં ખાધાં અને તેનો જીવ ચાલ્યો ગયો.

આ પ્રમાણે હું અને મારા પવિત્ર પિતા આમન ફરી મળ્યા, અને હમેશને માટે જૂદા પડી ગયા.

---

## પ્રકરણ ૨ જું.

### હૅમૅચિસ્‌ની છેલ્લી વેદના; ભયના શબ્દથી પવિત્ર આઇસિસ્‌નું આવાહન; આઇસિસ્‌નું વચન; અટુવાનું આગમન; અને અટુવાના શબ્દો.

પૂર્ણ શાપિતને શાપ દેવા મારા પિતાનો જીવ ગયો નહોતો. તેના મડદા તરફ જોતો જમીનપર હું પડ્યો. અંધારું થયું. આ એકાંતમાં હું અને મડદું બે હતાં. અરે તે વખતના દુ:ખનું શું વર્ણન કરું! તેની કલ્પના થઈ શકે જ નહિ તો તે લખવા ને બોલવા તો મળે જ ક્યાંથી!

વળી આ આપત્તિમાં મેં મરવાનો વિચાર કીધો. મારી કમ્મરે એક છુરી હતી, જેથી આ દુ:ખી જિંદગીનો અંત આણી મારા આત્માને છૂટો કરું! અરે છૂટો કરીને તેને પવિત્ર દેવોની શિક્ષા ભોગવવા મોકલું! અફસોસ! અફસોસ! મોતથી પણ છૂટકો નથી. જેની કલ્પના થઈ ન શકે એવાં દોઝખનાં દુ:ખો કરતાં આ દુનિયાનાં દુ:ખો વધારે સારાં.

જમીનપર પડ્યા પડ્યા જે બન્યું હતું, અને બને એવું હતું, તેના દુ:ખમાં રડ્યો–આંસુ રહ્યાં નહિ ત્યાંસુધી રડ્યો; પણ તે એકાંતમાંથી કંઈ જવાબ મળ્યો નહિ–મારા દુ:ખ સિવાય બીજો કંઈ અવાજ નહોતો. આશા જતી રહી હતી! મારી આસપાસ અંધારું હતું. તેના કરતાં વધારે ગાઢ અંધારામાં મારો જીવ હતો–ઇશ્વરે મને છોડી દીધો, અને માણસોએ હાંકી કાઢ્યો. તે શૂન્ય જગ્યામાં મને બીક લાગવા માંડી. નાસી જવા ઉઠ્યો. આમાંથી શી રીતે નાસું? મારો રસ્તો કેમ મળશે? અને જેનામાટે કોઈ આશ્રયની જગ્યા નહોતી, તેણે નાસવું ક્યાં? વળી હું સૂતો.

મને એટલી ધાસતી લાગી, કે હું પસીનાથી રેબઝેબ થઈ ગયો અને મારા હોશ ઉડી ગયા. આખરે નાસીપાસીથી મોટેથી આઇસિસ દેવી, જેની ઘણો વખત થયાં પ્રાર્થના કરવા હિમત રહી નહોતી, તેની પ્રાર્થના કરવા માંડી.

"ઓ, આઇસિસ! પવિત્ર માતા! તારો ક્રોધ શમાવ; અને ઓ પરમ દયાળુ, તારો જે પુત્ર અને સેવક હતો–પણ જે પાપથી તારા ક્રોધને પાત્ર

થયો છે, તેના દુઃખી આત્માને સાંભળ, અને દયા લાવ—ઓ કીર્તિ, તું સર્વ-વ્યાપક હોવાથી, સર્વ કાંઈ જાણે છે તેથી મારા પાપની સામે ન જોતાં દયા લાવ, મને કેટલું દુઃખ થાય છે, તે તપાસ, મને કેટલો પશ્ચાત્તાપ થાય છે, તે જો, અને મારા જીવમાં જે દિલગીરીની રેલ આવી રહી છે તેપર ધ્યાન કર ! ઓ પવિત્ર દેવી, જેનાં હું સાક્ષાત્ દર્શન કરવા પામ્યો છું, તેની હું પ્રાર્થના કરું છું, અને ધૂપા મંત્રથી સ્મરણ કરું છું, તેથી દયા લાવી મને તારવા દર્શન દે; અથવા તો જે હવે ખમી શકાતું નથી તેનો ક્રોધથી અંત લાવ."

અને ઉઠી ઘૂંટણીએ પડી, હાથ જોડી, જે મંત્ર અયોગ્ય રીતે બોલવાથી મોત નીપજે છે તે હું મોટેથી બોલ્યો.

તરત જવાબ મળ્યો. શૂન્યમાં દેવીની સ્વારીનો નેકી પોકાર થયો. તે ઓરડાને છેડે બીજનો ચંદ્ર ઝાંખો જણાયો. જેના તેજસ્વી છેડાની વચ્ચે ન્હાનું કાળું વાદળું હતું કે જેમાંથી, તેજસ્વી સર્પ આવજા કરી રહ્યો હતો.

દેવીની આગળ મારા પગ ધ્રૂજવા લાગ્યા અને હું પડી ગયો. પછી ધીમો મધુર અવાજ સાંભળ્યો કે;—

"હમેંચિસ્, જે મારો પુત્ર, અને સેવક હતો, તેની પ્રાર્થના મેં સાંભળી છે, અને જે મંત્ર જેને મારી સાથે સંભાષણ થયું છે, તેને જ આપ્યો છે; અને જેના જોરથી હું આકાશમાંથી આવું છું, તે મેં સાંભળ્યો છે. હમેંચિસ્, હવે આપણે એકત્ર થઈ શકીએ જ નહિ; કારણ, તેં મારો તારાં કૃત્યોથી ત્યાગ કીધો છે, તેથી લાંબા વખત પછી હું આવું છું, અને ગુસ્સામાં કદાચ શિક્ષા કરવા ચાહું છું, કારણ કે, દેવી સ્વર્ગમાંથી અહીં વ્યર્થ આવતી નથી.

મેં જવાબ દીધો "દેવી, શિક્ષા કર! મને તારી શિક્ષા અમલમાં લાવનારને સોંપ, કારણ મારા પાપનો બોજો મારાથી ખમાતો નથી!"

દેવીનો મધુર જવાબ મળ્યો કે; "અને જ્યારે આ દુનિયાનો તે બોજો તારાથી ખમાતો નથી; તો—જો તું શાપિત અને પ્રાયશ્ચિત્ત વગર આવશે તો ત્યાંનો બોજો તારાથી શા રીતે ખમાશે—નહિ હમેંચિસ, હું તને શિક્ષા નથી કરતી; કારણ જે મંત્રથી મને તેં અહીં બોલાવી છે, તેથી મને ક્રોધ વ્યાપ્યો નથી. સાંભળ, હમેંચિસ્, હું તને વખાણુતી નથી, કે વખોડતી પણ નથી. હું માત્ર, સુખ, અને દુઃખ, કર્મ પ્રમાણે આપનાર છું, અને જે હું આપું છું તે અણ-જાણતાં આપું છું; અને જો દુઃખ આપું છું તો તે કહીને નહિ, તેથી કડવા બોલથી તારા દુઃખમાં વધારો કરીશ નહિ. જો કે તારે લીધે એવું થયું છે કે હવે આઇસિસ દેવીનું નામ માત્ર પણ ભાગ્યે જ રહેશે. તેં પાપ કર્યાં છે,

અને મેં તને ચેતવ્યો હતો તેમ તેની શિક્ષા પણ તને ભારી થશે. બન્ને ઠેકાણે આ દુનિયામાં, અને આમેન્ટીમાં. વળી મેં કહ્યું હતું કે પશ્ચાત્તાપનો માર્ગ પણ છે, જ્યાં તારું વલણ થઈ ચૂકયું છે અને તે રસ્તે મૂગે મોઢે તારા દુઃખના દહાડા તારે કાઢવા."

"ઓ દેવી, ત્યારે મારામાટે કંઈ પણ આશા રહી નથી ને ?"

"હર્મેચિસ્, જે થયું તે થયું; તેનું પરિણામ બદલી શકાય તેમ નથી, ખેમ હવે સ્વતંત્ર થઈ શકશે નહિ. ત્યાંના સર્વ દેવળ ત્યાંના રણની રેતીમાં મળી જશે; એક પછી એક જૂદા જૂદા લોક ત્યાં રાજ્ય કરશે; નવા ધર્મો ફેલાશે; અને નાશ પામશે; કારણ કે, જૂદા જૂદા કાળમાં, જૂદા જૂદા લોકને ઈશ્વરનું સ્વરૂપ જૂદું જૂદું જણાય છે. હર્મેચિસ્, તારા પાપરૂપી બીજમાંથી અને તને લલચાવનારના પાપમાંથી આવું ઝાડ ઉગશે."

મેં કહ્યું "અફસોસ, મારું ભુંડું થયું.!"

"ખરે, તેમ જ છે; છતાં તને આટલું વરદાન આપવામાં આવે છે, કે, તારા નાશ કરનારનો તું નાશ કરશે;–કારણ કે, મારી આગળ એવો જ ઇનસાફ છે. જ્યારે તને જણાવવામાં આવે, ત્યારે કલીઓપેટ્રા પાસે જજે, અને જે રીતની હું પ્રેરણા કરું, તે રીતે તેનાપર ઈશ્વરી વેર લેજે! અને હવે તારા માટે આટલું કહું છું કે, તેં મારો ત્યાગ કીધો છે, તેથી યુગના યુગ વીત્યાબાદ જ્યારે તારું પાપ કાંઈ રહેશે નહિ, ત્યાં સુધી તને મારાં સાક્ષાત્ દર્શન થશે નહિ ! આટલો લાંબો કાળ બાકી છે છતાં એટલું યાદ રાખજે કે, દૈવી કૃપા અમર છે; તે કદી પણ તદ્દન નાશ પામતી નથી; જો કે હમેશને માટે ઓછી થાય છે ખરી ! મારા પુત્ર, પશ્ચાત્તાપ કર. હજી બને તેટલું સુકૃત્ય કર કે કાળે કરીને પણ મારી સાથે મળી જવાય. હર્મેચિસ્, જો કે તું મને જોઈ શકતો નથી, અને જ્યારે કાળે કરીને આવતી પ્રજાને જે નામથી તું મને ઓળખે છે, તેનું કંઈ પણ જ્ઞાન રહેશે નહિ; છતાં હું અમર છું, અને જગતનો લય પ્રલયકાળ કરે છે તે જોઉં છું–તેમ છતાં પણ તારી સાથે રહીશ; તું ગમે ત્યાં જશે અને ગમે તે દેહ ધરશે, છતાં હું ત્યાં હોઈશ. છેલ્લી દુનિયામાં તું હશે કે દોઝખમાં ગમે ત્યાં હશે; જીવતો હશે, મુઓ હશે, ઉંઘતો હશે, જાગતો હશે, શુદ્ધિમાં હશે, કે દેહના રોગથી થતી બીમારીને લીધે બેભાન અવસ્થામાં હશે; આત્માના કોઈ પણ સ્વરૂપમાં હશે, છતાં જો તું પ્રાયશ્ચિત્ત કરી મને ભૂલશે નહિ તો તારી સાથે રહીશ; અને તારા પાપની શિક્ષા પૂરી થતાં સુધી તારી રાહ જોઈશ; કારણ કે, દૈવી કૃપાની એ જ રીત છે. તેની જેનાપર એકવાર થઈ છે, તેનાપર

હમેશ તે રહે છે. હુમૅચિસ્, તેથી વિચાર કર કે નાશવંત આનું તેવું જ સુખ મેળવવા આ છોડી દેવું વાજબી હતું? અને હવે આ બધું પૂરું થાય નહિ, ત્યાં સુધી ફરી કોઈ દિવસ તારે આ મંત્ર બોલવો નહિ! હુમૅચિસ, હાલ પ્રણામ છે!"

જેવો, મધુર અવાજ બંધ થયો, કે તરત પેલો તેજસ્વી સર્પ વાદળામાં પેસી ગયો, વાદળું પછી જતું રહ્યું, અર્ધચંદ્ર આકૃતિ ઝાંખી થઈ અદૃશ્ય થઈ ગઈ. છેવટ નેફીનો અવાજ થયો અને પછી સર્વે શાંત થઈ ગયું.

મેં મારું મોઢું મારા ડગલાની કોરથી ઢાંકયું, અને તે વખતે જો કે મારો હાથ મારા પિતાજી જે મને શાપ દેતા દેતા મરણ પામ્યા હતા તેના મડદામાં લાગેલો હતો; છતાં જેનો મેં તિરસ્કાર કર્યો હતો, અને જેને હજી હું પૂજતો હતો, તેની સાથેનો તે સંબંધ તદ્દન તૂટ્યો નથી, એમ મેં જયારે જાણ્યું ત્યારે મારા હૈયામાં, મને કંઈક નીરાંત થઈ. પછી થાકથી આંખ ઘેરાઈ, અને હું ઉંઘી ગયો.

જ્યારે હું જાગ્યો, ત્યારે છાપરામાંથી પ્રભાત થયો હોય એમ સૂર્યનાં ઝાંખાં કિરણથી જણાતું હતું. તેના પ્રકાશથી દીવાલો અને મારા પિતાનું મડદું તથા સફેદ દાઢી, બીહામણાં લાગતાં હતાં. મને બરાબર ભાન આવતાં હું તરત ઉઠ્યો. અને શું કરવું, તેના વિચારમાં ઉભો હતો, તેટલામાં કોઈનાં ધીમાં પગલાંનો અવાજ આવ્યો.

અટુવાનો અવાજ આવતો હોય એમ જણાયું "લા! લા!" કેટલું અંધારું જાણે કોઈ મરી ગયું હોયની! જે પવિત્ર લોકોએ દેવળ બાંધ્યું, તેમને સૂર્ય બહુ પસંદ નહોતો; જો કે તેઓ તેની ઘણી પૂજા કરતા હતા. પણ પડદો કયાં છે?

તરત પડદો ખસ્યો. અટુવા એક હાથમાં લાકડી, અને બીજામાં ટોપલી લઈ આવી. આગળ કરતાં તેના ચહેરાપર કરચલી કંઈક વધારે વળી હતી અને તેના વાળ વધારે સફેદ લાગતા હતા. તે સિવાય તેનામાં ઝાઝો ફેર કાળે કંઈ કીધો નહોતો. તે પોતાની તીવ્ર નજર ચારે બાજુ ફેરવી ઉભી, કારણ કે, હજી તેને પડછાયાને લીધે બરાબર દેખાતું નહોતું.

તે બબડી "હવે તે કયાં છે? ઓસિરિસનો જય થાઓ! તે રાત્રે બહાર તો ગયો નહિ હોય! તે અંધ! અરે! હું રાતના પાછી આવી શકી નહિ! અરે! અરે! કેવો વખત આવ્યો છે! અબૌથિસના હકિમ અને વડા ધર્મગુરુની નોકરી કરવાને માત્ર એક બુઢ્ઢી ડોસી જ રહી છે! અરે, હુમૅચિસ, મારા કમનસીબ છોકરા, તેં અમને દુઃખી કર્યાં! કેમ આ કોણ

છે? અરે તે જમીનપર ઉંધતો પડેલો તો નથી?–મરી ગયો હશે! પવિત્ર પિતા! આમન! ઉઠ!" અને તે મડદા તરફ આવી, "આમ કેમ! તે મરી ગયો છે! એકલો, કોઈ પણ તેની નોકરીમાં નહિ! મરી ગયો! મરી ગયો!" અને તે લાંબે સાદે રડવા લાગી.

હું ધીમેથી પડછાયામાંથી આવ્યો, અને બોલ્યો, "અરે! ચુપ!" તેણી ટોપલી નીચે નાંખી બોલી "અરે તું કોણ? અરે પાપી, આ પવિત્ર માણસ કે જેની બરોબરીનો મિસરમાં કોઈ નથી, તેને તેં મારી નાંખ્યો કે શું? તેનું પાપ તને નક્કી લાગશે. અને જો કે હાલ અમારા દુઃખમાં, ઈશ્વરની ગેર-મેહરબાની હોય એમ લાગે છે, છતાં તેઓ વાજબી ઇનસાફ કરનાર છે અને આ ધર્મગુરુને મારનારને વહેલી મોડી જરૂર સજા થશે!"

મેં કહ્યું "અટુવા, મારી તરફ જો!"

"જોઉં! લે હું જોઉં છું, લુચ્ચા, ભટકનાર, આ પાપી કામ કરનાર હુમેચિસ્ દગાખોર છે, અને ભ્રષ્ટ છે; વળી તે દૂર પ્રદેશમાં છે, તેના પવિત્ર પિતા આમનનું ખૂન થયું. હવે દુનિયામાં મારું સગું કે વહાલું કોઈ નથી. લે, લુચ્ચા, પાપી, મને પણ મારી નાંખ!"

હું જરા તેની તરફ આગળ વધ્યો, અને તેણે ધાર્યું કે હું મારવા જ આવતો હતો, તેથી બૂમ પાડી ઉઠી. "મેહરબાન, નહિ, મને બચાવ! ૮૬ વર્ષ થયાં, અને નાઇલમાં બીજી રેલ આવે તો પણ હું મરું નહિ, મારી નજીક ન આવ–કોઈ આવો! કોઈ આવો!"

મેં કહ્યું "અરે, બેવકૂફ ચુપ, મને ઓળખતી નથી?"

"તને ઓળખું! દરેક ખલાસીને શું હું ઓળખ્યા કરું? છતાં–આમ કેમ અજબ છે–ચહેરો બદલાયેલો છે! ઘાની નિશાની શું?–લંગડી ચાલ શું! તું હુમેચિસ્ છે! અરે મારા છોકરા, તું તે જ છે! મારી બુઢ્ઢીની આંખ ઠારવા પાછો આવ્યો શું? મેં ધાર્યું કે, તું, મરી ગયો હશે! મને બચ્ચી કરવા દે! નહિ, હું ભૂલી; હુમેચિસ્ દગાખોર છે! અરે ખૂની! અહીં. હુમેચિસે આમનનું ખૂન કર્યું છે? ચલજા! દગાખોર, અને પિતૃહત્યા કરનારનું અમારે કામ નથી! જા તારી વેસ્યા આગળ જા! જેને મેં ઉછેર્યો તે તું ન હોય!"

"બસ! બાઈ બસ! મેં મારા પિતાને નથી માર્યો.–અફસોસ તે મારા ખોળામાં મરી ગયો!"

"હા, ખરેખર, તને શાપ દેતો! હુમેચિસ્! જેણે તને જન્મ આપ્યો, તેને તેં મોત આપ્યું! હા! હા! હું વૃદ્ધ છું, મેં ઘણું દુઃખ જોયું છે;

પણ સર્વમાં આ ચઢે છે! મને મરવું ગમતું નથી; છતાં હવે એમ થાય છે કે હું મરી ગઈ હોત તો સારું થાત! હું વિનતિ કરું છું કે તું નીકળ!"

"બુઢ્ઢી આયા, મને ઠપકો ન દે! મને શું પૂરતું દુઃખ નથી પડ્યું!"

"હા, ખરે! હું ભૂલી ગઈ! ઠીક, અને તેં શું એવું પાપ કર્યું છે? એક સ્ત્રીને હાથ તું પડ્યો; અને તારી પહેલાં સ્ત્રીઓએ ઘણાને પાડ્યા છે, અને ભવિષ્યમાં ઘણાને પાડશે. અને વળી કેવી સ્ત્રી! લા! લા! મેં તેને જોઈ છે; એવી ખુબસૂરત કોઈ નથી, ઇશ્વરે જ તારામાટે એ તીર તૈયાર કર્યું હશે! અને તું કોણ? એક ધર્મગુરુ તરીકે ઉછરેલો યુવાન– ખરાબ કેળવણી–બહુ ખરાબ કેળવણી! એ બરાબર નહોતું. તેણે તને જીત્યો તેમાં શું અજાયબી? હર્મેચિસ્, આવ, મને બચ્ચી લેવા દે! એક પુરુષ અમારી જાતિમાં બેહદ મોહ પામ્યો, તેથી મારે ગુસ્સે થવું, એ સ્ત્રી તરીકે મને છાજતું નથી. એમાં શું? નસીબની વાત; અને ઇશ્વર જે કરે છે, તે વ્યાજબી જ કરે છે. નહિ તો આપણને કંઈ જૂદું જ સૂઝત! પણ આટલું ખરાબ થયું; તને ખબર છે કે, આ તારી રાણીએ મંદિરની જમીન વગેરે જપત કર્યું છે, ધર્મગુરુઓને હાંકી કાઢ્યા છે, માત્ર કોણ જાણે શા કારણથી પવિત્ર આમનને રહેવા દીધો; અને દેવોની પૂજા બંધ પાડી. ઠીક થયું કે તે મરી ગયો! એની જિંદગી એને ભારરૂપ હતી! હર્મેચિસ્, સાંભળ, તારામાટે એ કંઈ મૂકી ગયો નથી, એમ નથી; જેવો દગો થયો કે તરત તેણે પોતાનું સર્વ દ્રવ્ય એકઠું કર્યું અને તે ઘણું છે, ક્યાં સંતાડ્યું છે તે હું જાણું છું, અને તે તારું જ છે."

"અટુવા, પૈસાની વાત જવા દે; હું ક્યાં જાઉં, અને મારા દુઃખી દહાડા કેમ પૂરા કરું?"

"ખરેખર તું અહીં ના રહે. કારણ કે, જો તેઓ તને ઓળખશે, તો ક્રૂર રીતે તને મારી નાંખશે–ફાંસી દઈ મારશે. નહિ, હું તને સંતાડીશ. અને જ્યારે આમનની મૃત્યુક્રિયા પૂરી થશે, ત્યારે આપણે અહીંથી જતાં રહીશું, અને બધું વિસારે પડતાં સુધી વસતિથી દૂર રહીશું. લા! લા!"

"જેમ નાઇલ નદીના કીચડમાં વન્દાનો પાર નથી: તેમ દુનિયામાં દુઃખોનો પાર નથી, ચાલ હર્મેચિસ્, ચાલ."

---

# પ્રકરણ ૩ જું.

## જેનું નામ વિદ્વાન્ ઓલિમ્પસ્ રખાયું હતું તેનું ટેપ પાસેના હાર્પેસના કબ્રસ્તાનમાં જીવન; કલીઓપેટ્રાને તેનો ઉપદેશ; ચારમીઅનનો સંદેશો; અને ઓલિમ્પસનું એલેકઝાન્ડ્રિયા તરફ ચાલ્યા જવું.

આ પ્રમાણે પછી થયું. અટુવાએ મને ૮૦ દિવસ સુધી સંતાડી રાખ્યો, તેટલામાં, મારા પિતાના શરીરમાં મસાલો ભરી ભૂમિદાહ કરવાને તૈયાર કરવામાં આવ્યું. જ્યારે સર્વ ક્રિયા રીત પ્રમાણે થઈ રહી ત્યારે મારા ગુપ્ત સ્થાનમાંથી હું છૂપી રીતે નીકળ્યો; અને મારા પિતાના આત્માને ભોગ આપ્યા તથા તેની છાતીપર કમળ ફૂલ મૂકી દિલગીર થતો ગયો. બીજે દિવસે મારા ગુપ્ત આવાસમાંથી મેં નીચે પ્રમાણે જોયું કે, ઓસિરિસના મંદિરના અને આઇસિસના પૂજારીઓ અને ધર્મગુરુઓ પવિત્ર સરોવર તરફ મારા પિતાનું રંગીન કફન સરઘસના આકારમાં લઈ ગયા, અને સંસ્કાર કરેલી હોડીમાં તંબુ તળે મૂક્યું. મેં તેમને મરણ પામેલાને ઇનસાફ આપવાની ક્રિયા કરતા જોયા અને સર્વ માણસોમાં સત્યવાદી ઠરાવી મારી માતાની નજીક, ઓસિરિસની સમાધિ આગળ ખડકમાં ઉંડી કબર તૈયાર રાખેલી હતી, ત્યાં ભૂમિદાહ કરવાને લઈ ગયા. મારાં સર્વ પાપ છતાં હું વહેલો મોડો ત્યાં જ સૂઈશ ! આ સર્વ જ્યારે પૂરું થયું ત્યારે ઉંડી કબરને બંધ કરી. મારા પિતાનો સંતાડેલો ખજાનો કહાડી વધારે સલામત જગ્યામાં રાખી, અટુવાની સાથે છૂપા લિબાસમાં હું નાઠો. અમો જ્યારે ટેપના મોટા શહેરમાં આવ્યા, ત્યારે ત્યાં અમે થોડા દહાડા કોઈ વધારે ગુપ્ત સ્થાનના શોધમાં રહ્યાં.

આવી જગ્યા મને જડી. શહેરની ઉત્તરે મોટી, ઉંચી નીચી ટેકરીઓ છે, અને રેતીની ખીણો છે. એ જગ્યામાં મારા વડવાઓ—ફેરો પોતાની કબરો નક્કર ખડકોમાં એવી હિકમતથી કરી ગયા છે કે, આજે તેની નિશાની પણ ભાગ્યે જડે છે. પણ કેટલીક કબ્રો ઉઘાડી છે; કારણ કે, નીચ ઇરાનીઓ, અને બીજા ચોરો ખજાનાના શોધમાં તેમને ભાંગી અંદર પેઠા હતા. હું માત્ર રાત્રે જ મારા ગુપ્ત આવાસમાંથી બહાર નીકળતો. તે પ્રમાણે એક રાત્રે ટેકરીની ટોચપર સૂર્યોદય થવાનાં ચિહ્ન જણાતાં હતાં, ત્યારે આ ભયંકર ખીણ, જેનો નમૂનો કોઈ ઠેકાણે નથી, ત્યાં હું ભટકતો હતો; તેટલામાં મોટા ખડકો વચ્ચે એક ગુપ્ત કબરના મુખ આગળ પહોંચ્યો. આ

રામીસીસ દેવીની કબર હતી. મળસકાના ઝાંખા અજવાળાથી મને જણાયું કે, અંદર ઓરડા વગેરેની સગવડ સારી હતી.

તેથી, બીજી રાત્રે અટુવા જે જાણે હું નાદાન બાળક હોઉં, તેમ મારી હમેશ સંભાળ લેતી. તેને સાથે લઈ બત્તીઓ સહિત ત્યાં આવ્યો. તે મોટી કબરની અંદર જ્યાં પથ્થરની ફક્ત મડદું રાખવાની પેટી હોય છે, તે મોટો ઓરડો શોધી કહાડ્યો. અંદર દીવાલપર ગૂઢ લેખ હતા, જ્યાં ત્યાં સૂર્યની આકૃતિ જણાતી હતી, માથા વગરના ધડની આકૃતિઓ વગેરે છૂપી નિશાનીઓ કહાડેલી હતી; જેનું મને જ્ઞાન હોવાથી હુ વાંચી શકયો. વળી, એક ઢળાણવાળો રસ્તો હતો, જેની આસપાસ ઓરડાઓમાં એવું સુંદર રંગકામ હતું, કે જે મનને આનંદ ઉપજાવ્યા વગર રહે નહિ. રંગની આકૃતિઓપરથી જ જે વિદ્યા પરખાતી હતી, તેનો જે માલીતગાર હતો, તેને તે આકૃતિવાળા ઓરડા નીચે જ ભૂમિદાહ આપેલો હતો. રામીસીસના કુટુંબમાં તે એક ઘણો પ્રવીણ હતો. છેલ્લા ઓરડાની દીવાલપર ડાબી બાજુએ સારકોફગસવાળા ઓરડા તરફ બહુ સુંદર દેખાવ હતો. બે અંધ ગવૈયા પોતાના વાંકા મોરચંગપર માઉદેવની આગળ ગાયન કરી રહ્યા હતા. અને એ જ ઓરડાની નીચે તે જ ગવૈયાઓ હમેશને માટે સૂતેલા છે. આ એકાંત સ્થળમાં ગવૈયાઓની કબરના ઓરડામાં મૃત્યુ પામેલાઓ સાથે મેં રહેઠાણ કર્યું. અહીં આઠ વર્ષ સુધી મેં પ્રાયશ્ચિત્ત કરી મારા પાપનો બદલો વાળ્યો. પણ અટુવાને અંધારામાં ઠીક ન પડવાથી પહેલા ઓરડામાં રહી.

આ રીતે મેં જિંદગી ત્યાં ગુજારવા માંડી. આંતરે આંતરે અટુવા શહેરમાં જઈ દેહને જરૂરીઆત ફળ ફળાદિ, પાણી વગેરે અને મીણબત્તી લઈ આવતી. મારી તંદુરસ્તી જાળવવાને અને અંધારામાં રહેવાથી મારી આંખને નુકસાન ન થાય તે મતલબથી, રોજ કલાક સદવારે ને સાંજે ખીણમાં હુ ફરવા જતો, બાકીનો બધો વખત રાત દહાડો હું ધ્યાનમાં, મનનમાં અને નિદ્રામાં કહાડતો. માત્ર થોડો વખત પહાડપર જઈ ગ્રહની ચાલ વગેરેનું અધ્યયન કરતો. આખરે આથી મારા મનમાં નિરાશા અને ગમગીની થઈ ગઈ હતી, તે જતી રહી, અને શાંતિ થવાથી આનંદ થયો. જો કે દેવી આઇસિસ સાથે સંભાષણ કરી શકતો નહિ, છતાં આગલો અંતર ઓછો થઈ ગયો. જે વિદ્યા હું શીખ્યો હતો તેવિશે વિચાર કરવાથી મારું જ્ઞાન પણ ઘણું વધ્યું. અલ્પ ભક્ષ, ધ્યાન, પ્રાર્થના અને વૈરાગ્યથી શરીર ગળી ગયું, અને આત્મજ્ઞાનથી સવ બાબતો બારીકીથી જોવા લાગ્યો; અને તેથી મને પરમ આનંદ પ્રાપ્ત થયો.

થોડા વખતમાં ગામમાં વાત ફેલાઈ કે, ઓલિમ્પસ નામનો કોઈ પવિત્ર માણસ ભયંકર ખીણમાંની કોઈ કબરમાં એકાંતમાં રહે છે. અહીં માંદાઓને લઈ લોક મારી પાસે સારા કરાવવા લાવતા. અટુવાપાસેથી હું દવા શીખવા લાગ્યો; અને વિચાર તથા ડહાપણથી મને તેનું ઘણું જ્ઞાન થયું. જેથી હું ઘણા રોગીને સારા કરતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ મારી કીર્તિ બધે ફેલાતી ગઈ. વળી એમ પણ કહેવાતું કે, જાદુવિદ્યા હું જાણુતો હતો, તથા મુવેલાના આત્મા સાથે સંભાષણ કરી શકતો હતો. અને આ બાબતવિષે બોલવુ ધર્મ વિરૂદ્ધ છે, જો કે હું તેમ કરી શકતો હતે [illegible] એમ થયું કે, હવે અટુવાને પાણી વગેરે લાવવાની જરૂરીઆત [illegible] કારણ કે, લોક તે લાવતા હતા અને જોઇએ તે કરતાં વધારે લાવ[illegible] કારણ કે, પૈસા હું લેતો નહિ; રખે મને હુર્મોચસ તરીકે કોઈ [illegible] બીકથી પહેલાં તો હું જે આવતા, તેને કબરમાં જ અંધારામાં મળતો પણ જ્યારે મે જાણ્યુ કે લોકને હુર્મોચસના મોતવિષે કંઈ પણ સંશય ન હોતો, ત્યારે હુ કબરના નાકા આગળ આવી બેસવા લાગ્યો અને દરદીને ઔષધ કરતો, તથા કોઈ વેળા શ્રીમંત લોકના જન્માક્ષર જોતો. આખરે મારી કીર્તિ એટલી બધી ફેલાઈ કે, દૂર પ્રદેશ જેવા કે મેમ્ફીસ એલેકઝાન્દ્રિયા વગેરેથી લોક મને મળવા આવતા. તેઓ તરફથી મેં જાણ્યું, કે, એન્ટનીએ થોડો વખત થયાં કલીઓપેટ્રાનો ત્યાગ કર્યો હતો અને ફુલવિયા મરી જવાથી સીઝરની બ્હેન સાથે પરણ્યો હતો. તે સિવાય બીજી ઘણી ખબર મને મળી.

બીજે વર્ષ મેં આ પ્રમાણે કર્યું. મેં અટુવાને ઝાડપાનની દવા વેચનારનો વેશ આપી એલેકઝાન્દ્રિયા મોકલી. તેણે ત્યાં ગયા પછી ચારમીઅનને શોધી કહાડી. જો તે હજી નિમકહલાલ હોય તો મારો ભેદ ખુલ્લો કરવો, તે વિચારથી તે ગઈ, અને પાચમે મહિને, ચારમીઅનના પ્રણામ તથા એક ઓઢણી લઈ પાછી આવી. મને તેણે કહ્યુ કે, ચારમીઅનને શોધી કહાડી. વાતચીત કરતાં કરતાં હુર્મેચિસ, જાણે મરી ગયો હોય એમ વાત કરી; જેથી ચારમીઅનને એટલુ દુ:ખ લાગ્યું કે, મોટેથી તે રડવા લાગી. અટુવા ઘણી હોશિયાર હતી તેથી પોતાની જ્ઞાનદૃષ્ટિથી તેની પરીક્ષા કર્યા પછી કહ્યું કે, હુર્મેચિસ હજી જીવે છે, અને તેણે પ્રણામ મોકલ્યા છે. તેથી ચારમીઅન ખુશીથી વળી રડવા લાગી, અને અટુવાને બચીઓ કરી બક્ષીસ આપી કહ્યું, કે તે હમેશ વચન પ્રમાણે ચાલે છે; અને મારી વાટ જોતી વેર લેવાની રાહ જોઈ રહી છે. બીજા ઘણા ભેદ જાણ્યા પછી અટુવા પાછી આવી.

બીજે વર્ષે કલીઓપેટ્રા તરફથી કાસિદો એક મહોરબંધ કાગળ તથા બક્ષીસો લઈ આવ્યા. મેં કાગળ ઉઘેડી નીચે પ્રમાણે વાંચ્યું.

"ઓલિમ્પસ નામનો વિદ્વાન્, મિસરનો રહીશ કે જે ટોપેની ખીણમાં રહે છે, તેને કલીઓપેટ્રા લખે છે કે,

"ઓ વિદ્વાન્ ઓલીમ્પસ! તારી કીર્તિ મારે કાને પડી છે. તો આટલું અમને કહે! જો તે ખરું પડશે તો તને ઘણું માનઅકરામ મળશે. એન્ટની જે, ઑક્ટેવિયાના મોહમાં લપટાઈ, અમારાથી દૂર રહે છે, તેને પાછો [illegible] ..ર્તવો. ?"

[illegible] ઉપરથી મેં જાણ્યું કે, ચારમાઅને મારા વિષે કલીઓપેટ્રાને વાત [illegible] .માણે માણુસ મોકલ્યું હશે.

[illegible]ની રાત મેં વિચાર કર્યા, સહવારે જે રીત કલીઓપેટ્રા અને એન્ટનીનો નાશ કરવામાટે મને ઠીક લાગી, તે મેં જવાબમાં લખ્યા, અને આમ લખ્યું!—

"ઓલિમ્પસ તરફથી રાણી કલીઓપેટ્રા તરફ,

"તેડવા આવે તેની સાથ સીરિયા જા; આથી એન્ટનીને જિતશે. અને નહિ ધારેલી બક્ષીશ મળશે."

આ પ્રમાણે જવાબ લખી કાસિદોને મેં વિદાય કર્યા. જે બક્ષીસો તેઓ લાવ્યા હતા, તે તેમને જ વ્હેંચી આપી.

એથી, તેઓ વિસ્મિત થતા પાછા વળ્યા.

કલીઓપેટ્રા પોતાની મનઃકામના પૂરી પાડવા મારી સલાહ અનુસાર કેપાટો સાથે સીરિયા ગઈ, કે જ્યાં મારા કહેવા પ્રમાણે એન્ટનીનો પ્યાર પાછો મેળવી શકી અને તેણે સીલીસિયાનો મોટો ભાગ જુડા દેશ, ફીનીસિયા, રીલીસીયા, સાઈપ્રસ, અને પરગેપસ વગેરે કલીઓપેટ્રાને ભેટ આપ્યા. વળી એન્ટનીથી કલીઓપેટ્રાને બે જોડકાં તથા એક છોકરો થયાં હતાં, તેમને "યુવરાજ, રાજાના પુત્ર" આવાં નામ આપ્યાં. એલેકઝાન્ડર હેલિયસના નામથી સૂર્યને યુનાનીઓ ઓળખે છે, તેના પુત્ર અને ચંદ્ર કલીઓપેટ્રા સેલીનીના પુત્ર.

ત્યાર પછી આમ બન્યું;—

એલેકઝાન્ડ્રિયા પાછી આવ્યા બાદ કલીઓપેટ્રાએ મારાપર ઘણી બક્ષીસ મોકલી કે, જે મેં બિલકુલ સ્વીકારી નહિ. વળી મને એલેકઝાન્ડ્રિયા આવવાનું આમંત્રણ કર્યું, પણ મને હાલ જવું દુરુસ્ત લાગ્યું નહિ. ત્યાર પછી એન્ટની અને કલીઓપેટ્રા મારી સલાહ વારંવાર પૂછાવતાં અને

હું જેમ તેમને નુકસાન થાય એમ જ સલાહ આ
ખરું જ પડતું.

આવી રીતે દિવસો જવા લાગ્યા. હું
કબરમાં રહી રોટીને પાણીના સૂક્ષ્મ આહાર કરી,
મારી બુદ્ધિ અનુસાર સર્વને સલાહ આપતો જેથી
થઈ ગયો. જેમ જેમ મને વૈરાગ્ય થતો ગયો,
વશ કરતો ગયો; તેમ તેમ મારી બુદ્ધિમાં પણ વધ
વર્ષે આમ વહી ગયાં. આરગીઅનો સાથે લડાઈ
નિયાના રાજાને એલેક્ઝાન્ડ્રિયામા બહુ સત્કાર મળ્યો.
એથન્સ જઈ આવી, અને તેની શિખવણીથી
કુલીન ઓક્ટેવિયાને એક અણમાનીની થયેલી વેશ્યાની માફક
એન્ટનીની મૂર્ખાઈની સીમા હવે રહી ન હોતી. એનામાંથા
રહી. ક્લીઓપેટ્રામાં મારી માફક તે પણ અંધ થઈ ગયો.
સાનએ નારાજીનું કહેણ મોકલ્યું.

એક દિવસ દરવ્રીસ કૈરોની કબરમાં હુ નિદ્રાવશ પ
વામાં મને સ્વપ્નું થયુ, જેમા મારા પિતા આમને, મને આ પ્રમાણે કહ્યું,
'જો મારા પુત્ર"!

મેં જોયું તો, મને મારી આત્મદષ્ટિથી સમુદ્ર દેખાયો, જેમાં એક
ખડકવાળા કિનારા આગળ બે કાફલા લડાઈ કરી રહ્યા હતા. એક બાજુ
ક્લીઓપેટ્રા અને એન્ટનીનો વાવટો ઉડી રહ્યો હતો; અને બીજી તરફ
ઓક્ટેવિયસનાં નિશાન ઉડી રહ્યાં હતાં. ક્લીઓપેટ્રા અને એન્ટનીના
વહાણો સીઝરનાં વહાણોપર તરાપ મારી રહ્યાં હતાં. એન્ટનીની જીત
થવાનો વખત આવ્યો.

મેં ફરી જોયું, ક્લીઓપેટ્રા એક સોનેરી વહાણમાં આતુરતાથી
જોતી બેઠી હતી. પછી મેં એવુ તેના મનનું આકર્ષણ કર્યું કે, તે જાણે
મરણ પામેલા હર્મચિસને નીચે પ્રમાણે બોલતાં સાંભળતી હોય એમ
તેને લાગ્યું.

"ક્લીઓપેટ્રા નાસ, નાસ. નહિ તો મરીશ."

તેની આંખો ફાટી ગઈ, વળી મારી બૂમ સંભળાઈ, હવે તેને
બહુ દહેશત લાગી. તેણે ખલાસીઓને વહાણ પાછાં ફેરવવાનો હુકમ
આપ્યો. તેમણે અજબ થઈ તેમ કર્યું, અને સંગ્રામમાંથી ઝડપથી ભાગી
ગયા. પછી બન્ને બાજુએ પોકાર થઈ રહ્યો કે "ક્લીઓપેટ્રા નાઠી!"

ટનીના કાફલાને પાયમાલ થતો જોયો, અને

વળી મારા પિતાનું સ્વપ્ન આવ્યું, જેમાં

લેવાનો વખત નજીક આવ્યો છે! તારી
તારી પ્રાર્થના સંભળાઈ છે. દેવોની ઇચ્છાથી
પની લડાઈમાં વહાણમાં બેઠી હતી, ત્યારે
અવાજ સાંભળતી હોય, એમ તેને લાગ્યું,
નાહી. એથી એન્ટનીની દરિયાઈ કીર્તિને
, અને તને પ્રેરણા થાય તેમ કરજે.

તો હું ઉઠ્યો, અને કબરના મુખ આગળ ગયો
ક્લીઓપેટ્રાના કાસિદોને એક રોમન સિપાઈ સાથે આવતા જોયા.

કરડા અવાજે તેમને પૂછ્યું, "વળી તમે કેમ આવ્યા છો?"
ીક બધાઓને ઘણી લાગતી હોવાથી તેમનો સરદાર નીચે નમી
"રાણી અને મહાન્ એન્ટનીનો આ સંદેશો છે. રાણી તને
ાન્દ્રિયા આવવાનો હુકમ કરે છે. ધણીવાર તને બોલાવ્યો પણ તુ
આવ્યો નહિ. હવે તે તને જલદીથી આવવાનો હુકમ કરે છે; કારણ કે,
તારી સલાહની તેને જરૂર છે."

"અને જો હું ના કહું તો પછી શું?"

"અતિ પવિત્ર ઓલીમ્પસ, મને એવો હુકમ મળ્યો છે કે, જોરજુલમથી તેમને લઈ આવવા."

મેં હસીને કહ્યું, "ઓ મૂર્ખ, જોરજુલમથી! એવી વાત મારી આગળ ફરી કરતો નહિ; નહિ તો જ્યાં ઉભો છે ત્યાંથી ખસવા પણ નહિ પામે! તને ખબર નહિ હોય કે, જેમ હું લોકને સારા કરી શકું છું, તેમ મારી પણ શકું છું."

તે બીતો બીતો બોલ્યો, "માફ કરો હું પગે લાગું છું. મને જે હુકમ થયો તે પ્રમાણે મેં કહ્યું."

"અય સરદાર, હું તે જાણું છું; તેથી ડર ના, હું આવું છું."

તે જ દિવસે અટુવાને સાથે લઈ હું ત્યાંથી નીકળ્યો. જેવી છૂપી રીતે હું ત્યાંથી આવ્યો હતો, તેવી જ રીતે હું ત્યાં ગયો. મારી સાથે મારા પિતાની દોલત લેતો ગયો. કારણ કે, એક ભિક્ષુક તરીકે એલેક્ઝાન્દ્રિયા જવું

મને પસંદ પડયું નહિ, પણ એક સ્વતંત્ર ધનવાન્ માણસ તરીકે જવું મને દુરસ્ત લાગ્યું.

મને રસ્તામાં ખબર મળી કે એન્ટની કલીઓપેટ્રાની પાછળ ભાગી આવ્યો હતો, જેથી મને ખાત્રી થઈ, કે હવે વખત પાસે આવ્યો છે; આ સિવાય ટોપેની કબરમાં ઘણી ચીજો મેં આગળથી જાણી હતી; અને તે પ્રમાણે વિચાર કરી રાખ્યા હતા.

આ પ્રમાણે હું એલેકઝાન્દ્રિયા આવ્યો, અને દરબારગઢ આગળ મારા માટે એક મકાન તૈયાર રાખવામાં આવ્યું હતું ત્યાં ઉતર્યો.

તે જ રાત્રે ચારમીઅન મારી પાસે આવી. ચારમીઅનને મેં નવ વર્ષે જોઈ.



## પ્રકરણ ૪ થું.

### વિદ્વાન ઓલિમ્પસ સાથે ચારમીઅનનો મેળાપ; તેનો ઓલિમ્પસ સાથે સંવાદ; ઓલિમ્પસનું કલીઓપેટ્રા સમક્ષ આગમન; અને કલીઓપેટ્રાની આજ્ઞાઓ.

તે ઘરનું જ દીવાનખાનું મારા માટે તૈયાર કર્યું હતું, ત્યાં હું મારો સાદો કાળો ઝભ્ભો પહેરી બેઠા હતો. સિંહ મુખના પાયાવાળી કુરસીમાં બેઠા બેઠા સુગંધી દીવા જે બળતા હતા, તથા ચિત્રવાળા પડદા, અને કીમતી સારિયાના ગાલીચા, જોઈ રહ્યો હતો.

આ મોજીલી જગ્યામાં ટોપેની કબર યાદ આવી; તેની સાથે એકાંતમાં નવ વર્ષ તૈયારી કરવામાં કહાડ્યાં, તે યાદ આવ્યાં; હું બેઠા હતો; અને બારણા પાસે ગાલીચાપર અટુવા પડી હતી. તેના વાળ બરફ જેવા સફેદ હતા અને તેનો ચહેરો વૃદ્ધાવસ્થાથી કરચલીવાળો અને કરમાયલો હતો. જ્યારે સર્વ કોઈએ મારો ત્યાગ કર્યો હતો, ત્યારે આ સ્ત્રી મારાં સર્વ પાપ વિસારી મને વળગી રહી હતી. નવ વર્ષ! કેટલો લાંબો કાળ! અને હવે વળી પાછો એલેકઝાન્દ્રિયામાં પગ મુકયો! ફરી એકાંત વાસ છોડી કલીઓપેટ્રાના નસીબે નિર્માણ થયેલા ક્રમ પ્રમાણે આવ્યો; અને આ બીજીવાર હું નિષ્ફળ થયો નહિ.

વખત કેવો બદલાઈ ગયો હતો! હું તો નિમિત્ત માત્ર જ હતો. ન્યાયદેવીના હાથમાં તલવાર જે ભાગ બજાવે છે, તે ભાગ મારે બજાવવાનો હતો. મારો સ્વાર્થ અંદર કંઈ હતો નહિ; મારી હકની ગાદી ઉપર બેસી મિસરને સ્વતંત્ર અને સુખી કરવાના દિવસ ગયા હતા. ખેમ પાયમાલ થયું

હતું, અને હું હર્મેચિસ્ પણ તે સ્થિતિએ પહોંચ્યો હતો. નથી નથી ખટપટોમાં–જે યુક્તિમાં હું નાયક હતો, તે ઢંકાઈ ગઈ હતી અને તેની યાદ પણ ભાગ્યે જ કોઇને રહી હતી. મારી પુરાતન કોમના ઇતિહાસપર સિહા પડદો પડ્યો હતો. તેમના દેવનો અને ધર્મનો નાશ થયો હતો. સિહોરના દૂરના કિનારાપર તલપી રહેલા રોમન ગીધોની પાંખનો ફડફડાટ મારા અંતઃકરણમાં મને આજથી સંભળાઈ રહ્યો હતો..

તરત હું ઉઠયો, અને અટુવાને એક આરસી લાવવા કહ્યું. મે અંદર જોયું તો ચહેરો કરમાયલો ફિક્કો હતો, હાસ્ય જતું રહ્યું હતું, માથું મુંડેલું હતું, અને આંખો મોટી તથા બહુ વિચારથી શૂન્ય, અને ફિક્કી ખોપરીના આંખના કાણા જેવી જણાતી હતી. અલ્પ ભક્ષણ, દુઃખ અને વૈરાગ્યથી શરીર સૂકાઈ ગયું હતું. વળી ચાલ લંગડી હતી, મોટી લાંબી સફેદ દાઢી, હાથ પાતળા, નસો તરી આવેલી, અને પગ પાંદડાની માફક ધ્રુજતા હતા. વાંસામાંથી વાંકો વળી ગયેલો હતો, અને પગ ટુંકા થઈ ગયા હતા. દુઃખ અને કાળ શરીરપર સ્પષ્ટ જણાતાં હતાં. જે યુવાનીના જોરવાળો અને ખુબસૂરત રાજવંશી હર્મેચિસ, જે સ્ત્રીના મોહબાણથી પડ્યો હતો, તે હું જ એમ મારા માનવામાં પણ આવતું નહિ; છતાં પહેલાંનો જ આતિશ મારા મગજમાં હતો. તેમાં કંઈ પણ ફેર થયો નહોતો. માણસના અમર આત્માને કાળ કે આપતિ કંઈ પણ અસર કરી શકતાં નથી. ઋતુઓ આવે અને જાય, આશા પક્ષીની માફક ઉડી જાય; નસીબરૂપી લોખંડના કટકાથી જુસ્સો ભાંગી જાય, સૂર્યાસ્ત વખતના બળતા દેખાતા ઉંચા વાદળાની માફક માયા વિખરાઈ જાય; પગતળેથી વહેતા પાણીની માફક આકીન જતું રહે, રણની અખૂટ રેતીની માફક ચારે બાજુ અરણ્ય જેવું થઈ જાય; મધ્ય રાત્રિની માફક વૃદ્ધાવસ્થા આવે, વાળ સફેદ થાય, તથા માથું નીચું નમી જાય, દૈવરૂપી ચક્ર સાથે ઘસડાતા નસીબની દશા વીશી ભોગવીએ–આજ રાજા કાલે રંક થઇએ; આજે પ્યાર કાલે ધિક્કાર દેખાડીએ, અને આજે સુખ કાલે દુઃખ આવે, છતાં આપણે તેવાને તેવા જ રહીએ છીએ. "અભેદ" ના નિયમની એ જ અજાયબી છે.

આવી રીતે વિચાર કરતો હું દિલગીરીમાં બેઠો હતો, તેટલામાં કોઇએ બારણું ઠોક્યું.

મેં કહ્યું "અટુવા, ઉઘાડ."

તેણે ઉઠી તેમ કર્યું; એક સ્ત્રી યુનાની પહેરવેશમાં અંદર આવી; કે જે ચારમીઅન હતી. તેની ખુબસૂરતી તેવીને તેવી જ હતી. માત્ર ચહેરો

ગમગીન પણ બહુ મધુર લાગતો. તેની કાળી આંખોમાં ધીમો અગ્નિ જણાતો હતો. તે એકલી આવી. અટુવા કંઈ પણ બોલ્યા વગર મારી તરફ આંગળી કરી ચાલી ગઈ.

તેણે મને કહ્યું, "અય પીરમર્દ, મને વિદ્વાન્ ઓલિમ્પસ પાસે લઈ જા. ધણીને કામે હું આવી છું."

મેં ઉંચું માથું કર્યું, અને તેના સામું જોઈ રહ્યો.

તે થોડીવાર જોઈ રહી, પછી વિસ્મય થઈ હોય એમ જણાયું. આસપાસ નજર કરી તે ધીમેથી બોલી "ખરે, ખરે તું પેલો" અને અટકી.

"ઓ ચારમીઅન, તે જ હર્મેચિસ્ જેનાપર તું મૂર્ખ મોહ પામી હતી! હા, હું તે જ છું. મહારૂપવતી, તું શું જુએ છે? છતાં જે હર્મેચિસ્‌ને તું ચાહતી હતી, તે તો મરી ગયો છે, પણ ઓલિમ્પસ નામનો એક મિસરનો હોશિયાર રહેનાસી તારે તાબે છે."

તે બોલી "બસ, જે બન્યું છે તે વિષે માત્ર એક બોલ બોલું છું, ને પછી તે ભૂલી જવું. હર્મેચિસ્ તું એમ ધારતો હોય કે સ્ત્રીનો પ્યાર દેહના બહારના ફેરફારથી બદલાય છે; તો એમ માનજે કે, સ્ત્રીના અંતઃકરણનું ખરું જ્ઞાન હજી તને થયું નથી. કારણ કે, જો તેમ ન હોય તો પછી કોઈ પણ સ્ત્રી પોતાના પ્રાણવલ્લભ સાથે અંતઃકાળ સુધી રહી શકે જ નહિ. ઓ ડાહ્યા વૈદ્ય, સાંભળ, હું એવી સ્ત્રી છું કે, જે એકવાર પ્રેમ બાંધ્યા પછી કદી પણ તોડતી નથી, અને સામાનો પ્રેમ ન મળતાં જીવતાં સુધી કુમારી જ રહે છે."

તે અટકી અને મેં માથું ધૂણાવ્યુ. ખરું જોતાં જો કે આ સ્ત્રીની મૂર્ખાઈથી અમો પાયમાલ થયાં હતાં, છતાં જ્યારે મેં જાણ્યું કે આવા નિર્લજ સમાગમમાં રહેવા છતાં, આટલો કાળ ગયા છતાં અને ઘણા પ્રેમ બતાવનાર હોવા છતાં આ સ્ત્રી એક ભ્રષ્ટ માણસપર પ્રેમ રાખી રહી હતી અને તે નસીબ સંજોગે કદરૂપી હાલતમાં પાછો આવ્યો છતાં તેને અંતઃકરણથી ચાહતી હતી, તે જ્યારે મેં જાણ્યું ત્યારે મેં તેનો મનમાં ઘણો ઉપકાર માન્યો. કારણ કે, દુનિયામાં એવો કયો માણસ છે કે, જે ગમે તેટલા દ્રવ્યથી ન ખરીદ કરી શકાય, એવી સ્ત્રીના ખરા પ્યારની કીમત ન સમજે?

તે બોલી "તું જવાબ નથી દેતો, તેથી તારો ઉપકાર માનું છું; કારણ કે, લાંબો વખત પહેલાં ટારસસમાં તેં જે કડવાં વચનનો પ્રહાર મારાપર કર્યો હતો, તેની ઝેરી અસર હજી ગઈ નથી અને હવે તારી

ગેરહાજરીથી વધારે ઝેરી થયેલાં તારા ધિક્કારરૂપી તીરોને માટે મારા કલેજામાં જગ્યા રહી નથી; તેથી એ વાત જવા દે! જો, આ મારો જંગલી જુરસો, હું સમાવું છું." અને તેણે ઉચે જોયું, અને હાથ લાંબા કરી, કંઈ અદૃશ્ય ચીજ પાછી દબાવી દેતી હોય એમ કર્યું; "હું તે સમાવું છું, છતાં ભૂલી જવું અસંભવિત છે! હુમેચિસ, બસ, હવે મારો પ્યાર કદી તને દુઃખ દેશે નહિ. મૃત્યુ પહેલાં તું મને મળ્યો, એટલું જ બસ છે. તને યાદ છે કે, જ્યારે તારે હાથે હું મરવા તૈયાર હતી, અને તું મને મારી નાખવાની ના કહેતો હતો, ત્યારે તેં મારાં પાપનાં ફળ ભોગવવાને, અને જેમને મેં ખુવાર કીધા તેમની યાદદાસ્તથી દુઃખ ભોગવવાને કહ્યું હતું, તે તને યાદ છે?"

"ચારમીઅન, મને યાદ છે."

"ખરે સજા પુરતી થઈ ચૂકી છે. અરે! મને જે દુઃખ થયું છે, મે હસ્તે મોઢે જે જે આપત્તિ વેઠી છે, તે જો તું જાણી શકે તો તારી ખાત્રી થાય કે, મને પુરતી શિક્ષા થઈ છે!"

"છતાં, ચારમીઅન, મે સાંભળ્યું છે તે પ્રમાણે બધા કરતાં તું દરબારમાં વધારે પ્રબળ અને માનીતી છે. શું આક્ટેવીઅસ એમ નથી કહેતો, કે તે એન્ટની માટે કે તેની હલી ઓપેટ્રા વાસ્તે લડાઈ નથી કરતો પણ ચારમીઅન અને ઈરાસ વાસ્તે કરે છે?"

"હા, હુમેચિસ, પણ સોગંદથી બંધાવાથી જેને હું અંતઃકરણથી ધિક્કારું છું, તેનું અન્ન ખાઈ તેનું કામકાજ કરવું મને કેટલું કડવું લાગતું હશે, તેની તને ખબર છે ખરી કે! જેણે તને મારી પાસેથી ખુંચાવી લીધો, અને જેની અદેખાઈથી હું આ સ્થિતિએ પહોંચી, તથા તને ભ્રષ્ટ કીધો, અને આખા મિસરનું ખરાબ કીધું, તેનું કામકાજ કરવું મને કેવું લાગતું હશે! ગમે તેટલી દોલત, અને ગમે તેટલી, રાજાઓ અને ઉમરાવોની ખુશામત મને શું સુખ આપી શકશે! અરે હું કોઈ કોઈ વાર એટલું રડી છું કે, તેથી મારી આંખો આવતી; અને વળી કામ પડે ત્યારે મારી મેળે ઉઠી, જાણે કંઈ નથી થયું, એમ દેખાડી, રાણી, અને પેલા સુરત એન્ટનીનું કામ કરતી. અરે ઈશ્વર પાસે એવું માગું છું કે, તે બન્નેને હું મરણ પામેલા જોઉં. પછી હું ખુશીથી મરીશ! હુમેચિસ, તને દુઃખ ઘણું પડ્યું છે, અને તું તો સ્વતંત્ર છે, અને ઘણી વેળા તારી ગુફાના એકાંતની મને ઇચ્છા થઈ છે."

"ચારમીઅન, તું તારાં વચન ભૂલી ગઈ નથી; એ જાણી હું ખુશ છું, અને હવે વખત પણ પાસે આવ્યો છે!"

"હું ભૂલી નથી ગઈ, એટલું જ નહિ, પણ કલીઓપેટ્રા અને રોમનના નાશને માટે છૂપી રીતે એ જ ગોઠવણ કર્યા કીધી છે. એનામાં કામ ઉશ્કેરી રાણીનામાં અદેખાઈ ઉત્પન્ન કરી છે. તેને પાપ કરવા, અને આને મૂર્ખ કામ કરવા ઉશ્કેર્યાં કીધા છે. અને સીઝરને એ સર્વ વાતની જાણ કરવી છે. સાંભળ! હાલ મામલો એવો છે;—એકટીયમની લડાઇમાં શું થયું, તેની તને ખબર છે? એન્ટનીની મરજી વિરુદ્ધ કલીઓપેટ્રા ત્યાં કાફલો લઈ ગઈ; અને તારા કહાવ્યા મુજબ, અને રાણીને ખાતર સાથે જવા ઉશ્કેર્યાં, અને આંખમાં આંસુ લાવી કહ્યું કે, જો તે નહિ જશે તો રાણી જરૂર વિયોગ-દુઃખથી મરી જશે, અને એ બિચારાએ મારું ખરું માન્યું. તે ગઈ, અને બરાબરી લડાઈ જામી. ત્યારે કોણ જાણે શા કારણથી, તેણે પોતાનાં વહાણ પાછાં ફેરવવાનો હુકમ કર્યો, તેનું કારણ જો કે હું જાણતી નથી; પણ તું જાણતો હશે અને હવે શો છેડો આવ્યો તે સાંભળ! એન્ટનીએ જ્યારે દીઠું, કે તે ગઈ, ત્યારે તે પણ ગાંડાની માફક કોઇની દરકાર રાખ્યા વગર એક વહાણ લઈ તેની પાછળ દોડ્યો, જેથી તેનો કાફલો પાયમાલ થયો, વહાણો ડૂબી ગયા, અને તેનું વીસ હજાર પાયદળ અને બાર હજાર ઘોડે-સ્વાર લશ્કર યુનાનમાં સરદાર વગરનું રહ્યું. પહેલાં બધાંએ માન્યું નહિ કે, એન્ટની આવું શરમ ભરેલું કામ કરે; તેથી થોડો વખત લશ્કર થોભ્યું, અને આજે એવી ખબર આવી છે કે, તેમની એન્ટનીના ન્હાસવા વિશે ખાત્રી થવાથી આખરે થાકી તેઓ સીઝરને શરણે ગયા છે."

"અને એન્ટની ક્યાં છે?"

"મોટા બંદરમાં એક નાના ટાપુપર તેણે રહેઠાણ બાંધ્યું છે, અને તેને ટાયમોનીયમ નામ આપ્યું છે; કારણ કે, ટાઇમનની માફક તે પણ મનુષ્યના કૃતઘ્નપણાની ફરીઆદ કરતો હશે. ત્યાં તારે તે તરફડે છે કે જેની અસર તેના મગજપર થવાથી તે ભાન ભૂલી ગયો છે અને રાણીની એવી ઇચ્છા થઈ છે કે, તારે કાલે સહવારે ત્યાં જવું અને તેને સારો કરી પાછો રાણી પાસે આવે એમ કરવું. કારણ કે, તે તેને જોવાને ઇચ્છતો નથી. તેમ જ પોતાને કેટલો ધક્કો લાગ્યો છે, તેની પણ તેને પૂરી ખબર નથી. પણ હાલ તો મને એવો હુકમ મળ્યો છે કે, તને કલીઓપેટ્રા પાસે લઈ આવવો."

"હું આવું છું, ચાલ" એમ કહી હું ઉઠયો.

અમે દરવાજો પસાર કરી, સંગેમરમરના દીવાનખાનાને રસ્તેથી ગયાં. ફરી હું કલીઓપેટ્રાના ઓરડાના બારણા આગળ ઉભો; અને ફરી ચારમીઅન મારા આવવાની ખબર આપવા ગઈ.

તરત તે પાછી આવી, અને મને બોલાવ્યો. તે ધીમેથી બોલી; "તારું મન સ્થિર રાખજે અને સંભાળ રાખજે, કે વળી ભેદ ખુલ્લો ન થાય; કારણ કે, ક્લીઓપેટ્રાની આંખો હજી તીક્ષ્ણ છે; જા!"

મેં જવાબ દીધો, "ગમે તેવી તીક્ષ્ણ હોય તો પણ ઓલીમ્પસ વિદ્વાનને હુર્મેચિસ્ તરીકે ઓળખી શકે જ નહિ! જો મેં તને જણાવ્યું ન હોત તો તું પણ મને ઓળખત નહિ, ચારમીઅન!"

પછી હું અંદર ગયો. આ જગ્યા કદી વિસરાય એવી ન હોતી. ફુવારાના ઉડવાનો તથા બુલબુલના ગાયનનો અને દૂરના સમુદ્રના મોજાંના અવાજ મારે કાને પડ્યા. બંધ કહાડી લંગડાતો હું ગયો; અને ક્લીઓપેટ્રાના મંચ નજીક ગયો. જે રાત્રે મને જિત્યો હતો, તે રાત્રે તે જે મંચપર બેઠી હતી, તેનાપર જ આજે પણ તે બેઠી હતી. પછી હિમત રાખી ઉંચે જોયું. આગલીજ ખુબસુરતીમાં ક્લીઓપેટ્રા બેઠી હતી. છતાં જે રાત્રે એન્ટનીને મેં તેને આલિંગન આપતાં જોયો તેમાં ને આજમાં કેટલો ફેર! તેનું રૂપ હજી તેવું જ પ્રકાશિત હતું; આંખો પણ તેવી જ સમુદ્રના જેવી અગાધ અને ગંભીર હતી; ચહેરો તેવો જ મધુર હતો; છતાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. કાળ જો કે તેની ખુબસુરતીને અડકી શક્યો ન હોતો, છતાં તેનો દેખાવ એવો ગમગીન લાગતો હતો કે, તેનું વર્ણન થઈ શકે નહિ. તેના ઉગ્ર હૈયામાં જુસ્સો એવો ને એવો હતો અને તેનાં ભવાંપર તેની છાપ સ્પષ્ટ જણાતી હતી. છતાં તેની આંખોમાં દુઃખની છાયા જણાતી હતી.

આ રાજવંશી સ્ત્રીને મે નમન કર્યું. તે એકવાર મારી અર્ધાંગના થઈ હતી, અને મારો નાશ કરનાર પણ તે જ હતી; છતાં મને તે ઓળખી શકી નહિ.

જાણે શ્રમિત થઈ હોય, એમ જોઈ હમેશના ન ભૂલાય એવા ધીમા સ્વરે તે બોલીઃ—

"વૈદ્ય, આખરે તું આવ્યો. તારું નામ શું?—ઓલીમ્પસ? નામ તો ઠીક છે, કારણ કે, હાલ મિસરના દેવોની ગેરમહેરબાની થઈ છે; એટલે, ઓલીમ્પસની કૃપા જોઈએ જ. તારા દેખાવપરથી તું વિદ્વાન્ લાગે છે; કારણ કે વિદ્યાની સાથે રૂપની જરૂર નથી. અજબ છે, વળી તારામાં કંઈ એવું છે કે, જે કંઈ ન સમજ પડે એવી યાદી આપે છે. બોલ, ઓલીમ્પસ, આપણે આગળ મળ્યાં છીએ?"

મેં ધાંટો બદલી કહ્યું;—"નજરે નજરે આપણે કદી મળ્યાં નથી; મારા એકાંતવાસમાંથી તારો હુકમ બજા લાવવા, અને તારા દુઃખનું નિવારણ કરવા આજે તને મળ્યો છું; આગળ કોઈ દિવસ નહિ."

"અજબ છે! તારો અવાજ પણ—! મને કંઈ યાદ આવતું નથી, તું કહે છે નજરે નજર નહિ? ઠીક ત્યારે કદાચ સ્વપ્નમાં મળ્યાં હોઇશું!"

"ખરે રાણી, સ્વપ્નમાં મળ્યાં છીએ."

"તારી વાતચીતપરથી તું વિચિત્ર માણસ લાગે છે. પણ મેં સાંભળ્યું છે તે ખરું હોય તો તું કોઈ મહા વિદ્વાન્ છે અને જ્યારે તેં એન્ટનીને સિરીયા જઈ મળવા કહ્યું, ત્યારે તારું કહેવું ખરું પડયું, એ મને બરાબર યાદ આવ્યું. તું ભવિષ્ય કહેવામાં અને પ્રશ્ન માંડવામાં ખરે પ્રવીણ હોવો જોઇએ. અલેકઝાન્દ્રીયાના મૂર્ખોને એનું કંઈ પણ જ્ઞાન નથી. હુમૅચિસ્ નામના એવા જ માણસને આગળ હું ઓળખતી હતી." એમ કહી તેણે નિઃશ્વાસ મૂક્યો; "પણ તેને મરી ગયાને ઘણા દિવસ વહી ગયા—અને મારું પણ તેમ જ થયું હોત! અને કોઈ કોઈ વખત તેને માટે મને દિલગીરી થાય છે."

તે અટકી અને હું નીચું જોઈ કંઈ પણ બોલ્યા વગર ઉભો રહ્યો.

"ઓલીમ્પસ, મારો આટલો સંશય ટાળ. પેલી એકટીયમની દુષ્ટ લડાઇમાં જ્યારે લડાઈ ખરેખરી મચી રહી હતી, અને અમને જિત મળશે, એમ ભાસવા લાગ્યું, ત્યારે મારા મનમાં ઘણી ધાસ્તી ઉત્પન્ન થઈ અને જાણે મારી આગળ અંધારું ઘોર થઈ રહ્યું, અને મારા કાનમાં લાંબો વખત થયાં મરી ગયેલા પેલા હુમૅચિસ્નો અવાજ મને "ભાગ નહિ તો મરશે" એમ કહેતો સંભળાયો. અને હું નાઠી, એટલું જ નહિ પણ મારી સાથે એન્ટનીને પણ તેવી જ અસર થઈ અને તે પણ મારી પાછળ આવ્યો અને અમે હાર્યાં, કયા દેવ કોપ્યા કે જેથી આમ થયું?"

મેં કહ્યું "હે રાણી, એ કંઈ દેવ કોપ્યા ન હોતા. કારણ કે, મિસરના દેવનો તેં ક્યારે તિરસ્કાર કર્યો છે? શું તેમનાં મંદિર તેં લૂટયાં છે? મિસરને તું કૃતઘ્ન થઈ છે? આવું જ્યારે કંઈ પણ કીધું નથી, ત્યારે મિસરના દેવ શામાટે કોપે? કંઈ પણ બીક ન રાખ; કારણ કે, એ તો માત્ર વિચાર-વાયુની તારા કોમળ હૈયાપર અસર થઈ હશે, અને કાપાકાપી જોઈ તને કમકમાટી ઉપજી હશે; તેથી એમ થવા વધારે સંભવ રહે છે,—અને એન્ટનીએ તો જ્યાં તું જાય ત્યાં પાછળ આવવું જ જોઇએ."

મારા, આ વાક્યથી કલીઓપેટ્રા સફેદ પૂણી જેવી થઈ ગઈ; અને મારા કહેવાનો શો ભાવાર્થ છે, તે જાણવા ધ્રૂજતી ધ્રૂજતી, મારા સામું જોઈ

રહી. પણ મને તો ખબર હતી કે, એ સર્વ દેવકોપ હતો કે, જેમાં હું કારણભૂત હતો.

મારા બોલનો જવાબ ઉડાવી, તે બોલી "વિદ્વાન્ ઓલીમ્પસ! દુઃખથી મારો એન્ટની બીમાર થઈ ગયો છે, એનું મગજ ખસી ગયું છે, પેલા દરિયાઈ કિલ્લામાં એક ગુન્નામની માફક સંતાતો ફરે છે અને મનુષ્યજાતિને ધિક્કારે છે.—એટલું જ નહિ પણ હું કે જેણે તેને ખાતર આટલાં દુઃખ ખમ્યાં, તેને પણ તજી બેઠો છે. હવે મારો તને આ હુકમ છે;—કાલે સહવારના વહેલો મારી દાસી ચારમીઅન સાથે એક હોડી લઈ ત્યાં જા, અને લશ્કરના સમાચાર લાવ્યા છો એમ જણાવી, અંદર દાખલ થવા પરવાનગી માગવી. તેમ કરશો તો તમને અંદર આવવા દેશે. પછી ચારમીઅન, તારે લશ્કરના સમાચાર કહેવા અને જ્યારે તેની દિલગીરીનો ઉભરો સમાય, ત્યારે ઓલીમ્પસ, તારે એને કીમતી દવા પાઈ તથા મીઠાં વચનો બોલી દિલાસો આપી શંડો પાડવો, અને મારી પાસે લાવવો. જો એમ થશે તો હજી સૌ સારા વાનાં થશે. આટલું તું કર, તો તને તું ધારે તે કરતાં પણ ઘણી બક્ષીસ આપીશ. હજી હું રાણી છું અને જેઓ મારું કામ કરે, તેની કદર બુઝવા સમર્થ છું."

મેં જવાબ દીધો "રાણી કંઈ ચિંતા ન કરો. આ કામ થશે. ઇનામ કંઈ માગતો નથી; માત્ર તારું કામ કરવા જ હું આવ્યો છું."

એમ કહી નમન કરી હું ગયો અને અટુવાને બોલાવી ચોકસ દવા તૈયાર કરવા કહ્યું.

સૂર્યોદય થતાં પહેલાં ચારમીઅન આવી. અમે દરબારના ખાનગી બંદરમાં ચાલતાં ગયાં. ત્યાં હોડીમાં બેસી પેલા બેટ તરફ હંકારી ગયાં. ત્યાં એક મજબૂત ન્હાનો ગોળ કિલ્લો બાંધેલો દેખાયો. ત્યાં ઉતર્યાં, ને પછી અમે બંને દરવાજા આગળ ગયાં, અને તે ઠોક્યા; આખરે દરવાજાની જાળી ઉઘડી, અને એક વૃદ્ધ હીજડાએ બહાર આવી મિજાજમાં જ અમે શા કામે આવ્યાં હતાં તે પૂછ્યું. ચારમીઅને કહ્યું "અમારે અમીર એન્ટની સાથે કામ છે."

"ત્યારે તમારે કંઈ કામ જ નથી. અમારો અમીર કોઈ સ્ત્રી કે પુરુષને મળવા માંગતો જ નથી."

"છતાં તે અમને મળશે. જા કહે કે ચારમીઅન લશ્કર સંબંધી ખબર લઈ આવી છે."

તે ગયો, અને તરત પાછો આવ્યો.

"અમીર ઍન્ટની જાણવા માગે છે કે, તે ખબર સારી છે કે માઠી. જો માઠી હોય તો, તે સાંભળવા માંગતો નથી; કારણ કે, હવે માઠા સમાચાર સાંભળી, સાંભળી તે ધરાઈ ગયો છે."

"પણ તે તો સારી અને માઠી પણ છે. ગુલામ, ઉઘાડ હું તારા અમીરને જવાબ દઇશ!" અને તેણે જાળીમાંથી એક સોનાની કોથળી સેરવી દીધી; તેણે તે કોથળી લીધી અને બોલ્યો. "ઠીક ઠીક વખત બારીક છે; અને કદાચ, વધારે બારીક થશે. જ્યારે સિંહ જ હારી બેસશે, ત્યારે શિયાળને કોણ ભક્ષ આપશે? તું જ ખબર કહે અને જો આ દુઃખી ઘરમાંથી ઍન્ટનીને તુ લઈ જઈ શકશે, તો પણ મને તેની દરકાર નથી. લે દરવાજો ખુલ્લો છે. અને પેલે રસ્તે થઈ ખાનાના ઓરડામાં જવાશે."

અમે આગળ ચાલ્યાં. આગળ રસ્તો સાંકડો હતો, ત્યાં ચાલ્યાં. ગુલામ દરવાજો બંધ કરવા રહ્યો, અને અમે એક પડદા આગળ આવી પહોંચ્યાં. ત્યાંથી આગળ ચાલ્યાં તો એક ઘૂમટવાળા ઓરડામાં જ્યાં અજવાળું પણ બરાબર આવી શકતું નહોતું ત્યાં આવ્યાં. આ ઓરડાની એક બાજુએ ગાલીચાની એક પથારી હતી; અને તેમાં એક માણસ પડેલો જણાયો. એનું મોઢું એના ઝભ્ભાથી ઢંકાયલું હતું.

ચારમીઅન નજીક જઈ બોલી "અમીર ઍન્ટની, તારું મોઢું ઉઘાડ અને સાંભળ હું કાંઈ ખબર લાવી છું."

તેણે માથું ઉંચું કર્યું. એનો ચહેરો ચિંતાથી બદલાઈ ગયો હતો. એના વાળ અવસ્થાથી બછડ થયેલા હતા, તે વિખરાયલા હતા. તેની આંખો ઉંડી પેસી ગઈ હતી, અને તેની ડાઢીપર સફેદ બાળના ખૂંટા હજામત ન કરાવેલી હોવાથી દેખાતા હતા. તેનાં કપડાં મેલાં થઈ ગયાં હતાં. તેનો દેખાવ દેવળ આગળના ગરીબમાં ગરીબ ભિક્ષુક કરતાં પણ વધારે દુઃખદાયક હતો. પ્રખ્યાત કીર્ત્તિમાન્ ઍન્ટની જે એકવાર પૃથ્વીનો રાજા કહેવાયો તેની, કલીઓપેટ્રાના પ્યારથી આ દશા થઈ હતી!

તેણે પૂછ્યું "મારું તારે શું કામ છે? મને અહીં એકલા જ મરવું છે અને વળી આ કોણ બીજો માણસ છે, જે વિપત્તિમાં આવી પડેલા અને પાયમાલ થયલા ઍન્ટનીને જોઈ રહ્યો છે?"

"અમીર ઍન્ટની, એ ઓલીમ્પસ નામનો ઘણો ડાહ્યો વૈદ્ય છે. તે ભવિષ્ય કહેવામાં બહુ પ્રવીણ છે. તેં એને વિષે ઘણું સાંભળ્યું છે. કલીઓપેટ્રા જે તારા સુખને માટે બહુ ચિંતાતુર છે, ને જેને જો કે તું યાદ કરતો નથી, તેણે એને તારી દવા કરવા મોકલ્યો છે!"

"અને શું તારો વૈદ્ય, ચિંતા, મારા જેવાની ચિંતાનું ઔષધ કરી શકશે? શું એની દવાથી, મારાં વહાણ, મારી કીર્ત્તિ અને મારું રાજ્ય પાછું મળશે? નહિ, લઈ જા તારા વૈદ્યને! તું શી ખબર લાવી છે? ઝડપ કર! તે કહી દે! મારા સરદારે સીજરને જિત્યો છે? મને એટલી જ ખબર આપ, તો તને ઇનામમાં એક તાલુકો આપું—અરે અને જો ઑક્ટેવીયાનસના મરણની ખબર આપે તો વળી ૮૦ હજાર પૌંડ વધારાના આપું. બોલ—નહિ, નહિ, ના બોલતી; જેવી કોઇપણ ચીજની મને ધાસ્તી લાગી નહોતી, તેટલી તારા બોલવાની લાગે છે. ખરે નસીબ ફર્યું છે; અને મારો સરદાર જિત્યો છે? શું એમ નથી? નહિ—કહી દે! હવે ધીરજ નથી રહેતી!" તે બોલી; "અમીર એન્ટની, મારે જે કહેવું જ જોઇએ, તે શાંત થઈ સાંભળ! તારો સરદાર અલેક્ઝાન્ડ્રીયામાં છે ને જીવ લઇને ન્હાસી આવ્યો છે, અને આ ખબર લાવ્યો છે:—સાત દિવસ સુધી એન્ટનીની લશ્કરે રાહ જોઈ, અને જિત મેળવવાની આશાથી સીજરના કાસદોની દરકાર કરી નહિ, પણ એન્ટની આવ્યો નહિ. પછી એવી બૂમ ઉઠી કે, કલીઓપેટ્રાની પાછળ એન્ટની ભાગી ગયો છે. જે માણસ આ ખબર પહેલી લાવ્યો, તેને તો લશ્કરના સિપાહીઓએ ધિક્કારી કાઢયો અને મારી મારી અધમૂઓ કર્યો, પણ આખરે સર્વ ઠેકાણેથી તે વાતને પુષ્ટિ મળી અને કંઈ પણ શક રહ્યો નહિ. પછી આ એન્ટની, એક પછી એક તારા અમલદારો સીજરની તરફેણમાં ગયા; અને અમલદારની પાછળ માણસો અવશ્ય જાય જ, એટલું જ; પણ તારા સર્વ મળતિયા રાજા પોતપોતાને મુલક ભાગી ગયા છે, અને સીજરની મેહરબાની મેળવવા એલચીને મોકલી ચૂક્યા છે."

આથી તે જાણે હેબત ખાઈ ગયો હોય, એમ માથું હાથથી ઢાંકી પડયો હતો. તેનો ચહેરો ફીકો પડી ગયો હતો, અને તે ધ્રૂજતો હતો. ઉંચું જોઈ તે બોલ્યો;—"તારું બકવું પુરું થયું, ઓ મોરના પીંછાથી શણગારેલી કાગડી, કે વધારે કંઈ કહેવું છે! કંઈ વધારે કહે, કહે કે ખુબસૂરત કલીઓપેટ્રા મરી ગઈ છે; કહે કે, ઑક્ટેવીયાનસ કિલ્લા આગળ જિત મેળવી ઉભો છે અને દોજખના સર્વ ભૂતો એન્ટનીની હાર સંભળાય એમ પોકારી રહ્યા છે; એમ પણ કહે! એકવાર કીર્તિ પામેલાપર જેટલું દુઃખ હોય તેટલું એકત્ર કર; અને જેને તું મહાન્ અમીર કહે છે, તેના પર સામટું વર્ષાવ!"

"નહિ, મારા મેહરબાન, મારે વધારે કંઈ કહેવાનું નથી!"

"અને મારે પણ કંઈ રહ્યું નથી—થઈ રહ્યું બસ થઈ રહ્યું! હવે કંઈ બાકી નથી; જે બાકી છે તે કરું છું" એમ કહી તેણે તલવાર લીધી.

આ વખતે જો મેં કુદી પડી તેને પકડી ન લીધો હોત, તો તે જરૂર આત્મઘાત કરત. હજી એ મરણ પામે એવી મારી ઇચ્છા ન હોતી; કારણ કે, જો તે મરણ પામત, તો કલીઓપેટ્રા સીજર સાથે સલાહ કરી લેત!"

ચારમીઅન બોલી ઉઠી, એન્ટની! શું ગાંડો થયો? શું તું ખરે જ હિચકારો છે કે, આવી રીતે પોતાના દુઃખનો છેડો આણી તારી અર્ધાંગનાને તે ભોગવવાને એકલી છોડી જશે?"

"શું કામ નહિ? સ્ત્રી, શું કામ નહિ? તે લાંબો વખત એકલી નહિ રહે, તેની સોબતકરતા સીજર બેઠા છે. ઓક્ટેવીઆનસ ખુબસૂરત સ્ત્રીને ચાહે છે; અને કલીઓપેટ્રા હજી રૂપાળી છે! ઓલીમ્પસ, તું હવે અહીં આવ! મને આત્મઘાત કરતાં તેં અટકાવ્યો છે, માટે તું મને સલાહ આપ; શું હું સીજરને શરણે જાઉં? પૂર્વનો સ્વતંત્ર રાજા, જ્યાં હું પોતે જિત મેળવી માનથી ગયો છુ, ત્યાં શું પેલા રોમનોની પાછળ પાછળ શરણાગત તરીકે જાઉં?" મેં કહ્યું; "નહિ, સાહેબ, જો તું શરણે જાય તો તો થઈ ચૂક્યું! કાલે આખી રાત તારા ગ્રહો મેં તપાસી જોયા છે, અને મને આમ ભાસે છે; જ્યારે તારો સિતારો સીજરની નજીક જાય છે, ત્યારે ઝાંખો થઈ અદૃશ્ય થઈ જાય છે; પણ જ્યારે તેના તેજથી દૂર જાય છે, ત્યારે તેની બરાબર તેજ આપે છે. હજી સર્વ કાંઈ ગયું નથી. થોડું રહ્યું છે તો સર્વ પાછું મળી શકશે; મિસર હજી છે; લશ્કર પાછું ઉભું કરી શકાશે; સીજર પોતાની મેળે પાછો ફર્યો છે. હજી તે એલેકઝાંન્દ્રીયાના દરવાજામાં આવ્યો નથી; અને કદાચ ઠંડો પણ પડે. તાવથી તારું મગજ તપી ગયું છે, તું બીમાર છે, તેથી સઘળો વિચાર તને સૂજશે નહિ. જો આ મારી પાસે દવા છે, તે તને સાજો કરશે; હું વૈદકમાં ઘણો પ્રવીણ છુ." અને મેં શીશી એની આગળ ધરી.

"તું કહે છે, દવા! એ તો કંઈ ઝેર જેવું છે. મને લાગે છે કે જૂઠી રાણીએ હવે મારી ગરજ ન રહી, એટલે મને મારી નાખવા તને મોકલ્યો છે. એન્ટનીનું માથું સીજરને સલાહના કોલકરાર તરીકે તે મોકલશે કે, જેને માટે મેં સર્વ ખોયું છે! લાવ તારી દવા બેકસના સોગંદ! તે કાતિલ ઝેર હશે, તોપણ હું પી જઈશ!" તેણે નિરાશાથી કહ્યું.

"અમીર એન્ટની, એ ઝેર નથી, અને હું કંઈ મારો નથી. જો તારી ખુશી હોય તો હું જ એમાંથી પીશ." અને માણસમાં ચૈતન્ય ઉપજાવનાર તે દવા મેં આગળ ધરી.

"વૈદ્ય, મને આપ, મરણીયા માણસો બહાદુર કહેવાય છે. લે પીઉંછું!–વા આ તે શું! તારી દવા તો જાદુઈ છે! દક્ષિણના પવનથી જેમ તોફાની વાદળ વેરાઈ જાય, તેમ મારી તમામ ચિંતા જતી રહી.

અને આશારૂપી વસંત મારા કલેજારૂપી જંગલમાં ખીલી નીકળે છે; ફરી હું એન્ટની થયો. ફરી મારા લશ્કરના ભાલા સૂર્યના તેજથી ચળકાતા જોઉં છું, અને એન્ટની, માનીતો એન્ટની જિત મેળવી જતો હોય એમ, અને ખુશીનો પોકાર થઈ રહ્યો હોય, એમ મને સંભળાય છે! આશા છે! કંઈ આશા છે! પેલો સીજર જે કદી ભૂલ કરતો નથી, તેને હજી હું ધૂળમાં રગદોળાયલો જોઈશ!"

ચારમીઅન બોલી; "ખરે હજી આશા છે, પણ જો તું માત્ર માણસ તરીકે વર્તીશ, તો! મારા મેહરબાન! અમારી સાથે પાછા ચાલો; પ્રિય કલીઓપેટ્રા પાસે ચાલો! આખી રાત તે પોતાની સોનાની શય્યાપર પડી પડી 'એન્ટની'નો જાપ જપ્યા કરે છે, જે એન્ટની ચિંતામાં આવો લુબ્ધ થઈ ગયો છે કે, પોતાની પ્રિયાને પણ વિસરી ગયો!"

"હું આવું છું! હું આવું છું! તેનાપર વહેમ લાવ્યો તેથી મને શરમ છે! ઓ ગુલામ; લાવ, પાણી લાવ, અને એક આસમાની ઝભ્ભો લાવ. કલીઓપેટ્રા આગળ આમ જવાય નહિ; હમણાં જ હું આવું છું."

આવી રીતે એન્ટનીને અમો કલીઓપેટ્રા પાસે લઈ ગયાં અને તે એવી ધારણાથી કે, નિર્વિઘ્ન બન્નેનો નાશ થઈ શકે!

અમે સંગેમરમરના દીવાનખાનામાં થઈ કલીઓપેટ્રાના ઓરડા આગળ તેને લઈ ગયા. તે ત્યાં રડતી બેઠી હતી. તેના વાળ તેની છાતી-પર અને કપાળપર વિખરાયલા પડેલા હતા.

તે બોલ્યો "ઓ રાણી! જો હું આવ્યો!"

તે શય્યાપરથી કૂદી, અને ધીમેથી બોલી "મારા પ્યારા, તું આવ્યો? ત્યારે હવે સર્વ સારાં વાનાં થયાં. નજીક આવ; અને આ આલિંગનમાં સર્વ દિલગીરી વિસારી, મારા દુઃખનું સુખ કર. ઓ એન્ટની, જ્યાં સુધી આપણા વચ્ચે પ્યાર છે, ત્યાં સૂધી સર્વ સારું જ થશે!"

અને તેણે તેની છાતીપર પડી ગાંડાની માફક ચુંબન કીધું.

તે જ રાત્રે ચારમીઅન મારી પાસે આવી, અને કાતિલમાં કાતિલ ઝેર મને તૈયાર કરવા કહી ગઈ. પહેલાં તો મેં એ પ્રમાણે કરવા ના પાડી; કારણ કે, મને ધાસ્તી લાગી કે, રખે કલીઓપેટ્રા એન્ટનીને, તેની વખત આવ્યા પહેલાં મારી નાખે; પણ ચારમીઅને કહ્યું, કે તેમ કંઈ થાય એવું નહોતું; વળી તે શામાટે જોઈતું હતું તેપણ કહ્યું. મેં અટુવાને બોલાવીને આખો દિવસ, તેની પાછળ મહેનત કરી. જ્યારે તે તૈયાર થયું, ત્યારે ચારમીઅન પાછી આવી, અને એક ગુલાબનો ગજરો તે ઝેરમાં બોળવા લાવી. તે પ્રમાણે મેં કર્યું.

તે રાત્રે કલીઓપેટ્રાએ, એક મોટું ખાનું આપ્યું. તે વખતે એન્ટની જે કલીઓપેટ્રાની નજીક માથે ઝેરી ગજરો પહેરી બેઠો હતો, તેની પાસે હું બેઠો. જેમ, જેમ રાત જતી ગઈ, તેમ તેમ દારુ વધારે વધારે પીવામાં આવતો ગયો. આખરે કલીઓપેટ્રા અને એન્ટની, તેની અસર તળે આવ્યાં. તેણે પોતાના સર્વ વિચાર તેને કહ્યા, અને, અત્યારથી જ હીરુ પોલીસ નામના અખાતમાં પોતાનાં વહાણ તૈયાર રાખ્યાં હતાં તે પણ કહ્યું. કલીઓપેટ્રાએ એવો વિચાર કરી રાખ્યો હતો કે, સીજર જો માનશે નહિ તો એન્ટની સાથે અરબી અખાત તરફ સઘળો ખજાનો લઈ નાસી જવું. ત્યાં સીજરનું લશ્કર હશે નહિ, તેથી ત્યાં થઈ હિંદુસ્તાન જઈ જિંદગી ગુજારવી, અને ત્યાં તેના દુશ્મન તેને સતાવી શકશે નહિ. પણ આ યુક્તિમાં તે ફાવી નહિ: કારણકે, અરબોએ કલીઓપેટ્રાનાં વહાણ બાળી નાખ્યાં. આ અરબોને અલેકઝાન્દ્રીયાના યહુદીઓ જેઓ કલીઓપેટ્રાને ધિક્કારતા હતા, તેમણે કાગળ લખી ઉશ્કેર્યા હતા, અને તે યહુદીઓને મેં બાતમી આપી હતી.

આ વાત જ્યારે પૂરી થઈ ત્યારે રાણીએ, તે કામની ફતેહ ઇચ્છવા એન્ટનીને એક દારુનો પ્યાલો પીવા કહ્યું, અને તે પ્યાલામાં પેલો ગુલાબનો ગજરો બોળવા કહ્યું, કે જેથી દારુ વધારે સ્વાદિષ્ટ થાય.

તે પ્રમાણે તેણે કીધું. પછી તેણે સોગંદ લીધા, અને એન્ટનીએ જવાબમાં સોગંદ લીધા કે તરત જ રાણીએ તેનો હાથ પકડી કહ્યું "સબુર" જેથી તે અજાયબ થયો, અને અટકયો.

કલીઓપેટ્રાના નોકરમાં એક યુડોસીયસ કરીને ઘરનો કારભારી હતો. આ માણસે જ્યારે જોયું કે કલીઓપેટ્રાની પડતી દશા આવી છે, ત્યારે તેણે તે જ રાત્રે જેટલો ખજાનો મહેલમાંથી હાથ લાગે તેટલો લઈ સીજર પાસે નાસી જવા વિચાર કરી રાખ્યો હતો; પણ કલીઓપેટ્રાને આની ખબર પડવાથી, તેને બરાબર શિક્ષા કરવાનો તેણે વિચાર કર્યો.

તે બોલી "યુડોસીયસ, અય નિમકહલાલ નોકર, અહીં આવ ! અમીર એન્ટની, તમે આ માણસને ઓળખો છો ? આપણી આપત્તિમાં એ આપણને વળગી રહ્યો છે, અને સદા ઉપયોગી થયો છે. તેથી એની નિમકહલાલીના પ્રમાણમાં એને યોગ્ય બદલો મળવો જોઇએ; અને તે તારા હાથે જ તું આપ. દારુનો તારો સોનાનો પ્યાલો એને આપ, કે એ પણ આપણને ફતેહ ઇચ્છે; અને એ પ્યાલો ઇનામ તરીકે ભલે લઈ જાય."

એન્ટનીએ અજબ થઈ તેને તે આપ્યો, પણ તેના પાપી અંતઃકરણે તેના મગજપર અસર કરી. જેથી દિગમૂઢ જેવો થઈ ધ્રુજતો તે ઉભો, પણ તેણે દારુ પીધો નહિ.

ક્લીઓપેટ્રાએ જરા ઉભી થઈ આંખો ફેરવી કહ્યું;–" ગુલામ પી જા, સીરેપીસના સોગંદ! જેમ હજી રોમની ગાદીપર હું ખાત્રીથી બેસીશ, તેમ જો તું એન્ટીનીની મશ્કરી કરશે તો તારી ચામડી ઉતારી એ જ દારૂ તારા ધાપર રેડીશ! હું આખરે પીધો; કેમ વારુ શું થયું; ભલા ચુડોસીયસ, શું તને ઠીક નથી! ત્યારે તો ખરે આ દારુ યહૂદીઓની અદેખાઈના જેવો છે, કે જે લુચ્ચાને મારે છે અને પ્રામાણિકને બળવાન્ બનાવે છે! જાઓ તમારામાંથી થોડા જઈ, એનો ઓરડો તપાસો; મને લાગે છે કે, એ કોઈ દગાખોર છે!"

અત્યાર સૂધી પેલો માણસ માથે હાથ દઈ ઉભો હતો, પણ થોડી વારમાં તે ધ્રુજવા લાગ્યો અને ચીસ પાડી નીચે પડ્યો. વળી તે ઉભો થઈ અને છાતી પકડી જાણે અંદરનો આતિશ બહાર કાઢી નાખવા માગતો હોય, તેમ કરવા લાગ્યો; વળી તે પડ્યો, તેનો ચહેરો લાલ થઈ ગયો હતો, અને મોઢામાંથી ફીણુ નીકળતાં હતાં. ક્લીઓપેટ્રા મંદ હાસ્ય કરી ગુસ્સાથી જોતી ઉભી હતી.

તે બોલી "અય લુચ્ચા! હવે તને ઠીક થયું! બોલ મરવું સારું લાગે છે?"

તે મરતો માણસ ચીસ પાડી બોલ્યો, "અય લંપટ! તે મને ઝેર દીધું છે! તું પણ આવી જ રીતે મરજે!" અને એક કારમી ચીસ પાડી તેણે તેના ઉપર પડવા વિચાર કર્યો. તે તરત સમજી ગઈ અને એક વાધણની ઝડપથી એક બાજૂએ ખસી ગઈ. માત્ર તેના ઝભ્ભાનો છેડો તેના હાથમાં આવી ફાટી ગયો. તે નીચે પડ્યો, અને પછાડા મારવા લાગ્યો. આખરે તેનો જીવ ગયો, અને સ્થિર થઈ પડ્યો. તેનો પીડાયલો ચહેરો, અને તેની ફાટી ગયેલી આંખ ડરામણાં લાગતાં હતાં. રાણી ઉગ્ર હાસ્ય કરી બોલી, "ગુલામ બહુ દુઃખી થઈ મુઓ, અને મને પણ સાથે લેવાનો વિચાર કર્યો. જો, એણે મારું લૂગડું પ્રેતપટ તરીકે માગી લીધું છે! એને લઈ જાઓ, અને એ જ કપડામાં લપેટી દાટી દ્યો."

જ્યારે, ચોકીદારો મડદું ઘસડી ગયા, ત્યારે એન્ટની બોલ્યો,— ક્લીઓપેટ્રા, આ તે શું! તે માણસે મારા પ્યાલામાંથી દારુ પીધો અને મરી ગયો! આ ઘણી અયોગ્ય મશ્કરીનો શો અર્થ!"

"અમીર એન્ટની, એથી બેવડો ફાયદો છે. આજે જ રાત્રે તે આપણો ખજાનો લઈ સીજર પાસે ન્હાસી જવાનો હતો. એ જલદી જઈ પુગે, તેથી મેં એને પાંખો આપી! વળી મારા મેહરબાન, તમને

એવો શક પડ્યા કરે છે કે, હું રખે તમને ઝેર દઉં! નહિ, તે હું સર્વ જાણું છું. ત્યારે એન્ટની હવે જો કે, જો મારે તને મારી જ નાખવો હોય, તો તે કેટલું સહેલું છે! જે ગુલાબનો ગજરો તેં અંદર બોળ્યો હતો, તે ઝેરથી ભરેલો છે. માટે જો મારો વિચાર તને જ પાર કરવાનો હોત, તો હું તારા હાથ પકડત નહિ. એન્ટની, હવેથી મારાપર વિશ્વાસ રાખજે."

"રાણી સાહેબ, અમે આ ખબર લાવ્યા છીએ; ચુડોસીયસના ઓરડામાં ન્હાસી જવાની સર્વ સામગ્રી તૈયાર છે, અને એના સામાનમાં બહુ માલ છે!"

તે હસીને બોલી:–"તેં સાંભળ્યું એન્ટની? મારા વિશ્વાસુ નોકરો, તમે હવે ધારો છો કે કલીઓપેટ્રાને ઠગવી સહેલ છે? આનો દાખલો લઈ ચાલજો."

ત્યાર પછી સર્વ ધાસ્તીથી ચુપ થઈ ગયા, અને એન્ટની પણ મૂંગો બેઠો.

---

## પ્રકરણ ૫ મું

### મેમ્ફિસમાં વિદ્વાન્ આલીમ્પસની કૃતિ; કલીઓપેટ્રાનું વિષવિધાન; એન્ટનીનું પોતાના સેનાનાયકો પ્રતિ ભાષણ; અને એમની ભૂમિમાંથી આઇસિસનું નિર્ગમન!

નહિ; 'હુર્મેચિસે મારું કામ ઉતાવળથી કરવું જોઇએ' જે લખવામાં ધર્મવિરૂદ્ધ નથી, તે ટુંકામાં મારે લખી કાઢવું જોઇએ; કારણ કે, એટલી તો મને ખબર છે કે મારા દહાડા ભરાઈ ચૂકયા છે, અને અંત પાસે આવ્યો છે. ટાઇમોનીયમમાંથી એન્ટનીને લાવ્યા બાદ થોડો વખત વર્ષાદ થવાની આગમજ જેમ હવા તદ્દન સ્થિર થઈ ગરમી લાગે છે, તેમ સર્વ શાંત થઈ ગયું. એન્ટની ને કલીઓપેટ્રા ફરી મોજમજાહમાં પડ્યાં, અને રોજ રાત્રે મહેલમાં ખાનાની ધામધૂમ ઉડી રહી. તેમણે સીજરને સંદેશા મોકલ્યા, પણ સીજરે કંઈ સાંભળ્યું નહિ અને આમાં નિષ્ફળ થયાં એટલે એલેકઝાન્દ્રીયાનો બચાવ કેમ કરવો, તેની ગોઠવણમાં પડ્યાં. માણસો એકઠા કર્યાં, વહાણો બાંધ્યાં અને સીજરની સામે થવા મોટું લશ્કર ઉભું કર્યું.

ચારમીઅનની મદદથી વેર અને શિક્ષાનું છેલ્લું કામ મેં શરુ કર્યું. મહેલની ગુપ્ત મસલતોમાં હું સારી પેઠે જાણીતો થયો, અને બધી સલાહ ઊંધી જ આપતો. એન્ટની પોતાના દુઃખને માટે વિમાસણ કરશે, એમ

સમજાવી, તેને મોજમજાહમાં ગુંથવા કલીઓપેટ્રાને કહ્યું. દારુ અને વિલાસથી, તેનું જોર અને તેની હિંમત ઓછાં થઈ ગયાં. મેં મારી એવી દવાઓ આપવા માંડી કે, જેથી તેને પહેલાં મજાહ અને સુખ લાગે, પણ પાછળથી વધારે સોસવું પડે. આખરે મારી દવા વગર તેને ઉંઘ પણ આવતી નહિ. આ પ્રમાણે તેની સાથે સમાગમ વધવાથી તેના નબળા પડેલા મનને મારી મરજી માફક હું દોરવા લાગ્યો. આખરે, જો હું "ઠીક છે" એમ ન કહું, તો તે કાર્ય તે કદી કરતો નહિ. કલીઓપેટ્રા પણ ઘણી વહેમી થઇ ગઈ, અને મારા કહ્યા પ્રમાણે કરવા લાગી. હું ખાનગીમાં તેને ખોટું ભવિષ્ય કહેતો.

તે સિવાય મેં બીજી જાળો પણ પાથરી. ટોપેમાં હું ઘણાં વર્ષ રહ્યો હતો, તેથી મારી કીર્તિ બધે ફેલાઈ ગઈ હતી. આખા મિસરમાં મારા તરફ લોકોનો સારો વિશ્વાસ બંધાયો હતો, તેથી ઘણા માણસો કંઈ દવા કરાવવા અને એન્ટની તથા રાણીનો માનીતો છું એમ ધારી મારી પાસે આવતા હતા; અને તે વિચિત્ર કાળમાં ખરું શું છે, તે જાણવાની તેમને ઘણી ઉત્કંઠા હતી. આ બધાં માણસોને દ્વિઅર્થી વાકયો કહી તેમની રાણી તરફની લાગણી મેં મંદ કરી નાખી. આથી ઘણા તેની બાજૂમાંથી ખસી ગયા. છતાં મારાં વેણ એવાં હતાં કે, જેથી કોઈ મારું બુરું બોલી શકતું નહિ. વળી કલીઓપેટ્રાએ મને મેંફીસ મોકલ્યો કે, હું ત્યાં જઈ એલેકઝાન્દ્રીયાના બચાવમાટે લશ્કર ઉભું કરવા ત્યાંના ધર્મગુરુઓ અને સરદારોને સમજાવું. ધર્મગુરુઓ પાસે જઈ હું એવાં ગુહ્ય વચન એવી હોશીયારીથી બોલતો કે, તેઓ મને તરત એમ માનતા કે, હું તેમના સર્વ ઉંડા ભેદ જાણતો હતો. છતાં હું શી રીતે આટલી હદ સુધીની સર્વ માહીતી મેળવી શકયો હતો, તેનો કોઇને કંઈ વહેમ પડતો નહિ. પછી તેઓ મને ખાનગીમાં મળવા આવતા, ત્યારે હું અમારી ગુપ્ત નિશાની તેમને દેખાડતો; અને હું કોણ છું તે પૂછવાને મના કરી તેમને કંઈ પણ મદદ કલીઓપેટ્રાને નહિ મોકલવાની સલાહ આપતો, હું કહેતો કે, "તેમણે સીઝર સાથે સલાહ કરવી; કારણ કે એમનો ધર્મ તેથી જ સચવાશે!" તે પ્રમાણે તેમણે પવિત્ર એમસની સલાહ લઈ ઉપરથી કલીઓપેટ્રાને મદદ આપવાનો ડોળ કર્યો, પણ છૂપી રીતે સીઝરની પાસે એક દૂતને મોકલ્યો.

આથી એમ થયું કે, મિસર તરફથી રાણીને કંઈ પણ મદદ મળી શકી નહિ. પછી મેંફીસથી પાછા આવી મેં સારા સમાચાર આપ્યા, પણ મારા ગુપ્ત કામમાં તો હું મંડ્યો જ રહ્યો. એલેકઝાન્દ્રીયાના લોકની લાગણી ઉશ્કેરવાનું કામ સહેલું નહોતું; કારણ કે, કહેવત છે કે "ગધેડો પોતાપરના

ભાર તરફ નજર કરશે, પણ ધણી તરફ નજર નહિ કરે!" રાણીએ તેમના પર એટલે બધો જુલમ ગુજાર્યો હતો કે, તેઓ સીઝરને એક મિત્ર તરીકે ગણતા હતા.

આવી રીતે વખત જવા લાગ્યો. રોજ કલીઓપેટ્રાના મિત્રો ઓછા થતા ગયા. આપત્તિમાં જેમ શિયાળામાં ચકલીઓ ઉડી જાય છે, તેમ મિત્રો ઉડી જાય છે; છતાં એન્ટનીપર મોહિત હોવાથી રાણી તેનો ત્યાગ કરી શકી નહિ. સીઝરે તેને એટલે સુધી કહાવ્યું કે, 'જો તે એન્ટનીને મારી નાખે, અથવા કેદ કરી મોકલી આપે તો તેને અને તેના વંશને તે સુખે રાજ્ય કરવા દે.' પણ આ વાત તેના હૈયામાં ઉતરી નહિ. વળી અમે પણ તેને તે વાતની વિરુદ્ધ સલાહ આપી. કારણ કે જો એન્ટની જાય તો વળી કલીઓપેટ્રા તોફાન વિખેરી નાખી રાણી તરીકે રાજ્ય કરે. આથી મને ઘણું દુઃખ થયું. કારણ કે, એન્ટની એક બહાદુર ઉમરાવ હતો. જો કે દુશ્મનનો નહોતો. વળી મારા અનુભવથી, એના દુઃખનું મને પૂરતું ભાન હતું. અમે શું એકસરખા દુઃખી નહોતા? તે જ સ્ત્રીએ અમારું રાજ્ય, મિત્રો, અને આબરુ છીનવી લીધાં નહોતાં કે શું? પણ મતલબ આગળ દયા હોતી નથી. વળી જે કાને: લેવાને હું સરજાયેલો હતો, તેમાંથી તે કંઈ મને પાછો પાડે એમ નહોતું. સીઝર નજીક આવ્યો અને પેલસીયમ તેણે સર કર્યું. હવે અંત નજીક આવ્યો હતો:—એન્ટની અને રાણી બપોરે એક દિવસ સૂતાં હતાં, તેટલામાં ચારમીઅન એ ખબર લઇ આવી; અને હું પણ તેની સાથે ગયો. તે બોલી "ઉઠો! ઉઠો! આ વખત ઉંઘવાનો નથી! સેલીયુકસે પેલીસીયમ સીઝરના હાથમાં સોંપી દીધું છે, અને તે એલેક્ઝાન્ડ્રીયા તરફ આવે છે!"

એન્ટની, સોગંદ લઈ એકદમ ઉઠ્યો, અને કલીઓપેટ્રાનો હાથ ઝાલી બોલ્યો;—"તેં મને દગો દીધો છે—હું ઈશ્વરના સોગંદ લઈ કહું છું. હવે તું તેનો બદલો લે!" અને તલવારને તેણે મ્યાનમાંથી બહાર કાઢી. તે બોલી "એન્ટની, તારો હાથ અટકાવ! એ ખોટું છે—મને એની કંઈ ખબર નથી!" તે તેને બાઝી પડી અને ગળે વળગી રડવા લાગી. "મારા મેહરબાન, હું કાંઈ જાણતી નથી. સેલ્યુકસના બાયડી છોકરા મારા પહેરામાં છે. તેનાપર તારું વેર વાળ! ઓ એન્ટની! એન્ટની! તું મારાપર કેમ શક લઈ જાય છે!"

એન્ટનીએ તલવાર જમીનપર નાખી દીધી; અને શય્યાપર બેસી હાથથી મોઢું ઢાંકી નાસીપાસ થઈ રડવા લાગ્યો!

પણ ચારમીઅન હસી; કારણ કે, તેણે પોતાના મિત્ર સેલ્યુકસને એવું કહેણ મોકલ્યું હતું કે, એલેકઝાન્ડ્રીયામાં લડાઈ થશે નહિ, તેથી તેણે શરણે જવું. તે જ રાત્રે કલીઓપેટ્રાએ મેને કુઆરાની કબરમાંથી જે ખજાનો લાવ્યાં હતાં, તેમાંનાં બાકી રહેલાં (મોતી તથા પાનાં) પોતાની સઘળી દોલત, સોનું, અબનુસ, દાંત, તજ વગેરે કીમતી ખજાનો એકઠો કર્યો; અને આઇસિસના મંદિર પાસે મિસરની બાંધણીની એક કબર બાંધી હતી. ત્યાં તે સર્વ સંતાડ્યું. આ સર્વ જવાહીર તેણે મીણના ઢગલામાં રાખ્યું, કે જ્યારે તે આગ લગાડે ત્યારે લોભા ઓકટેવીયસના હાથમાં કંઈ જાય નહિ. હવેથી એન્ટનીથી જૂદી તે આ કબરમાં સૂતી! પણ દિવસે મહેલમાં તેને હજી મળતી હતી.

થોડા દહાડા પછી જ્યારે પોતાનું મોટું લશ્કર લઈ સીજર નાઇલ નદીના મુખ આગળ આવી પૂગ્યો, અને એલેકઝાન્ડ્રીયાથી થોડેક જ દૂર રહ્યો; ત્યારે કલીઓપેટ્રાએ મને મહેલમાં બોલાવ્યો. મેં તેને સંગેમરમરના ઓરડામાં બાદશાહી પોશાકમાં જોઈ. તેની આંખોમાં કંઈ અજબ પ્રકાશ દેખાતો હતો. તેની પાસે, ઇરાસ, ચારમીઅન અને તેના અંગરક્ષક હતાં; જમીનપર જ્યાં ત્યાં મડદાં પડેલાં હતાં અને એક માણસ મરવાની અણીપર હતો.

તે બોલી "આવ, ઓલીમ્પસ! વૈદ્યોને ગંમત મળે એવો દેખાવ અહીં થઈ રહ્યો છે; મરણ પામેલાં, અને મરવા સૂતેલાં માણસો!" મે ગભરાઈને કહ્યું "ઓ રાણી! આ શું કરે છે?."

"હું શું કરું છું? આ દગાખોરો અને ગુનેહગારોને શિક્ષા આપું છું, અને ઓલીમ્પસ હું મોત કેમ આવે તે શીખું છું. મેં જૂદી, જૂદી છ જાતનાં ઝેર તૈયાર કરાવ્યાં છે ને તે દરેકની અસર હું ધ્યાનથી જોઉં છું!" તેણે એક ન્યુબીયન તરફ આંગળી કરી કહ્યું,–" આ માણસ પોતાના સ્વદેશની વાતો બકવા લાગ્યો. એણે ધાર્યું કે પાછો એ ન્હાનો બાળક થઈ ગયો છે. બિચારો બેવકૂફ! એ પોતાની માને છાતી સરસો દબાવવાનું કહેવા લાગ્યો અને પોતાની આસપાસ જે અંધારું ફરી વળવા માંડ્યું હતું, તેમાંથી બચાવવાનું કહેવા લાગ્યો. પેલો યુનાની ચીસો પાડતો પાડતો મરી ગયો અને આ માણસે દયા દેખાડવા વિનતિ કર્યા કીધી અને છેવટે એક હીચકારાની માફક મરી ગયો. હવે પેલા મિસરના રહેવાસીને જો. પેલો કે જે હજી નિઃશ્વાસ નાખે છે અને જીવતો પડ્યો છે. સર્વથી વધારે કાતિલ ઝેર એણે પીધું છતાં એને જિંદગી એટલી પ્યારી છે કે, હજી એનો જીવ જતો નથી! એ હજી ઝેર ઓકી કાઢવાના પ્રયત્ન કરે છે. બે વખત ઝેર

પાયું તો પણ હજી તે ધરાયો નથી–કેવો વિષયી! અરે માનવી, તને ખબર નથી કે મોતથી જ છૂટકારો છે. હવે વધારે પછાડા ના માર; પણ શાંત થઈ જા!" તે આટલું બોલી રહી, એટલામાં તો તે એક ચીચીયારી પાડી મરી ગયો.

તે બોલી "આખરે નાટક પૂરું થયું–શાંતિને રસ્તે જેમને મેં મુશ્કેલીથી મોકલ્યા છે, તેમને લઈ જાઓ!" અને પોતે તાળી પાડી. મડદાં ઉંચકાઈ ગયા બાદ તેણે મને પાસે બોલાવી કહ્યું કે;–

"ઓલીમ્પસ, તારું જ્યોતિર્જ્ઞાન ઘણું છતાં વખત નજીક આવ્યો છે. સીજર જિતશે જ, અને હું તથા મારો એન્ટની પાયમાલ થશું જ. હવે આ નાટક પૂરું થવા આવ્યું છે: અર્થાત્ મારે, રાણીને છાજે તેમ આ વિશ્વરૂપ રંગભૂમિને છોડી જવી જોઈએ. તે કારણથી આ ઝેરોની હું અજમાએશ કરું છું; ને તે એમ જાણીને કે, જે દુઃખ તેથી હું બીજાને કરું છું. તે મારે પણ ભોગવવું પડશે જ. આ ઝેરો મને પસંદ નથી; કારણ કે, આમાંના કેટલાંક અસહ્ય દર્દ કરી જીવને છૂટો કરે છે; અને બીજાં બહુ મંદ છે. પણ તને એ વિદ્યાનું ઘણું જ્ઞાન છે; તેથી તું એવી દવા તૈયાર કર કે, જેથી બિલકુલ દુઃખ થયા વગર આ જીવ ચાલ્યો જાય!"

મેં આ સાંભળ્યું ત્યારે મારા મનમાં અત્યંત ખુશી થઈ. કારણ, હું જાણતો નહોતો કે મારે જ હાથે આ પાયમાલ થયેલ રાણી મરશે અને તેને યોગ્ય શિક્ષા મળશે.

મેં કહ્યું "ઓ ક્લીઓપેટ્રા, તેં રાણીને છાજે તેવો જ વિચાર કર્યો છે! મોત તારો છૂટકો કરશે અને હું એવી દવા બનાવી લાવીશ કે, જેથી ઘોર ઉંઘ આવશે ને તેમાંથી તું કદી જાગીશ જ નહિ. ઓ! મોતથી ડરવું નહિ. તારી આશા માત્ર મોત જ છે: અને ખરેખર કંઈ પણ પાપ કર્યાં પહેલાં શુદ્ધ અંતઃકરણ રાખી તું ઇશ્વરની હુજૂરમાં જઇશ."

તે ધ્રુજવા લાગી. "ઓ ગૂઢ માણસ, કદાચ, અંતઃકરણ શુદ્ધ ન હોય તો પછી શું, તે કહે? નહિ, હું દેવોથી ડરતી નથી! કારણ કે, દોઝખના દેવ માણસ જ હશે તો હું ત્યાં પણ રાણી જ થઈશ. મેં એકવાર બાદશાહી ભોગવી છે; તો હમેશ સુધી જ ભોગવીશ!"

એટલું બોલી રહી, તેટલામાં મહેલના દરવાજામાંથી, ઓચિંતો કંઈ મોટો ઘોંઘાટ સંભળાયો અને ખુશીનો પોકાર કાને આવ્યો.

તે મંચ ઉપરથી એકદમ ઉઠીને બોલી કે;–"આ શું છે?"

"ઍન્ટની, ઍન્ટની, ઍન્ટની જિત્યો" એમ અવાજ આવ્યો. તે ઉતાવળી ફરી અને દોડી. તેના લાંબા વાળ પવનથી ઉડી રહ્યા હતા. તેમની વચ્ચે તેણે ઍન્ટનીને રોમન બખ્તરવાળા પહેરવેશમાં હસ્તો જોયો. તેણે જ્યારે રાણીને જોઈ ત્યારે નીચે ઉતરી આલિંગન કર્યું.

તેણે પૂછ્યું;—"શું છે, શું સીઝર હાર્યો?"

"નહિ, તદ્દન હાર્યો નથી, મિસર; પણ અમે તેના ઘોડેસ્વારોને તેમની ખાઇની પેલીપાર હાંકી કાઢ્યા છે. અને જેવી શરૂઆત થઈ છે તેવો જ છેડો આવશે. કહેવત છે કે 'જ્યાં માથું જાય ત્યાં પૂછડી જાય.' વળી મેં સીઝરને મારી સાથે એકલા જ લડવાનું કહેણ મોકલ્યું છે, અને હવે જો અમે એકલા જ લડીશું તો કોણ બહાદુર છે તે તરત જણાશે." તે આ પ્રમાણે બોલી રહ્યો તેટલામાં "સીઝરનો કાસિદ" એવા બોલ સંભળાયા.

કાસિદ આવ્યો અને નીચો વળી ઍન્ટનીને એક કાગળ આપી પાછો નમી ચાલ્યો ગયો. કલીઓપેટ્રાએ કાગળ તેના હાથમાંથી ઝૂટાવી લઈ મોટેથી વાંચ્યો.

"સીઝરના ઍન્ટનીને પ્રણામ. તારા કહેણનો આ જવાબ છે. સીઝરની તલવાર સિવાય, મરવાનો બીજો ઉપાય શું ઍન્ટનીને નથી જડતો? છેલ્લી સલામ!" અને તેમણે ખુશીનો પોકાર બંધ કર્યો.

અંધારું થયું, રાત પડી, મધ્યરાત થઈ, તે પહેલાં ઍન્ટની, તેના જે મિત્રો આજે દિલાસો આપતા હતા અને કાલે દગો દેવાના હતા, તેની સાથે ભોજન કરી લશ્કરના સરદારોને એકઠા કરવા ગયો. તેની સાથે બીજા ઘણા હતા, અને હું પણ ગયો.

જ્યારે સર્વ આવી રહ્યા, ત્યારે માથેથી ટોપી ઉતારી, તે બોલ્યો, અને ખરા જુસ્સાથી અમીરને છાજતું ભાષણ કર્યું કે;—

"મિત્રો, અને રણસંગ્રામના સોબતીઓ! જેઓ હજી મને વળગી રહ્યા છે, અને જેમને મેં ઘણી વેળા જિતાડ્યા છે, તે હું કે જે કાળે કદાચ અપમાન પામી રાજ્ય ખોઈ ધૂળ સાથે મળી જાઉં તેને સાંભળો. આપણો આ વિચાર છે,—હવે આપણે લડાઈની વાટ ન જોતાં એકદમ ઝોકાવીશું અને કાં તો જિત મેળવીશું કે કાં તો મરીશું. તમારી આબરુને ખાતર મારી સાથે નિષ્કપટપણે વર્તજો, એટલે હજી રોમની રાજધાનીમાં મારી જમણી બાજુએ માન ભરેલી જગ્યાપર બેસવા પામશો. હાલ મને છોડી જશો તો ઍન્ટની પાયમાલ થશે, અને તેની સાથે તમારી પણ એ જ સ્થિતિ સમજવી. આવતી કાલની લઢાઈ જોખમ ભરેલી છે ખરી, પણ આપણે એના કરતાં

વધારે જોખમ ભરેલી લડાઈઓમાં ઉતરી ચૂક્યા છીએ, અને સૂર્યાસ્ત થતાં પહેલાં તો બહાદુરીના પવનથી શત્રુને રણની રજની માફક ઉડાવી, શત્રુ રાજાની માલમત્તા તપાસી છે. આપણે શું ડરવાનું છે? આપણા પક્ષકાર રાજા ભાગી ગયા છે, છતાં આપણું લશ્કર સીજ઼રના જેટલું જ મજબૂત છે અને જો તેટલી જ હિમત આપણે દેખાડીશું, તો યાદ રાખજો કે, કાલ રાત્રે તો પેલા દરવાજાપર ઓક્ટેવીઅન અને તેના સરદારોનાં માથાં લટકાતાં દેખાશે!

"જય, જય, કરો, અને ફરી જય જય કરો! આ લડાયક પોકાર મને બહુ પ્રિય લાગે છે. કારણ બેદરકાર, રણશીંગડું ફૂંકનારાના, જે ઘડીકમાં એન્ટનીના, અને ઘડીકમાં સીજ઼રના હાથ તળે રહી બેપરવાઈથી રણશીંગડાં વગાડે છે, તેનો પોકાર આ નથી; પણ જેઓ મને અંતઃકરણથી ચાહે છે તેમનો એ શબ્દ છે. છતાં—અને હવે જાણે કોઈ પ્રિયની કબરપર બોલતા હોઈએ એવા ધીમા શબ્દથી બોલીશ—છતાં નસીબદેવી કદાચ મારી સામે થાય, અને એન્ટની સિપાહ લડાઈમાં કદાચ શૂરવીરની માફક મૃત્યુ પામે અને તમને તેને માટે શોક કરવા મૂકી જાય, તો આપણી રૂઢિ પ્રમાણે હું મારું વસીયતનામું તમને સંભળાવું છું. મારો સર્વ ખજાનો ક્યાં છે તે તમો જાણો છો. પરમપ્રિય મિત્રો, તે તમારે લેવો, અને એન્ટનીની યાદદાસ્ત ખાતર તેનો વ્યાજબી હિસ્સો પાડી વહેંચી લેજો. પછી સીજ઼ર પાસે જઈ નીચે પ્રમાણે કહેજો 'મૃત્યુ પામેલો એન્ટની હયાત સીજ઼રને પ્રણામ કહાવે છે, અને આગલી દોસ્તી તથા સાથે મળેલા ઘણા જોખમના હકથી એક ભેટ માગે છે. જેઓ એને વળગી રહ્યા, તેમની અને તેમના માલની સલામતી માગે છે.'

"નહિ, મારા અશ્રુપાતથી મારે તો રડવું જોઈએ જ—તમારે તેમ ન કરવુ! એ નરને છાજતું નથી; એ તો બાયલાઓને જ છાજે! સર્વ વહેલા મોડા મરવાના જ અને જો બધા સાથે મરતા હોત તો, મૃત્યુનો ડર ન રહેત. જો હું હારું અને મારા પુત્રની સંભાળ લેનાર કદાચ કોઈ ન રહે, તો તમારે તેમની સંભાળ લેવી. શૂરા સિપાહીઓ! એટલું બસ! આવતી કાલે સવારે સીજ઼રને ગળામાંથી પકડીએ છીએ. સમુદ્ર અને જમીન રસ્તે તમે સોગંદ લ્યો કે, છેવટ સુધી મને છોડશો નહિ!"

તેઓ બોલ્યા "અમીર એન્ટની, અમે સોગંદ લીએ છીએ!"

"બહુ સારું! વળી મારો સિતારો ચળકે છે; આવતી કાલે ઉંચા આકાશમાં તે સીજ઼રના સિતારાને ઝાંખો કરશે! ત્યાંસુધી છેલ્લી સલામ!"

તે જવાને ફર્યો; તરત જ તેમણે એનો હાથ પકડી ચુંબન કર્યું, તેમના મનપર એટલી અસર થઈ કે કેટલાક તો બાળકની માફક રડ્યા; એન્ટની પણ પોતાનો જુસ્સો દબાવી શક્યો નહિ. ચંદ્રમાના પ્રકાશથી મેં તેના કરચલીવાળા ગાલપર થઈ તેની મજબૂત છાતીપર પડતાં આંસું જોયાં.

આ બધા દેખાવથી મને ઘણી ફિકર લાગી. હું સારી પેઠે જાણતો હતો કે, જો આ સર્વ માણસો એન્ટનીને વળગી રહેશે, તો હજી કલીઓપેટ્રાને માટે સૌ સારાં વાનાં થાય અને જો કે એન્ટનીસાથે મારો કશો દ્વેશ નહોતો, છતાં તેની હાર થવી જોઇએ જ કે, જેથી તે જે સ્ત્રીએ ઝેરી વેલની માફક તે શૂરવીરને વળગી, તેનું શૂરાતન પોતાના આલિંગનથી ખેંચી લીધું હતું, તે સ્ત્રીને સાથે ઘસડતો જાય!

તેથી એન્ટની ગયો. તોપણ હું ગયો નહિ. પણ અમીરો અને સરદારો, માંહોમાંહે વાતો કરતા હતા, તે સાંભળતો છાયામાં ઉભો.

જે લશ્કરનો ઉપરી હતો, તે બોલ્યો "ત્યારે એ તો નક્કી થયું કે, છેવટ સુધી આપણે એન્ટનીને વળગી રહેવાના સોગંદ લીધા!"

તેમણે કહ્યું કે, "હા! હા!"

છાયામાં હું ઉભો હતો, ત્યાંથી મે કહ્યું "ખરે! ખરે! તેને વળગો અને મરો!"

તેમણે ગુસ્સાથી મારાપર તુટી પડી, મને પકડ્યો.

એકે પૂછ્યું "એ કોણ છે?"

બીજો બોલ્યો "એ પેલો કાળા મોઢાનો કૂતરો ઓલીમ્પસ! અરે-ઓલીમ્પસ જાદૂગર!

ત્રીજો બોલ્યો "ઓલીમ્પસ, દગાખોર! એનો અને એના જાદૂનો અંત લાવો!" અને તેણે તલવાર ખેંચી.

મેં ધીમેથી ગંભીર અવાજે કહ્યું "જરા સબુર કરો! અને દેવના સેવકનું ખૂન કરતાં પહેલાં વિચાર કરો. હું કંઈ દગાખોર નથી. હું તો મારે અહીં અલેકઝાન્ડ્રીયામાં જ રહી જે પડશે તે ખમીશ. પણ તમને હું કહું છું કે સીઝર પાસે જાઓ; નાસો, નાસો, એન્ટની અને રાણીનો હું નોકર છું—અને સાચો નોકર છું; પણ તેથી શું થયું? હું દેવોનો પણ નોકર છું; અને તેઓ મને જે પ્રેરણા કરે છે તે અમીરો, હું તમને જણાવું છું, અને આટલું હું જાણું છું કે, એન્ટનીનો દહાડો ભરાઈ ગયો છે; તેમ જ કલીઓપેટ્રાને પણ સીઝર જિતશે. તેથી સદ્‌ગૃહસ્થો! મને તમારે માટે લાગે છે અને તમારી સ્ત્રીઓ વિધવા થશે, તમારાં બાળકો

ગુલામની માફક વેચાશે; તે વિચારથી દયા લાવી હું તમને કહું છું કે, જો તમારે મરવું હોય તો એન્ટનીને વળગી રહો; નહિ તો સીજર પાસે જઈ બચો! આ હું કહું છું તેનું કારણ એ છે કે, દેવની એવી ઇચ્છા છે."

તેઓ બૂમો પાડી ઉઠ્યા "દેવો! કયા દેવો? એ લુચ્ચાનું ગળું કાપી એની જીભ બંધ કરો."

બીજો બોલ્યો "દેવનું કંઈ પારખું એને દેખાડવા દ્યો; નહિ તો એને મારો; મને એનાપર ભરોંસો નથી."

મેં કહ્યું "ઓ મૂર્ખો! દૂર ઉભા રહો! દૂર ઉભા રહો, અને મારા હાથ છૂટા કરો—અને હું તમને પારખું દેખાડું;" અને મારો ચહેરો એવો થઈ ગયો કે તેઓ બીધા અને મને છૂટો કરી દૂર ઉભા. પછી હું હાથ ઉંચા કરી એકાગ્ર મન કરી ઉભો. આખરે મારો આત્મા દેવી આઇસિસના આત્મા સાથે સંભાષણ કરવા લાગ્યો. માત્ર મને હુકમ થયો હતો, તે પ્રમાણે મંત્ર હું બોલ્યો નહિ; પણ મારા આત્માની પ્રાર્થનાથી પવિત્ર દેવી પૃથ્વીપર પધારી! સર્વ શૂન્યકાર થઈ ગયું. કુતરાં પણ ભસતાં બંધ થયાં અને મનુષ્યો બીકથી સ્થિર ઉભાં. પછી દૂરથી નદીનો ગંભીર અવાજ આવ્યો. પહેલાં તે ધીમો હતો. જેમ જેમ તે નજીક આવ્યો, તેમ તેમ તે વધારે જોરથી સંભળાવા લાગ્યો. આખરે આ દૈવી માયાથી હવા પણ ધ્રૂજવા લાગી. હું કંઈ પણ બોલ્યો નહિ. માત્ર આકાશ તરફ આંગળી કરી અને 'જુઓ'! એટલું કહ્યું. હવામાં ઉંચે કંઈ મહાન્ પડછાયો દેખાયો જે નજીક આવી ઉભો. તે આવ્યો, ગયો—સીજરની છાવણી તરફ ગયો. આખરે મધુરગાયન બંધ થયું અને સર્વ શૂન્ય થઈ ગયું.

એકે કહ્યું "એ બેકસ હતો! બેકસ કે જે એન્ટનીને છોડી જાય છે!" અને આખી છાવણીમાંથી બીકનો દુઃખી અવાજ નીકળ્યો.

પણ હું તો જાણતો હતો કે, એ બેકસ નહોતો, પણ દેવી આઇસિસ હતી, કે જે એમને છોડી, પૃથ્વીને છોડી, પોતાના સ્વર્ગમાં જતી રહી હતી અને જો કે હજી તે પૂજાય છે, અને જો કે હજી તે અહીં, અને બીજી દુન્યામાં હાજર છે, છતાં મિસરમાં આઇસિસ દેવી અદૃશ્ય છે. મેં મોઢું ઢાંકી પ્રાર્થના કરી અને જ્યારે મેં મોઢું ઉઘાડ્યું ત્યારે, તે સર્વ નાસી ગયા હતા અને હું એકલો ઉભો હતો.



## પ્રકરણ ૬ ઠું.

## એન્ટનીની ફોજ અને દરિયાઈ કાફલાનું સીજરને શરણે જવું; એન્ટનીનો અંત અને મરણ-મધુવિધાન.

બીજે દિવસે સહવારે એન્ટની આવ્યો; અને હુકમ કર્યો કે, એના દરીયાઈ લશ્કરે સીજરપર દરીયામાં હુમલો કરવો અને પાયદળ તથા ઘોડેસ્વારે કિનારાપર સંગ્રામ શરુ કરવો. તે પ્રમાણે દરીયાઈ કાફલો ત્રણ હારમાં ચાલ્યો; અને સીજરનો કાફલો તેની સામે આવ્યો પણ જ્યારે તેઓ નજીક આવી લાગ્યા ત્યારે એન્ટનીનાં માણસો હલેસાં ઉંચા કરી પ્રણામ કરી સીજરની તરફેણમાં ગયા, અને તેઓ સાથે હંકારી ગયા. એન્ટનીનું ઘોડેસ્વાર લશ્કર સીજરના ઘોડેસ્વારોની સામે ગયું, પણ જ્યારે તેઓ નજીક આવ્યા ત્યારે તલવારો નીચી નમાવી સીજરની તરફેણમાં, એન્ટનીને છોડી જતા રહ્યા. હવે એન્ટની ગુસ્સાથી વિક્રાળ અને ગાંડા જેવો બની ગયો. તેણે પોતાના સિપાહીઓને દૃઢ ઉભા રહેવા કહ્યું, અને હલ્લાની રાહ જોવા હુકમ કર્યો. થોડીવાર તેઓ ઉભા. એક માણસ, આખરે જે મને રાત્રે મારી નાખવા ઉભો થયો હતો, તે જ ભાગવાને તૈયાર થયો. પણ એન્ટનીએ તેને પોતે જ પકડી જમીનપર પટક્યો અને ઘોડા ઉપરથી ઉતરી તેને મારી નાખવા તલવાર ઉગામી. તે માણસ મોહુ ઢાંકી મરવાની રાહ જોતો ઉભો, પણ એન્ટનીએ તલવાર નમાવી તેને કહ્યું "જા! સીજર પાસે જા અને સુખી થા! હું તને એકવાર ચાહતો હતો, પણ આટલા બધા નિમકહરામો છે ત્યારે તને એકને શું કામ મારી નાખવો!"

તે માણસ ઉઠ્યો અને દિલગીર થઈ ઉભો. પછી લજ્જાથી એટલું તેનું અંતઃકરણ પીગળી ગયું કે, પોતાનું બખ્તર ફાડી પોતાને હાથે પોતાના કલેજામાં તલવાર મારી મરી ગયો. એન્ટનીએ ઉભા ઉભા જોયા કીધું પણ કંઈ બોલ્યો નહિ. તેટલામાં સીજરનું લશ્કર નજીક આવ્યું, અને જેવા તેમણે ભાલા ઉગામ્યા, કે એન્ટનીના સિપાહીઓ પાછા વળી ભાગ્યા. પછી સીજરના માણસો તેમની મશ્કરી કરતા ઉભા; કારણ કે તે પાછળ પડી કોઇને મારવાના ન હોતા.

ઈરોસ માત્ર જે એન્ટની પાસે હજી ઉભો હતો, તેણે કહ્યું કે;—"અમીર, એન્ટની, ભાગ; ભાગ, તેઓ તને કેદ કરી સીજર પાસે લઈ જાય, તે પહેલાં ભાગ!"

તે પાછો ફર્યો, અને નિઃશ્વાસ નાખતો ભાગ્યો.

હું તેની સાથે ગયો અને જ્યારે અમો દરવાજા આગળ પહોંચ્યા, એટલે ત્યાં ઘણાં માણસોને અચંબામાં એકઠાં થયેલાં જોઈ તેણે મને કહ્યું કે;—

"ઓલીમ્પસ, જા; રાણી પાસે જઈ કહે; કે એન્ટનીને જે કલીઆ-પેટ્રાએ દગો દીધો છે તેને તે પ્રણામ કહાવે છે! કલીઆપેટ્રાને તે પ્રણામ અને છેલ્લી સલામ કહાવે છે!"

તે પ્રમાણે હું કબર તરફ ગયો; અને એન્ટની મહેલમાં ભાગ્યો—જ્યારે હું કબર પાસે આવ્યો, ત્યારે બારણું ઠોક્યું તો ચારમીઅને બારી-માંથી જોયું.

મેં કહ્યું "ઉઘાડ" અને તેણે બારણું ઉઘાડ્યું.

મે કહ્યું "ચારમીઅન, હવે છેડો નજીક આવ્યો છે; એન્ટની ભાગી આવ્યો છે."

તેણે કહ્યું કે;—"ઠીક થયું, હું તો હવે થાકી છું."

કંચનની શય્યાપર કલીઆપેટ્રા બેઠી હતી.

તે બોલી ઉઠી "જે બોલવું હોય તે બોલી નાખ!"

"એન્ટની નાસી આવ્યો છે. તેનું લશ્કર નાસી ગયું, અને સીજર ચાલ્યો આવે છે. મહાન્ એન્ટની કલીઓપેટ્રાને પ્રણામ અને છેલ્લી સલામ કહાવે છે—જે કલીઆપેટ્રાએ દગો દીધો છે તેને પ્રણામ અને છેલ્લી સલામ."

તે શ્વાસ પાડી બોલી "એ જૂઠું છે! મે તેને દગો દીધો નથી! ઓલીમ્પસ, તું જલદી એન્ટની પાસે જા અને આટલો જવાબ દે કે, કલી-ઓપેટ્રાએ એન્ટનીને દગો દીધો નથી; તે તને છેલ્લી સલામ, અને પ્રણામ કહાવે છે. કલીઆપેટ્રા મરી ગઈ છે!"

તે પ્રમાણે હું ગયો. સંગેમરમરના ઓરડામાં મેં એન્ટનીને આમથી તેમ ફરતો જોયો. તે હાથ ઉંચા કર્યા કરતો હતો. સર્વ નોકરોમાંથી માત્ર ઈરોસ જ તેની પાસે હતો.

મેં કહ્યું "અમીર એન્ટની, મિસરની રાણી તને છેલ્લી સલામ કહાવે છે. તેણે આપઘાત કીધો છે!"

તે ધીમેથી બોલ્યો "મરી ગઈ! મરી ગઈ અને શું રાણી મરી ગઈ! એ ખુબસૂરત શરીર શું મૃત્યુનું બલિદાન થઈ ગયું! અરે આ કેવી સ્ત્રી! હમણાં પણ મારું હૈયું તે તરફ જાય છે—અને શું છેવટે તે મારા કરતાં ચડશે? હું કે જે આવો મહાન્ હતો, તે એવો હિચકારો કે જ્યાં એક સ્ત્રી ગઈ ત્યાં જવાને ડરું છું? ઈરોસ, તેં ન્હાનપણથી મારાપર

પ્રેમ રાખ્યો છે—તને યાદ છે કે, તું જંગલમાંથી મને જડ્યો; અને પછી તને માલમત્તા આપી મેં સુખી કીધો? ચાલ ઉઠ તેનો બદલો વાળ; પેલી તલવાર ખેંચ, અને એન્ટનીના દુ:ખનો અંત લાવ."

તે યૂનાની બોલ્યો "ઓ પિતા, હું તેમ નથી કરી શકતો! દેવ જેવા એન્ટનીનો જાન હું કેમ લઉં?"

"ઇરોસ, મને તું જવાબ ન દે; પણ છેવટની વેળાએ તને હું આટલો હુકમ કરું છું. મારું કહ્યું કર, નહિ તો ચાલ્યો જા, અને મને એકલો રહેવા દે! તારું મોઢું હું કોઈ દિવસ નહિ જોઉં, નિમકહરામ!"

પછી ઇરોસે તલવાર ખેંચી અને એન્ટનીએ તેની પાસે ઘૂંટણીએ બેસી છાતી ઉઘાડી કરી આકાશ તરફ નજર કરી; પણ ઇરોસે બૂમ મારી કે, "મારાથી નહિ થાય! અરે નહિ થાય!" એમ કહી પોતાની જ છાતીમાં તે તલવાર મારી મરી ગયો.

એન્ટની ઉઠ્યો, અને તેની તરફ જોઈ રહ્યો. તેણે કહ્યું "વાહ ઇરોસ, તેં ઠીક કીધું! તું મારાથી વધ્યો, પણ તારો દાખલો મને મળ્યો!" અને તેણે વાંકા વળી તેને ચુંબન કર્યું.

પછી એકાએક ઉઠી, તેણે ઇરોસના શરીરમાંથી તલવાર કાઢી, પોતાના પેટમાં ભોંકી, અને મંચપર બૂમ મારતો પડ્યો.

તેણે કહ્યું "ઓલીમ્પસ, આ દર્દ મારાથી ખમાતું નથી; મારે મારો અંત આણ; ઓલીમ્પસ!"

મને દયા આવી, અને મેં તેમ કર્યું નહિ.

મેં તલવાર તેના પેટમાંથી કાઢી લીધી. લોહી અટકાવ્યું, અને જેઓ એન્ટનીને મરતો જોવા આવતા હતા, તેમને અટુવાને બોલાવવા કહ્યું. તે તરત ઝાડપાન તથા દવા લઈ આવી. તે એન્ટનીને આપી અને અટુવાને તેની અવસ્થા પ્રમાણે ઝડપથી જઈ કલીઓપેટ્રાને આ સમાચાર આપવા કહ્યું.

તે ત્યાં ગઈ, અને થોડી વાર પછી પાછી આવી અને કહ્યું કે;–"રાણીજી જીવે છે અને એન્ટનીને પોતાના ખોળામાં મરવા તેડે છે. તેની સાથે ડાયોમીડસ પણ આવ્યો છે." જ્યારે એન્ટનીએ, આ સાંભળ્યું, ત્યારે તેનું ઘટતું જતું જોર પાછું આવ્યું. કારણ કલીઓપેટ્રાના ચહેરાને જોવા તે આતુર હતો, તેથી મેં જે ગુલામો પડદાની પાછળથી અને મોટા સ્તંભોની પાછળ ભરાઈ એન્ટનીને જોયા કરતા હતા તેમને બોલાવ્યા અને ઘણી મુશ્કેલીથી અમે તેને કબર આગળ ઉંચકી લઈ ગયા.

પણ કલીઓપેટ્રાને ધાસ્તી લાગી કે આમાં કંઈ દગો હશે, તેથી તેણે બારણાં ઉઘાડ્યાં નહિ, પણ એક દોરડું બારીમાંથી નાખ્યું, જેથી એન્ટનીના હાથ અમે બાંધ્યા. પછી કલીઓપેટ્રા જે આટલો વખત બહુ રડ્યા કરતી હતી, તેણે, ચારમીઅને અને ઈરાસે મળી દોરડું સઘળા જોરથી ખેંચવા માંડ્યું, અને અમે નીચેથી તેને ઉંચો કર્યો. આખરે મરવા પડેલો એન્ટની હવામાં લટકી રહ્યો. તે દુઃખથી હાય મારતો હતો અને તેના જખમમાંથી લોહી વહેતું હતું. બે વખત તો તે પડતાં બચ્યો પણ કલીઓપેટ્રામાંના પ્યાર અને નાસીપાસીથી બેવડું જોર આવ્યું. તેણે તેને બચાવ્યો અને છેવટે બારીમાંથી અંદર લીધો. આ દુઃખદાયક દેખાવ જોઈને મારા અને ચારમીઅન સિવાય સર્વ છાતી ફટી રહ્યા.

જ્યારે તે અંદર પૃગ્યો કે, દોરડું ફરી નખાયું, જેને આધારે ચારમીઅનની થોડી મદદ લઈ હું ચડી ગયો અને મારી પાછળ મેં દોરડું ખેંચી લીધું. ત્યાં એન્ટનીને મેં કલીઓપેટ્રાના સોનાના મંચપર સુવાડેલો જોયો અને રાણી ઉઘાડી છાતીએ વાળ છૂટા મૂકી રડતી ઘૂટણીએ પડી રહી હતી તથા તેને ચુંબન કરતી હતી, અને તેના ઘામાંનું લોહી પોતાના ઝભ્ભાથી લૂછી નાખતી હતી. તેના વાળ પણ તેમ કરવામાં મદદ કરતા હતા. મારાં સવ પાપ લખવાં જોઈએ. આ પ્રમાણે ઉભો રહી હું જોતો હતો, ત્યારે મારા હૈયામાં, મારો પ્યાર પાછો સ્ફુરણા કરી રહ્યો અને અદેખાઈએ મારા મનમાં મજબૂત વાસ કીધો. શું દૈવની માયા! હું આ બન્નેનો નાશ કરી શકું, પણ તેમના પ્યારનો નાશ કરી શકું નહિ. તેણે વિલાપ કરવા માંડ્યો "ઓ એન્ટની, મારા વહાલા, પ્રિયપ્રિયતમ, મારા ઈશ્વર! ક્રૂર એન્ટની, મને એકલી આવી હાલતમાં મૂકી, તને મરી જતાં કંઈ લાગતું નથી? હું તારી પાછળ ઝડપથી આવીશ; એન્ટની હોશિયાર થા, જવાબ દે!"

તેણે માથું ઉંચું કરી દારુ માગ્યો, જે મેં તેના દુઃખને ઓછું કરવાને દવા ભેળી આપ્યો અને તે પીધા પછી કલીઓપેટ્રાને પોતાની પાસે બેસી તેણે ગળામાં હાથ નાખવા કહ્યું; તે પ્રમાણે તેણે કર્યું. વળી એન્ટનીને બરાબર શુદ્ધિ આવી.

પોતાનું સર્વ દુઃખ ભૂલી જઈ તે રાણીને તેની સલામતી વાસ્તે સલાહ આપવા લાગ્યો, પણ આ વાત સાભળવાની તેણે ના જ કહી.

તેણે કહ્યું "હવે વખત થોડો છે; આપણો અગાધ પ્યાર જે હજી રહ્યો છે, અને મૃત્યુ પછી પણ રહેશે, તેની વાત કરો; જે રાત્રે પહેલાં જ મારા ગળામાં હાથ મૂકી મને "પ્યારી"ની સંજ્ઞા આપી, તે તને યાદ છે?

ઓ! તે સુખી રાત્રી! તે રાત્રીનું સુખ મળ્યા પછી આવા વખતને માટે જીવવું પણ ઠીક છે!"

"મિસર, મને તે યાદ છે અને તે વારંવાર યાદ કરું છું. જો કે તે વખતથી જ નસીબદેવી મને છોડીને ભાગી ગઈ છે. ઓ રૂપવતી! તારા પ્યારમાં લુબ્ધ હોવાથી તે મને યાદ છે! તે વખતે તું તારી વિષયી મજાકમાં પેલું જવાહિર પી ગઈ; અને તે વખતે પેલો જોશી બોલ્યો હતો કે, 'મેનકુઆરાના શાપનો વખત આવ્યો છે.' ત્યારપછી તેના ભણકારા મારા કાનમાં સંભળાયા કરે છે અને હજી પણ સંભળાય છે."

તે બોલી "મારા પ્યારા તે તો ઘણા દિવસ થયા મરી ગયો."

"તે મરી ગયો હશે તો હું તેનાથી દૂર નથી. તેના કહેવાનો શો ભાવ હતો? તે મરી ગયો છે, તે દુષ્ટ માણસ મરી ગયો છે! હવે એની વાત વધારે કરવાની જરૂર નથી! તારો ચહેરો ફિક્કો થતો જાય છે; માટે મને ચુંબન કર, અંત પાસે આવ્યો છે!"

તેણે અધરપાન કીધું અને થોડો વખત સુધી નવા પરણેલા જોડાની માફક એકબીજાને પ્યારની વાત સંભળાવતાં તેઓ તે જ સ્થિતિમાં રહ્યાં. મને અદેખાઈ ઘણી લાગતી હતી, છતાં આ દેખાવ વિચિત્ર લાગ્યો.

થોડીવાર પછી તેના ચહેરાપર મેં મોતને ફરી વળતું જોયું. તેનું માથું પાછળ પડ્યું.

"છેલ્લી સલામ, મિસર, છેલ્લી સલામ, હું મરું છું."

ક્લીઓપેટ્રા પોતાના હાથનો ટેકો દઈ ઊંચી થઈ. તેના સફેદ પૂણી જેવા ચહેરાને બાવરી થઈ જોઈ રહી અને પછી એક ચીસ નાખી મૂર્છાગત થઈ પડી.

પણ એન્ટની હજી જીવતો હતો, તો જો કે તેની વાચા જતી રહી હતી. પછી હું પાસે ગયો અને ઘૂંટણીએ પડી દવા આપતો હોઉં એમ બેઠો; અને દવા આપતાં આપતાં તેના કાનમાં કહ્યું કે;—

"એન્ટની, તારાપર ક્લીઓપેટ્રા મોહિત થઈ ત્યાર પહેલાં તે મારી પ્રિયા હતી! હું હુમચિસ્ છું; તે જ જોશી કે જે ટારસસમાં તારી કુરસી પાછળ ઉભો હતો અને તને પાયમાલ કરવામાં મેં અગ્ર ભાગ લીધો છે. "એન્ટની, મર, મેન્કુઆરાનો શાપ તારાપર પડી ચૂક્યો છે."

તેણે ઉંચી નજર કરી મારી તરફ જોયા કર્યું, તે બોલી શક્યો નહિ; પણ મારી તરફ આંગળી કરી પછી એક હાય મારી અને તેનો જીવ ગયો. આવી રીતે રોમન એન્ટનીપર મારું વેર મેં લીધું.

તે પછી કલીઓપેટ્રાને પાછી શુદ્ધિમાં લાવવામાં આવી. હજી તેને મરી જવા દેવાને હું ખુશ નહોતો. પછી સીજરની રજા લઈ મેં અને અટુવાએ મિસરની રીત પ્રમાણે તેના શરીરમાં મસાલો ભર્યો. તેના ચહેરાપર સોનાનો કૃત્રિમ ચહેરો મૂક્યો. તેની છાતીપર તેનું નામ અને તેની પદવી ચીતરી, અને અંદરના કફનપર તેનું અને તેના બાપનું નામ લખ્યું અને પવિત્ર નાઉટદેવની આકૃતિ ચીતરી તેની પાંખમાં તે વીંટળાયેલો હોય તેવો ચિતાર કર્યો.

પછી બહુ દબદબાથી જે કબર તેને માટે તૈયાર કરવામાં આવી હતી ત્યાં તેને લઈ ગયા; અને એક સંગેમરમરની પેટીમાં તેનું શરીર મૂક્યું. આ પેટી એવી મોટી કરવામાં આવી હતી કે, એક બીજું શબ અંદર રહી શકે; કારણ કે કલીઓપેટ્રાના શબને પણ તેમાં જ મૂકવાનો તેનો ઠરાદો હતો.

આ પ્રમાણે પછી થયું. કોરલીયસ નામનો રોમન જેને કલીઓપેટ્રાની વિશ્વવિજયિની ખુબસૂરતીપર દયા આવી હતી અને જે સીજરનો ખાસદાર હતો, તેની પાસેથી મને ખબર મળી કે ત્રણ દિવસની અંદર તેને અને સીજરીયન, જેને મારી નાખવામાં આવ્યો હતો તે સિવાયના તેના છોકરાઓને રોમ મોકલવાનું નક્કી થયું હતું. હું તેનો વૈદ્ય હોવાથી મને કબરમાં જવા આવવાની છૂટ હતી તેથી મને આ ખબર મળી અને હું ગયો. તે હમેશ હવે વિચારમાં રહેતી અને જે ઝભ્ભાથી એન્ટનીનો ઘા લુછ્યો હતો, તે પાસે લઈ બેસતી હતી. આ ઝભ્ભાને જરાપણ પોતાની આંખથી દૂર ખસેડતી નહિ. ઉંચું જોઈ લોહીના ડાગ દેખાડી તેણે કહ્યું કે;— "ઓલીમ્પસ, જો આ ડાગ કેવા ઝાંખા થઈ ગયા. તેને મરી ગયાને હજી તો ઝાઝા દિવસ થયા નથી! આ ભાર પણ એટલો જલદી ભૂલાતો નથી. તું શી ખબર લાવ્યો છે? તારી મોટી કાળી આંખો જે હમેશાં હું કંઇક ભૂલી ગઈ છું તેની યાદ આપે છે; તેમાં કંઈ સારા સમાચાર જણાતા નથી."

મેં કહ્યું કેઃ—"રાણી સારી ખબર નથી. કોરનેલીઆ સીજરના કારભારી પાસથી આ ખબર લાવ્યા છે. આજથી ત્રીજે દિવસે તને અને તારાં પુત્ર પુત્રીને રોમ મોકલવાનાં છે, અને જ્યાં તેં રાજ્ય કરવા સોગંદ લીધા હતા ત્યાં જ તને તે કેદી તરીકે લઈ જનાર છે." તે ઉભી થઈ બોલી "કદી નહિ! કદી નહિ! સીજરની સાથે કેદી તરીકે હું કદી નહિ જાઉં! મારે શું કરવું? ચારમીઅન, મને કહે શું કરવું?" ચારમીઅન ઉઠી, અને નીચું જોઈ તેની સામે જોઈ રહી.

તે શાંત સ્વરે બોલી કે, "મોત તારા હાથમાં છે!"

"હા, એ તો હું ભૂલી જ ગઈ, હું મરી શકીશ; ઓલીમ્પસ, પેલું ઝેર તારી પાસે છે કે?"

"નહિ; પણ રાણીની મરજી હોય તો, કાલે સવારે એવું ઝેર તૈયાર કરું કે, જે તે પીએ તેનાપર એટલી જલદી, અને એવી સખત અસર કરે કે દેવો પણ તેને પછી જીવાડી શકે નહિ."

"મોતના વૈદ્ય! તૈયાર કર ત્યારે."

હું નમન કરી ગયો, અને આખી રાત, મેં અને અટુવાએ મહેનત કરી તે તૈયાર કર્યું. આખરે તે તૈયાર થયું કે, તેને એક શીશામાં ભરી દીવા આગળ ધર્યું; સ્વચ્છ પાણી જેવું તે હતું.

તે ગાવા લાગી–"લા! લા! રાણીને માટે દવા! પચાસ ટીપાં પાણીનાં તેના ગુલાબી હોઠ પીએ તો હર્મેચિસ, તારું વેર ખરે જ વળી રહેશે! હું ઇચ્છું છું કે, હું ત્યાં તેને જોવા આવી શકું! લા! લા! તેને જોઈ બહુ ખુશી ઉપજે!"

ચારમીઅનના બોલ મને યાદ આવવાથી મેં કહ્યું કે;–"ક્રોધનો એક તીર છે કે ઘણીવેળા, તેના મારનારને જ વાગે છે!"

---

## પ્રકરણ ૭ મું

### કલીઓપેટ્રાનું અંતિમ ભોજન; ચારમીઅનનું સંગીત; મરણમધુનું પાન; હર્મેચિસનું પ્રકટ થવું; તેનું આત્માઓને આવાહન; અને કલીઓપે-ટ્રાનું મરણ!

બીજે દિવસે સવારે, કલીઓપેટ્રાએ સીઝરની રજા લઈ એન્ટનીની કબરની મુલાકાત લીધી. કૉરીનને ચુંબન લઈ તેપર કમળપુષ્પો મૂકી તે પાછી આવી. પછી સ્નાન કરી અતર ફુલેલ ચોળી, સર્વથી કીમતી પોશાક પહેરી; ઈરાસ અને ચારમીઅન સાથે જમવા બેઠી. જેવી રીતે સૂર્યાસ્ત વખતે આકાશ રંગ બેરંગથી ખીલે છે; તેમ જમતી વખતે તેનો જુસ્સો ખીલી નીકળ્યો અને એન્ટની સાથેની રમત ગમતની વાત કરી ખૂબ હસવા લાગી. વેરના છેલ્લે દિવસે તે જેવી ખુબસૂરત લાગી તેવી કદી પણ પૂર્વે લાગી ન હોતી. વાત કરતાં કરતાં જે રાત્રે ટારસસમાં તેણે મોતીનું પાણી કરી પીધું હતું, તે રાત્રિ તેને યાદ આવી.

તે બોલી "અજબ છે કે, અંતકાળ વખતે એન્ટનીને કોઈ રાત્રે નહિ અને તે જ રાત્રે હુમેંચિસ્‌ના બોલ યાદ આવ્યા. ચારમીઅન, તું એ હુમેંચિસને ભૂલી ગઈ નહિ હશે!"

તેણે ધર્મથી જવાબ દીધો કેઃ—"રાણી, નથી ભૂલી ગઈ."

મેં કહ્યું "ત્યારે આ હુમેંચિસ્ કોણ હતો?" મારે માટે તે દિલગીર છે કે નહિ, તે સાંભળવાનો મારો વિચાર થયો.

"હું તને કહીશ. એ લાંબી વાત છે અને હવે વખત પાસે આવ્યો છે તો પાછી યાદ કરીએ. એ હુમેંચિસ્ ફેરો રાજાના વંશનો હતો અને છૂપી રીતે તેનો અભિષેક કરી, અમારી સામે એક મોટું ફિતૂર રચી તે પાર પાડવાના તેના અપરાધમાટે તેને અલેકઝાંદ્રીયા મોકલ્યો હતો. તે વિદ્યામાં ઘણો પ્રવીણ હતો તેથી ઓલીમ્પસ, તારી માફક મારા જોશી તરીકે મહેલમાં તેને ગણ્યો. તે ઘણો ખુબસૂરત પણ હતો. એના માથે મને મારી નાખવાનું કામ હતું. એનો પક્ષ ઘણો મજબૂત હતો, મિસરમાં મારા કરતાં એના પક્ષનાં વધારે માણસો હતાં; જે રાત્રે અને જે પળે જે એ કામ તે કરવાનો હતો, તે વખતે ચારમીઅને મારી પાસે આવી મને સર્વ કહી દીધું અને ચારમીઅન, જો કે મેં એ વિશે તને કંઈ કહ્યું નથી; પણ પાછળથી મને તારી વાત વિષે બહુ શક ગયો, અને આજે પણ હું એમ માનું છું કે, તું એ હુમેંચિસ્‌પર મોહિત થઈ ગઈ હતી અને તેણે તને ધિક્કાર બતાવ્યો, તેથી તે સર્વ ફોડી દીધુ અને તે જ કારણથી તું હજી કુંવારી રહી છે! બોલ ચારમીઅન, હવે છેવટે ખરું કહી દે!" ચારમીઅને ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું "ઓ રાણી, એ ખરું છે, હું પણ તેમાં શામિલ હતી અને હુમેંચિસે મારાપર ધિક્કાર બતાવ્યો, તેથી મેં એ વાત ફોડી દીધી અને તે જ કારણથી હું કુંવારી રહી છું."

એમ કહી મારી તરફ તેણે જોયું, અને પછી નીચું જોઈ રહી.

"મેં પણ એમ જ ધાર્યું હતું. સ્ત્રીઓનો સ્વભાવ વિચિત્ર છે. પણ તારા પ્યારમાટે, તારો ઉપકાર માનવા જેવું હુમેંચિસને થોડું જ હતું. કેમ ઓલીમ્પસ, તું શું કહે છે? અને ત્યારે ચારમીઅન, તું પણ એક દગાખોર છે! રાજ્યકર્તાઓની આસપાસ કેટલો ભય રહેલો હોય છે! હશે, પણ હવે હું તને માફી બક્ષુ છું. તે ત્યાર પછી નિમકહલાલીથી મારી સેવા બજાવી છે.

"પણ આપણી વાત આગળ ચલાવીએ. હુમેંચિસને મારી નાખવા મારી હિમત ચાલી નહી. મને એમ લાગ્યું કે, તેથી રખે તેના પક્ષકારો

બળવો ઉઠાવે અને મારી ગાદી છીનવી લે અને હવે પરિણામ સાંભળ. આ હુમૈચિસ્‌ને માથે મને મારી નાખવાનું કામ હતું, છતાં તે મને ચાહતો હતો, એમ મને વહેમ ગયો. એની ખુબસૂરતી, અને લાવણ્યને લીધે મેં એનો પ્યાર મારી તરફ ખેંચવા પ્રયત્ન કર્યો હતો અને મનુષ્યના પ્યારને માટે, કલીઓપેટ્રાની મહેનત વ્યર્થ કદી જતી નથી; તેથી પોતાના ઝભ્ભામાં ખંજર સંતાડી તે મને જ્યારે મારી નાખવા આવ્યો, ત્યારે મેં મારું રૂપ પ્રકાશ્યું, અને તેને મોહબાણ એવાં માર્યાં કે, તે બિચારો તેમાં સપડાયો. એ હારેલો રાજા, સોગંદ તોડનાર ધર્મગુરુ અને પાયમાલ થયેલો ફેરો અફીણવાળો દારુ પી ભર નિદ્રામાં જ્યારે પડ્યો હતો ત્યારનો તેનો તે દેખાવ હું કદી ભૂલીશ નહિ. એ ઉંઘમાંથી તે જાગ્યો ત્યારે તો તેની શરમનો પાર રહ્યો નહિ! એનો અપરાધી આત્મા એને ત્યાર પછી કદી ખુશ રહેવા દેતો નહિ, અને છેવટે જ્યારે મને એનો કંટાળો આવ્યો, ત્યાં સૂધી હું એને માટે કંઈ દરકાર રાખવા લાગી. જો કે તે ખરા પ્રેમથી તો નહિ જ. પણ એ મારા ઉપર એટલો બધો મોહિત થઈ ગયો હતો કે, જેમ એક દારુડીઓ દારુના પ્યાલાને વળગી રહે તેમ તે મને વળગી રહ્યો. તેણે એમ ધાર્યું કે, હું તેની સાથે પરણીશ અને તેથી મને પીરેમીડની ગુપ્ત દોલતનો ભેદ તેણે જણાવ્યો. મને તે વેળા નાણાંની ઘણી તંગી હતી, તેથી અમો બે સાથે મરણ પામેલા રાજાની કબરમાંથી તેનું શરીર ફાડી ખજાનો મહા મહેનતે લઈ આવ્યા. જો આ પાનું તેમાંનું છે!" એમ કહીને તેણે એક પાનું બતાવ્યું અને તેણે મેનકુઆરાના પવિત્ર કલેજામાંથી જે પાનું કાઢ્યું હતું તે તે હતું.

પાછી તે બોલવા લાગી;–"કબરમાં જે લખેલું હતું તેથી, અને ત્યાં જે બનાવ બન્યો તેથી–અરે હમણાં કેમ મને યાદ આવે છે—અને બીજાં કારણોને લીધે, હુમૈચિસ્‌ સાથે લગ્ન કરવાનો, અને એનો માન મરતબો રૈયત આગળ જણાવવાનો મેં વિચાર કર્યો હતો, જેથી રોમનોના હાથમાં મિસર જતું અટકવાનો સંભવ હતો. કારણ કે ડેલીયસ તે વખતે એન્ટનીની પાસે આવવાનો સંદેશો લઈ આવ્યો હતો, અને કડવા સંદેશા સાથે તેને વિદાય કરવાનો મારો ઘણો વિચાર થઈ રહ્યો હતો. પણ રોજ પ્રમાણે સવારમાં હું દરબારમાં જવા તૈયાર થઈ રહી હતી, તેટલામાં ચારમીઅન આવી અને તેનો વિચાર જાણવાના ઇરાદાથી મેં આ બાબત તેને કહી. ઓલીમ્પસ, અદેખાઈ કેવી ચીજ હોય છે તે હવે તું સાંભળ. તે રાજ્યરૂપી ઝાડને ફાડી નાખનાર કુહાર છે; અને રાજાઓનાં ભાગ્ય ઉંધાંચત્તાં કરી નાખનાર છૂપું હથીઆર છે. આ તેનાથી ખમી શકાયું નહિ–

જે માણસપર તે મોહિત થઈ ગઈ હતી, તેનાં મારી સાથે લગ્ન થાય; તેમાં વળી મારાપર તે મોહિત હતો, તેથી સમયાનુસાર ચાતુર્ય વાપરી મને એવું સમજાવ્યું કે, આમ કરવા કરતાં મારે ઍન્ટનીને મળવા જવું વધારે સારું હતું, અને ચારમીઅન હવે થનાર થઈ ગયું છે, અને તેટલામાટે તારો ઉપકાર હું માનું છું–તેના બોલોથી મારો વિચાર ફરી ગયો, અને ઍન્ટનીને મળવા હું ગઈ. આવી રીતે ચારમીઅનની અદેખાઇને લીધે, અને એક સારંગી આપણે વગાડીએ તેમ જેના પ્યારપર મેં રમત કીધી તેને લીધે આ બનાવ બન્યા છે. આ કારણથી જ ઑકટેવીઅન સીજર અલેકઝાંન્દ્રીયાનો રાજા થયો છે. આ કારણથી જ ઍન્ટની રાજ્ય ખોઈ મરણ પામ્યો છે અને તેથી જ મારે પણ આજે રાત્રે મરવું જોઇએ! ચારમીઅન! ચારમીઅન! તે પૃથ્વીનો ઇતિહાસ ફેરવી નાખ્યો છે, તેથી તારા પાપની સીમા રહી નથી; છતાં હજી આજ પણ એથી ઉલટું થયેલું હું ઇચ્છું નહિ."

તેણે જરા અટકી પોતાના હાથથી પોતાની આંખ દાબી દીધી. ચારમીઅનની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં હતાં.

મેં પૂછ્યું "અને રાણી તે હુર્મેચિસ હવે ક્યાં છે?"

"તે ક્યાં છે? આમેન્ટીમાં કદાચ આઇસિસ દેવીને મનાવતો હશે! ટારસસમાં હું ઍન્ટનીને મળી, અને તેનાપર મોહિત થઈ અને તે પળથી જ, તેનાપર મને ધિક્કાર આવ્યો અને તેનો અંત આણવા મેં સોગંદ લીધા. જેની સાથે પ્યાર તૂટયો તેને પછી જીવતો રાખવો ન જોઇએ. તે અદેખાઇને લીધે મેજબાની વખતે કંઈ અપશકુન બોલ્યો, અને તે જ રાત્રે હું તેને મારી નાખત, પણ તે નાસી ગયો."

"અને તે ક્યાં જતો રહ્યો?"

"તે હું જાણતી નથી. બ્રેનસ જે તે વખતે ચોકીપર હતો અને જે પોતાની જન્મભૂમિ તરફ ગયે વર્ષ ગયો છે, તેણે તો સોગંદ લઈ કહ્યું કે તેને ઉડી જતો તેણે પંડે જોયો; પણ તે બાબતમાં મને બ્રેનસપર શક છે. હું ધારું છું કે, તે તેને ચાહતો હતો. નહિ, એ સાઇપ્રસમાં ડૂબી ગયો; કદાચ ચારમીઅન તે ક્યાં છે, તે કહેશે!"

"હું તને કંઈ કહી શકતી નથી! હુર્મેચિસ ગુમ થઈ ગયો છે."

"અને તે જ ઠીક થયું. કારણ જો કે હું તેને જિતી શકી હતી; છતાં તે રમત કરવા લાયક માણસ ન હોતો! મારી ગરજ એનાથી ઠીક સરી. મારો પ્યાર તેનાપર નહોતો અને હમણાં પણ તેની મને બીક લાગે છે, એકટીયમની લડાઇમાં તે મને નાસી જવાને કહેતો હોય એમ મને લાગ્યું

હતું. તારા કહેવા મુજબ તે ગુમ થઈ ગયો છે, તેથી હું ઈશ્વરનો આભાર માનું છું."

આ સાંભળી મેં મારી વિદ્યાના બળથી કલીઓપેટ્રાના આત્માપર મારા આત્માની છાયા નાખી; જેથી જાણે હુર્મેચિસ સાક્ષાત્ ઉભો હોય એમ તેને લાગ્યું.

તેણે પૂછ્યું "અરે આ શું? સીરેપીસના સોગંદ, મને બીક લાગે છે! જાણે હુર્મેચિસ્ અહીં હોય એમ મને લાગે છે! આજે દશ વર્ષ થયાં એ મરી ગયો છે, છતાં જાણે રેલમાં હું ડૂબી ગઈ હોઉં તેમ તેની યાદમાં જ ડૂબી ગઈ છું! અરે આ વખતે આ અપવિત્ર ચિન્હ છે."

મેં કહ્યું "રાણી, તે મરી ગયો હશે તો તે સર્વવ્યાપક છે અને આવે વખતે–તારા મૃત્યુ ટાણે, તેનો આત્મા તને આવકાર દેવા આવે એ તો ઠીક છે."

"ઓલીમ્પસ, એમ ન બોલ! હુર્મેચિસ્‌ને હું જોવા ઇચ્છતી નથી. અમારા બે વચ્ચેનો હિસાબ નક્કી થવો મુસ્કિલ છે અને કદાચ બીજી દુનિયામાં તેનો સરવાળો મળે તો મળે! હા! હવે બીક મટી ગઈ. એ તો માત્ર મારા મનની જ નબળાઈ. ઠીક, તે મૂર્ખની વાતથી વખત જતો રહ્યો. ચારમીઅન, તારો કંઠ બહુ મધુર છે; માટે કંઈ ગાયન કર; હુર્મેચિસની યાદ આવવાથી મને કંઈ અજબ ઉદાસીનતા થઈ છે! ત્યારે ગા. છેલ્લું ગાયન તારા મધુર હોઠેથી સાંભળવા દે!"

ચારમીઅને કહ્યું "રાણી ગાયનને વાસ્તે આ વખત કઢંગો છે." છતાં તેણે મોરચંગ લઈ ગાયન શરુ કર્યું.

તેનું ગાયન એવું મધુર અને શોકાતુર હતું કે, ઈરોસ અને કલીઓપેટ્રા બંનેની આંખમાં આંસુ આવ્યાં; માત્ર હું રડ્યો નહિ. મારાં આંસુ તો સૂકાઈ ગયાં હતાં.

રાણીએ કહ્યું "ચારમીઅન, તારું ગાયન બહુ શોકકારક છે. તેં કહ્યું તેમ વખત દિલગીરીનો છે અને તે વખતને યોગ્ય તેં ગાયું. ચારમીઅન, હું મરી જાઉં પછી તું પાછું તે ગાજે અને હવે ગાયનને છેલ્લી સલામ! ઓલીમ્પસ, પેલો કાગળ લે અને હું લખાવું તેમ લખ."

મેં કલમ તથા કાગળ લીધાં, અને રોમન ભાષામાં નીચે પ્રમાણે લખ્યું.

"કલીઓપેટ્રાના ઓકટેવીઅનને પ્રણામ;

"દુનિયાની માયા આવી છે! આખરે વખત એવો આવે છે કે, દુઃખરૂપ બોજો અસહ્ય થવાથી, આ દેહ છોડી જવાનું પસંદ પડે છે. સીઝર,

તું જિત્યો છે; જિતની લૂટ તું ભલે લઇજા, પણ તારી સાથે ક્લીઓપેટ્રા આવી શકતી નથી. જ્યારે સર્વ કંઈ જતું રહે છે, ત્યારે તેના શોધમાં આપણે પણ જવું જોઇએ. એ પ્રમાણે નાસીપાસીના વખતે શૂરા માણસો દૃઢ રહે છે. ક્લીઓપેટ્રા એન્ટની જેટલી શૂર હતી અને તેની કીર્તિ તેવી જ રહે, તે કારણથી તેનો અંત પણ યોગ્ય આવવો જોઇએ. ગુલામો દુઃખ ભોગવવા જીવે છે; પણ રાજ્યકર્તાઓ વધારે હિંમતવાન હોવાથી દુઃખનો માર્ગ છોડી મોતરૂપી બાદશાહીનો માર્ગ લે છે. મિસરની રાણી સીજર પાસે આટલું જ માગે છે કે, તે એન્ટનીની કબરમાં તેનો ભૂમિદાહ થવા દે. છેલ્લી સલામ!"

આ પ્રમાણે મેં લખ્યું અને ક્લીઓપેટ્રાએ તેપર મોહોર કરી એક જાસૂસ દ્વારા સીજરને તે મોકલવા કહ્યું. હું ગયો, અને કબર આગળ એક સિપાહી ફરતો હતો. તેનો પહેરો ન હોવાથી તેને પૈસા આપી મોકલ્યો. પછી હું પાછો આવ્યો. તે ઓરડામાં ત્રણે સ્ત્રી ચુપચુપ ઉભી હતી. ક્લી-ઓપેટ્રા ઈરાસને વળગી ઉભી હતી અને ચારમીઅન્ બન્નેને જોઈ રહી હતી. મેં કહ્યું "રાણી, આનો છેડો લાવવાનો જ જો તારો વિચાર હોય, તો વખત થોડો છે; કારણ કે, સીજર તારા કાગળના જવાબમાં તરત તેના નોકરને મોકલશે." એમ કહી મેં પેલા હળાહળ ઝેરની શીશી કાઢી મેજપર મુકી. તેણે તે લીધી, જોઈ અને કહ્યું કે,–"આ દેખીતું કેવું નિર્મળ લાગે છે! છતાં એ જ મારા જીવનો છૂટકો કરનાર છે! કેવું અજાયબ."

"રાણી, દસ માણસના જીવ લેવાને એટલું બસ છે; એક જણે એટલું લેવાની અગત્ય નથી."

તે ડચકું ખાઈ બોલી; "મને બીક લાગે છે—ખાત્રી થઈ કે તે એકદમ અંત આણશે? મેં ઝેરથી ઘણાંને મરતાં જોયા છે, જેમાંનું કોઈ પણ એકદમ મરી ગયું નથી અને કેટલાંક તો—અરે તેનો વિચાર જ કમકમાટી ઉપજાવે છે!"

મેં કહ્યું "કંઈ બીક ના રાખ! મારી વિદ્યામાં હું પ્રવીણ છું અને તને બીક લાગતી હોય તો એને નાખી દે, અને ભલે જીવ. રોમમાં હજી તું કદાચ સુખી થશે. રોમમાં સીજરની સાથે તું જશે, અને ત્યાંની સ્ત્રીઓ તારી બેડીઓના સ્વર સાથે સ્વર મેળવી ગાયન કરશે."

"નહિ, નહિ, ઓલીમ્પસ, હું મરીશ જ. અરે કોઈ રસ્તો દેખાડ!"

ઈરાસ, હાથ ખેંચી આગળ આવી, અને બોલી "વૈદ્ય, મને એ આપ, મારી રાણીને માટે તેયારી કરવા હું જાઉ છું."

મેં જવાબ દીધો "એ ઠીક છે; તું જ તેની અજમાશ કર!" એમ કહી મેં એક કંચનના પ્યાલામાં શીશીમાંનું ઝેર રેડયું.

તેણે તે લીધું. કલીઓપેટ્રાને નમી ચુંબન કર્યું, ચારમીઅનને પણ ચુંબન કર્યું, પછી તે યુનાની હોવાથી પ્રાર્થના કરવાને પણ ખોટી થઈ નહિ; તે પી ગઈ અને તરત જ માથે હાથ મૂકી પડી અને મરણ પામી.

સર્વ ચુપચુપ જોઈ રહ્યાં. મેં કહ્યું "જોયું, એની અસર કેવી તાત્કાલિક છે?" "ઓલીમ્પસ! તારી દવામાં કંઈ પણ બાકી નથી! ચાલ, લાવ, હું હવે આતુર થઈ રહી છું. મારો પ્યાલો ભર, કે જેથી ઈશેસને દરવાજા આગળ બહુ ખોટી રહેવું ન પડે!"

મેં તે પ્રમાણે પ્યાલામાં તે નાખ્યું; પણ આ વખતે પ્યાલાને સાફ કરવાનું બહાનું કાઢી, અંદર થોડું પાણી જાણી જોઈ ભેળ્યું, કેમકે મને ઓળખ્યા પછી તે ભલે મરે, એવી મારી મરજી હતી.

પછી, રાણી કલીઓપેટ્રા તે પ્યાલો હાથમાં લઈ આકાશ તરફ નજર કરી નીચે પ્રમાણે મોટેથી બોલી—

"ઓ મિસરના દેવો! તમે મને છોડી ગયા છો, એટલે તમારી પ્રાર્થના તો હું નથી કરતી; કારણ કે, મારું દુઃખ, અને મારી પ્રાર્થના તમે સાંભળનાર નથી! તેથી દેવો અનાથ મનુષ્ય પાસે જે છેલ્લા મિત્રને રહેવા દે છે, તેની હું પ્રાર્થના કરીશ! કાળ કે, જેની પાંખ આખી દુનિયામાં ફફડ્યા કરે છે, તે કાળ, અહીં આવ, અને મારી વિનતિ સાંભળ! રાજાઓના રાજા, મારી નજીક આવ! તું અપક્ષપાત રહી મહાન્ શ્રીમંતને અને કંગાલ નોકરને એક જ પથારીપર સુવાડનાર છે; અને તારા આત્માના ફૂંફાડાથી આ દોઝખરૂપી દુન્યામાંથી, પરપોટારૂપી અમારા જીવને ઉડાવી દે છે! જ્યાં પવન આવી શકતો નથી અને જ્યાં પાણી પહોંચી શકતું નથી, ત્યાં મને સંતાડ! જ્યાં લડાઈ થતી નથી અને જ્યાં સીઝરનાં માણસો મને પકડી શકનાર નથી ત્યાં મને લઈ જા! નવે ઠેકાણે મને લઈ જા અને શાંતિની રાણી તરીકે મારો અભિષેક કર! ઓ કાળ, તું મારો સુરબ્બી છે અને તારા ચુંબનથી મને ગર્ભ રહ્યો છે, હું પ્રસવ કરવાની તૈયારીમાં છું—જો—આત્મારૂપી બાળકને જન્મ આપું છું! હવે—હવે-જીવ ઉડી જા—નિદ્રા આવ! એન્ટની આવ!"

આકાશ તરફ નજર કરી તે ઝેર પી ગઈ અને પ્યાલો નીચે નાખી દીધો.

મારા કીનાનો, મિસરના દેવોની શિક્ષાનો, અને મેન્કુઆરાના શાપનો અંતે વખત આવ્યો.

તે બોલી "અરે આ શું? હું શીતળ થતી જાઉં છું, પણ મરતી નથી! અરે લુચ્ચા વૈદ્ય, તેં કંઈ દગો દીધો છે!"

"કલીઓપેટ્રા, ધીરજ રાખ! હમણાં તું મરશે, અને દેવોનો ગુસ્સો શું છે તે જાણશે! મેનકુઆરાનો શાપ ખરો પડ્યો છે! થઈ રહ્યું! મારી સામું જો! આ બદલાઈ ગયેલો ચિંતાતુર ચહેરો જો! જો! જો! હું કોણ છું!"

તે મારી તરફ વિચિત્ર રીતે જોઈ રહી. પછી હાથ પછાડી દાંત પીસી બોલી "અરે! અરે! મેં તને ઓળખ્યો! દેવના સોગંદ તું હર્મેચિસ છે! હર્મેચિસ ભૂત થયેલો હર્મેચિસ!"

"હા, તારો અંત આણવા, અને અનાદિ કાળ સુધી દુઃખમાં નાખવાને તે ભૂત થયો છે! કલીઓપેટ્રા, તું જો! જેવી રીતે તેં મને પાયમાલ કીધો, તેવી જ રીતે મેં તને પાયમાલ કરી છે! ગુસ્સે થયેલા દેવોની મદદથી, તારા દુઃખની હું છૂપી ચાંપરૂપ થયો છું! એકટીયમમાં તને બીવડાવનાર હું જ છું! મિસરના લોકોને મેં તને મદદ કરતા અટકાવ્યા. એન્ટનીનું જોર મેં હરણ કીધું, અને તારા સરદારને અપશકુન દેખાડ્યા! મારે હાથે તું આખરે મરે છે; કારણ કે, હું કીનારૂપી હથિયાર છું! અનર્થનો બદલો અનર્થથી વાળ્યો છે. દગાના બદલામાં દગો અને મોતના બદલામાં મોત તને હું બક્ષું છું! મારી તદબીરોની ભાગીયેણ ચારમીઅન કે જેણે મને દગો દીધો હતો, તે પણ પશ્ચાત્તાપથી આજ જિતની ભાગીયેણ થઈ છે. ચારમીઅન, અહીં આવ અને આ લંપટ રાક્ષસીને મરતાં જો."

કલીઓપેટ્રા આ સાંભળી, અફસોસ કરતી શય્યાપર પડી અને બોલી "ચારમીઅન તું પણ!"

એક પળવાર તે આમ પડી રહી. પણ મરતાં પહેલાં તેના રાજવંશી આત્મામાં પાછી સ્ફુરણા આવી. તે હાથ લાંબા કરી પથારીમાં પછાડા મારતી નીચે પ્રમાણે મારાપર ધિક્કાર વર્ષાવવા લાગી;-

"અરે! જો એક કલાક હું જીવું! અરે એક જ કલાક કે જેટલા વખતમાં તો તને એવી રીતે મારી નાખું કે, જેનો તને સ્વપ્ને પણ ખ્યાલ ન થયો હોય! તને અને તારી પેલી ખોટી ભાગીયેણ કે જેણે મને અને તને બન્નેને દગો દીધો! અને તું મારાપર મોહિત હતો! હા, હજી તું તેમાં સપડાશે! જો, લુચ્ચા દગાખોર, ધર્મગુરુ"–અને બન્ને હાથે પોતાની છાતીપરનો બાદશાહી ઝબ્બો તેણે ફાડી નાખ્યો. પાછી તે નીચે પ્રમાણે બોલવા લાગી;—

"જો, આ સુંદર છાતીપર એક વખત તું રોજ રાત્રે માથું મૂકી સૂતો હતો અને આ જ હાથોથી તું વીંટળાઈ સૂતો હતો. હવે એ યાદદાસ્ત તારાથી બને તો ભૂલી જા! તારી આંખોપરથી મને જણાય છે કે, તું તે કદી ભૂલનાર નથી. તારી અંતઃકરણની મનોવૃત્તિ જે કદી સંતુષ્ટ થનાર નથી, તેની નાસીપાસી આગળ મારું દુઃખ કંઈ જ નથી. હર્મેચિસ્, ગુલામોના ગુલામ, તારી જિતમાંથી હું મોટી જિત મેળવું છું. અને જિતાયલી છતાં જિતું છું! હું તારાપર થૂંકું છું, તારી દરકાર કરતી નથી અને મરતાં મરતાં તને પ્યારની અસહ્ય પીડામાં દાટતી જાઉં છું! ઓ ઍન્ટની! મારા ઍન્ટની! હું આવું છું! ઓ પ્યારા, તારી પાસે હું આવું છું! થોડીવારમાં હું તને મળીશ અને દિવ્ય અમર પ્યારથી જોડાઈ આંખસાથે આંખ અને હોઠસાથે હોઠ મેળવી આકાશમાં ઉડીશું, અને દરેક ઘૂંટડે વધારે સ્વાદિષ્ટ લાગતી મનઃકામનાનું વધારે પાન કરીશું! અને જો તું મળશે નહિ, તો અફીણના ઘેનમાં જેમ આવે તેમ શાંતિમાં નિદ્રા લઈશ; અને રાત્રિની છાતીને તારી જ છાતી સમજીને તેપર માથું મૂકી હીંચકા ખાઇશ! અરે હું મરું છું! ઍન્ટની આવ અને મને સુખ આપ!"

જો કે મને ઘણો ક્રોધ વ્યાપ્યો, છતાં તેના ધિક્કાર ભરેલા શબ્દોથી લજવાઈ ગયો. તેના બોલે બોલ તીક્ષ્ણ તીરની માફક મને લાગ્યા. અફસોસ! અરે, અફસોસ! મારું કીનારૂપી તીર મારા જ માથામાં વાગ્યું, એ ખરું હતું; આ વખતે મને તેનાપર પ્યાર છૂટ્યો, તેવો કદી પણ છૂટ્યો ન હોતો. અદેખાઇથી મારું કલેજું ફાટી ગયું અને આમ તેને મરવા ન દેવાનો મેં નિશ્ચય કર્યો.

મેં કહ્યું "સુખ? તારા માટે વળી સુખ શું? ઓ પવિત્ર ત્રિમૂર્તિ, મારી પ્રાર્થના સાંભળો. ઓસીરિસ, દોઝખના દરવાજા ખૂલ્લા કર અને જેને હું બોલાવું તેને મોકલ! ટોલેમી, જેને તારી બહેન કલીઓપેટ્રાએ ઝેર દીધું, તે અહીં આવ; આરસીનો, જેનું તારી ભગિની કલીઓપેટ્રાએ ખૂન કીધું, તે અહીં આવ; કલીઓપેટ્રાના હાથથી દુઃખી થઈ જેનું મૃત્યુ થયું તે સેપા અહીં આવ. મેન્કુઆરા દેવ, જેનું શરીર કલીઓપેટ્રાએ ફાડી, લોભથી જેનો શાપ ખેંચી લીધો, તે અહીં આવ. કલીઓપેટ્રાના હાથથી મરણ પામેલાં સર્વ એક પછી એક આવો! નાઇટની છાતીમાંથી તમે દોડો અને જેણે તમને મારી નાખ્યાં તેને આવકાર દ્યો! આત્મા અને જીવનની એકત્રતા અને તમારા દેહની નિશાનીથી હું તમને બોલાવું છું!"

આ પ્રમાણે હું મંત્ર બોલ્યો. ચારમીઅન બીને મારા ઝભ્ભાને વળગી પડી અને મરતી કલીઓપેટ્રા હાથપર માથું રાખી ચક્ષુથી જોતી જોતી આમ તેમ ડોલી રહી.

તરત જવાબ મળ્યો. બારી ઉઘડી ગઈ અને કબરમાં પેલા હીજડાની દાઢીને વળગી રહેલો વાગલો જોયો હતો, તે પાંખ ફફડાવતો આવ્યો. ત્રણ વખત તેણે ફેરા માર્યા, એક વખત મરણ પામેલી ઈરીસપર ચક્કર મારી જ્યાં તે મરતી સ્ત્રી પડી હતી ત્યાં ઊડ્યો. તેની તરફ ઉડ્યો, તેની છાતીપર બેઠો, અને જે પાનું મેન્કુઆરાના કલેજામાંથી કાઢ્યું હતું, તેને વળગી રહ્યો. ત્રણવાર તેણે ચીસ પાડી, અને ત્રણવાર પાંખ ફફડાવી, અને જુઓ! તે જતો રહ્યો.

પછી એકાએક ઓરડામાં મરણ પામેલા મનુષ્યોના આકાર દેખાવા લાગ્યા. ખુબસૂરત આરસીનો જાણે હમણાં જ ખૂનીના છરાથી મરણ પામી હોય એમ દેખાઈ; જુવાન ટોલેમી દેખાયો. ઝેરથી એનો ચહેરો બદલાઈ ગયો હતો. યુરીઅસ્ તાજ પહેરી મહાન્ મેન્કુઆરા દેખાયા. બુઢ્ઢો સેપા પોતાના શરીરમાં હજારો ઘા સહિત દેખાયો; જે ગુલામોને ઝેર દઈ મારી નાખ્યા હતા તે આવ્યા અને બીજા અગણિત પડછાયા જણાયા! આ સર્વ તે ન્હાના ઓરડામાં એકઠા થઈ પોતાને મારી નાખનાર તરફ શૂન્ય નજર કરી ઉભા રહ્યા.

મેં કહ્યું "કલીઓપેટ્રા, આ જો! તારું સુખ જો અને મર!" ચારમીઅન બોલી "અરે! જો અને મર! મારી આબરુ લેનાર અને મિસરના રાજાનું રાજ્ય છીનવી લેનાર, જો અને મર!"

તેણે જોયું; ભયંકર દેખાવ જોયો—તેના શરીરમાંથી છૂટા પડેલા આત્માએ કદાચિત્ તેમના બોલ સાંભળ્યા હશે, પણ તે મારાથી સંભળાયા નહિ. પછી ધાસ્તીથી તેનો ચહેરો બદલાઈ ગયો. તેની મોટી આંખો ફીકી થઈ ગઈ. ચીસો પાડી કલીઓપેટ્રા નીચે પડી અને મરણ પામી—પેલા મરણ પામેલાનો સાથ કરી જતી રહી.

આ પ્રમાણે મેં હુર્મેચિસે મારી કીનાભરેલી લાગણીઓને સંતોષ આપ્યો; દેવની શિક્ષા બર આણી છતાં તેમાં મને કંઈ ખુશ થવા જેવું ન હોતું, તે હું જાણતો હતો. કારણ કે, જેથી આપણે મોહાંધ થઈએ, તે આપણને પાયમાલ કરે છે. મોત કરતાં પ્યાર વધારે દયાહીન છે; તેના બદલામાં દિલગીરી સિવાય આપણને બીજું કંઈ મળતું નથી, છતાં આપણે

તેને છોડતા નથી; પણ તેની ઉત્કંઠા થયા જ કરે છે; અને અંતે આપણું લોહી, આપણા પદભ્રષ્ટ દેવના મંદિરપર છાંટવું પડે છે.

કારણ કે, પ્યાર આત્માની સાથે જ જોડાયલો છે અને તેથી અમર છે!

---

## પ્રકરણ ૮ મું

### ચારમીઅનના અંતિમ પ્રણામ; ચારમીઅનનો સ્વર્ગવાસ; વૃદ્ધ અટુવાનું મરણ; હુર્મેચિસનું અબૌથિસમાં આગમન છત્રીસ સ્તંભવાળા ઓરડામાં તેણે કરેલો પોતાના પાપનો સ્વીકાર; અને તે પાપની તેને અપાયલી ભયંકર શિક્ષા

બીકથી ચારમીઅને મારા હાથ પકડી લીધા હતા તે છોડ્યા. ને ખોખરા અવાજે બોલી, "ગૂઢ હુર્મેચિસ, તારો કીનો જોવાય એવો નથી! આ રાણી, તારાં સર્વ પાપ છતાં તું રાણીપદને લાયક હતી!

"આવ, મને મદદ કર, રાજકુંવર, આપણે આ માટીના શરીરને શય્યાપર મૂકી બાદશાહી દબદબાથી શણગારીએ, કે જેથી સીજરના કાસિદોને મિસરની રાણીને છાજતો તે જવાબ દે."

મેં કંઈ પણ જવાબ દીધો નહિ. મારું હૈયું ભરાઈ ગયું હતું. હવે સર્વ ખલાસ થયું હતું, એટલે હું શ્રમિત થઈ ગયો હતો. અમે તે શબને ઉપાડી સુવર્ણશય્યાપર સૂવાડ્યું, ચારમીઅને યુરીયસ તાજ, તેના હાથીદાંત જેવા સફેત કપાળપર મૂક્યું અને કાળા વાળ, જેમાં અવસ્થાની કંઈ પણ અસર થઈ ન હોતી તે ઓળ્યા. સમુદ્રના તરંગો જે આંખમાં સ્પષ્ટ જણાતા હતા તે બંધ કરી, જે છાતીમાંથી સર્વ ગુસ્સો ઉડી ગયા હતા, તે પર તેના થંડા હાથ મૂક્યા; અને વળેલા ઘટણ સીધા કર્યાં અને માથે ફૂલો મૂક્યાં. આવી રીતે કલીઓપેટ્રા પડેલી હતી. આ સ્થિતિમાં તે નવયૌવના નારી કરતાં પણ વધારે ખુબસૂરત લાગતી હતી

અમે જરા પાછાં હટ્યાં; અને તેને તથા ઈરાસને–કે જે તેના પગ આગળ પડેલી હતી–જોઈ રહ્યાં.

ચારમીઅને કહ્યું "થઈ રહ્યું, આપણું વેર વળ્યું, હુર્મેચિસ્, તું પણ શું તે માર્ગ લેશે?" એમ કહી પેલી શીશી તરફ નજર કરી.

"ચારમીઅન, નહિ; હું જાઉં છું. મારે માટે મને વધારે દુઃખદાયક રસ્તો સૂજેલો છે! આ દુનિયામાં મારા પ્રાયશ્ચિત્તનો અંત આમ સહેલાઈથી મારે આણવો ન જોઈએ."

"હર્મેચિસ, જેમ તારી મરજી. અને હર્મેચિસ, હું પણ જાઉં છું અને વધારે ત્વરાથી જાઉં છું; મારો ભાગ મેં બજાવ્યો છે; મેં પણ પ્રાયશ્ચિત્ત કર્યુ છે; અરે! મારું કેવું દુર્દૈવ, જેને મેં પ્રિય ગણ્યો, તેનાપર આટલી આપત્તિ પાડી, અને આખરે મારી આશા સંતુષ્ટ થયા વગર જ મરું છું! તારો બદલો મેં વાળ્યો છે; ગુસ્સે થયેલા દેવોનો બદલો પણ વાળ્યો છે; અને હવે જે રસ્તે કલીઓપેટ્રાનો બદલો વળે, તે રસ્તે જાઉં છું. જે દોઝખમાં તે હશે, ત્યાં જઈ તેની ભાગીયણ થાઉં છું! કારણ કે, તે મને બહુ ચાહતી હતી; અને હવે તે મરણ પામી છે, એટલે મને લાગે છે કે, માત્ર તારા અપવાદવિના એનાથી વધારે પ્રિય મને કોઈ ન હોતું. તેથી જે પ્યાલો તેણે અને ઈરાસે વિષ ભરી હોઠે અડકાવ્યો છે, તેમાં જ હું પણ ઝેર પીવાની!"

મેં કહ્યું "ચારમીઅન, જરા વિચાર કર; હજી તું ઘણાં વર્ષ જીવીશ!"

"હા, હું જીવીશ, પણ મારે જીવવું નથી! જીવીને આ સર્વ યાદ કરવું અને રોજ રાત્રે સર્વ સંભારી મારા દુઃખી હૈયાને વધારે દુઃખી કરવું? પ્યારને હું ભૂલી નથી શકતી. તેથી રીબાવા જીવવું? જિંદગીમાં તોફાની પવનથી નાશ પામતાં, બાકી રહેલા એક ઝાડ માફક તોફાની પવનના ઝૂંઝાટા હરરોજ ખમવાથી વીજળી પડશે, એમ બીક રાખ્યા કરી જીવવું? મારે જીવવું નથી! હું ક્યારની મરી ગઈ હોત, પણ તને મદદ કરવા જીવી છું! હવે તને મારું કામ નથી, એટલે મારે રહેવું નથી! કારણ કે, ફરી હું તને મળી શકીશ નહિ. હું જ્યાં જઈશ ત્યાં તું આવીશ નહિ. પાછળ લાગીને જે રાણીનો તેં અંત આણ્યો છે, તેને તું હજી ચાહે છે, એટલે મને તું ચાહનાર નથી! તેને તું કદી જિતનાર નથી અને તને હું કદાપિ જિતનાર નથી; અને એ ભાગ્યનું દુઃખદમાં દુઃખદ પરિણામ છે! પણ હર્મેચિસ! આ સંસારને સદાને માટે છોડી જવા પહેલાં અને તારા હૃદયમાં માત્ર લજ્જારૂપ સ્મરણ તરીકે અવશિષ્ટ રહેવા પહેલાં માત્ર મારી તારીપાસેથી એક જ યાચના છે અને તે એ કે, તારામાં ક્ષમાશીલતાની જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં મને ક્ષમા આપ અને તેના ચિન્હ તરીકે મને ચુંબન કર—પણ આશક તરીકે ગાલપર ચુંબન નહિ, કિંતુ કપાળપર ચુંબન કર અને શાંતિથી મને પ્રયાણ કરી જવા દે!"

તે પોતાના બન્ને હાથોને પહોળા કરી મારા નિકટમાં આવી. એ વેળાએ તેના કંપતા ઓષ્ઠ દયાજનક દેખાતા હતા અને તે મારા મુખને સ્થિર દૃષ્ટિથી જોઈ રહી.

મેં તેને ઉદ્દેશીને કહ્યું કે;-"ચારમીઅન, હવે આપણે શુભ કિંવા અશુભ કર્મ કરવાને મુક્ત-સ્વતંત્ર-છીએ. છતાં મને જણાય છે કે, કોઈ અજ્ઞાત તીર પ્રાંતમાંથી આવીને આઘાત કરતો ભાગ્યરૂપ વાયુ આપણી હેતુરૂપ નૌકાને વિનાશની દિશામાં બળાત્કારે ઘસડી જાય છે. ચારમીઅન, મારે પોતે બીજા કોઇની ક્ષમા મેળવવાની હોવાથી હું તને તારા સર્વ અપરાધોની ક્ષમા આપું છું; અને આ પ્રથમ તેમ જ અંતિમ ચુંબનવડે હું આપણી શાંતિને મુદ્રિત કરું છું!" આમ કહીને મેં મારા ઓષ્ઠવડે તેના ભ્રૂપ્રદેશને સ્પર્શ કર્યો.

તે તત્કાળ વિશેષ કાંઈ પણ બોલી નહિ; માત્ર અલ્પ સમય પર્યન્ત પોતાનાં શોકાતુર નયનોથી મને એકીટસે જોતી તે ઉભી રહી. ત્યારપછી તે વિષપાત્રને પોતાના હાથમાં ઉપાડીને તે કહેવા લાગી કે;—

"રાજવંશીય હુર્મેચિસ્, આ વિષનું પાન કરતાં પણ હું તારા કલ્યાણને ઇચ્છું છું! ઓહ-તારી મનોહારક મુખમુદ્રા મારી દૃષ્ટિએ પડી, તે પૂર્વે જ જો મેં આ વિષનું પાન કર્યું હોત, તો કેવું સારું થાત! મારો એ જ આશીર્વાદ છે કે, ફેરો, મિસરના જે રાજદંડને મેં તારા હાથમાં આવતો અટકાવ્યો છે, તેના કરતાં પણ અધિક બળવાન્ રાજદંડનો તુ ધારક થાય અને જગતમાં સંપૂર્ણ શાંતિ સહિત પોતાની રાજસત્તા અને ધર્મસત્તા ચલાવે! હું તારું અશુભ ઇચ્છતી નથી! પ્રણામ, એક વેળાના મારા પ્રિયતમ, હવે સદાને માટે અંતિમ પ્રણામ!"

તેણે વિષનું પાન કર્યું, પાત્રને ફેંકી દીધું અને થોડીવાર સુધી જાણે મરણને શોધતી હોયની, તેવી ફાટેલી આંખોથી તે ઊભી રહી. સર્વભક્ષક કાળ તરત જ આવી લાગ્યો અને તેના હસ્તનો સ્પર્શ થતાં જ ચારમીઅન નિર્જીવ થઇને ભૂમિપર પછડાઈ પડી! તે મૃતમંડળના મધ્યમાં હું દિગ્મૂઢ થઇને થોડીવાર સુધી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર ઊભો રહ્યો.

હું ધીમે ધીમે ક્લીઓપેટ્રા પાસે ગયો અને હવે મારી ચેષ્ટાને જોનાર ત્યાં કોઈ પણ ન હોવાથી તેની શય્યાપર બેઠો અને આગળ એકવાર ધર્મનાશની નિશામાં શાશ્વત પિરૅમિડની છાયામાં તેના મસ્તકને મેં મારા ખોળામાં રાખ્યું હતું, તે જ પ્રમાણે તેના મસ્તકને આજે પણ મારા ખોળામાં મૂકયું. મ તેના શીતલ ભ્રૂભાગને ચુંબન કર્યું અને ત્યારપછી, કીનાની આગને બુઝાવીને પરંતુ નિરાશાથી હત થઇને, હું તે મૃતોના મંદિરમાંથી બહાર નીકળી ગયો.

જે વેળાએ હું દ્વારમાંથી બહાર નીકળતો હતો, તે વેળાએ અંગરક્ષકોના અધિકારીએ પૂછ્યું કે;-"વૈદ્ય, અંદર શો કોલાહલ ચાલી રહ્યો છે

વારુ? કારણુ કે, જાણે મરણના ધ્વનિ સંભળાયા હોયની, એવો જ હમણાં મને ભાસ થતો હતો."

"અત્યારે હવે કોલાહલ જેવું કાંઈ પણ નથી; જે થવાનું હતું તે સર્વ થઈ ગયું છે;" એવું માર્મિક ઉત્તર આપીને તત્કાળ હું ત્યાંથી ચાલતો થઈ ગયો. હું અંધકારમાંથી પસાર થતો હતો, તે વેળાએ મેં સીજરના કાસિદોના વાર્ત્તાલાપ અને ચાલવા દોડવાનો અવાજ સાંભળ્યો.

હું જ્યારે મારા ઘરમાં આવ્યો, તે વેળાએ અટુવાને મેં મારી વાટ જોતી દરવાજામાં ઊભેલી જોઈ. મને તે એક એકાંત આવાસમાં લઈ ગઈ અને દ્વાર બંધ કરી લીધાં. ત્યાર પછી તેણે તરત પૂછ્યું કે;–"કેમ બધું કામ પાર પડી ગયું?" આ પ્રશ્ન પૂછવા સાથે તેણે પોતાનું કરચોળિયોવાળું મોઢું મારા મોઢા તરફ ફેરવ્યું. એ વેળાએ દીપકનો શ્વેત પ્રકાશ પડવાથી તેના બરફ જેવા વાળ વધારે સફેદ દેખાતા હતા. ઉત્તર મળ્યા પહેલાં પાછો તેણે મનોગત ઉદ્‌ગાર કાઢ્યો કે; "અરે, પણ એ પૂછવાની અગત્ય જ શી છે? હું જાણું છું કે બધું કામ પાર પડી ગયું છે!"

"હા, બધું કામ પાર પડી ગયું છે અને બહુ જ સારી રીતે પાર પડી ગયું છે. સર્વનો સ્વર્ગવાસ કહો કે નરકવાસ કહો, તે થઈ ગયો છે! એક મારા વિના સર્વ–ક્લીઓપેટ્રા, ઈરાસ અને ચારમીઅન મરણને આધીન થઈ છે!!" મેં ઉત્તર આપ્યું.

વૃદ્ધ અબળાએ પોતાના વાંકા વળી ગયેલા શરીરને સરળ કરવાની ચેષ્ટા કરી આનંદ દર્શાવીને ઉદ્‌ગાર કાઢ્યા કે; "હવે હું સદાના શાંત પ્રદેશમાં ચાલી જાઉં, તો ચિંતા નહિ; કારણ કે, આ ખેમના અને તારા શત્રુઓને ધૂળમાં મળેલા જોવાની મારી જે એક માત્ર આકાંક્ષા હતી, તે આજે ફળીભૂત થઈ છે! લા લા–મનુષ્યના સ્વાભાવિક આયુષ્ય કરતાં હું વધારે વર્ષ જીવી, તે કાંઈ વ્યર્થ જીવી નથી! તારા શત્રુના નાશ વિશેની મારી ઇચ્છા તૃપ્ત થઈ છે! મેં મરણના બિંદુઓને એકઠા કર્યાં હતા અને તે તારા શત્રુઓ પી ગયા છે! શત્રુના ગર્વનો પર્વત તૂટી પડ્યો છે અને તેની સાથે ખેમની લજ્જાસ્પદતાનો ઢગલો પણ ઘસીને સપાટ થઈ ગયો છે! અરે, પણ તે દુષ્ટ ક્લીઓપેટ્રાને મારી આંખે મરતી જોવાની એક જ આશા મારા મનમાં રહી ગઈ! તે કેવો મનોહર દેખાવ હશે!!"

"બસ, અટુવા, બસ કર અને બોલતી બંધ થા! મૃતો મૃતોની સાથે મળી ગયાં છે! ઓસિરિસના અધિકારમાં તેઓ ગયાં છે અને શાશ્વત શાંતિએ તેમના ઓષ્ઠોને બંધ કરી દીધા છે! મરી ગયેલા મહજ્જીવોનું

આમ અપમાન ન કર. ઊઠ અને ચાલ, આપણે અબૌથિસમાં જઈ લાગીએ, કે જેથી બાકી રહેલા કાર્યનો પણ છેડો આવી જાય !"

"હર્મેચિસ્, તારે જવું હોય તો ભલે જા અને ઊતાવળથી જા ! કારણ કે, મારે ત્યાં આવવું નથી. માત્ર આ પરિણામને જોવામાટે જ હું આ સંસારમાં જીવતી હતી. હવે હું મારા જીવનની ગાંઠને છોડી નાખીશ કે, જેથી મારો આત્મા મુક્તિનો ઉપભોગ કરી શકે ! રાજકુમાર, મારા છેલ્લા પ્રણામ સ્વીકારી લે; કારણ કે, મારી સંસારયાત્રાની સમાપ્તિ થઈ છે. હર્મેચિસ્, તું બાળક હતો ત્યારથી તારામાં મારો પ્રેમ બંધાયલો છે અને તે અત્યારે પણ તેવોને તેવો જ કાયમ છે ! પણ હવે આ સંસારનાં સંકટોમાં હું તારી સાથે વધારે વાર રહીને ભાગ લઈ શકું તેમ નથી; કારણ કે, મારા દિવસો ગણાઈ ચૂક્યા છે ! ઓસિરિસ, હવે તું મારા આત્માને પોતાના અધિકારમાં લઈ લે !" તેના કંપતા પગો લથડી ગયા અને તે પૃથ્વીપર પડી ગઈ.

હું તેની પાસે ગયો અને તેને જોવા લાગ્યો. તેના પ્રાણ ક્યારનાય પ્રયાણ કરી ગયા હતા અને તેથી ભૂમિતલપર કોઈ પણ આશ્વાસનદાયક મિત્રવિનાનો હું એકલો એકાટ ડાચું વીકાસીને ઊભો રહી ગયો !

ત્યારપછી હું ત્યાંથી ચાલ્યો અને બહાર નીકળ્યો. મને અટકાવનાર કોઈ પણ નહોતું; કારણ કે, નગરમાં સર્વત્ર કોલાહલ વ્યાપી ગયો હતો. હું એલેક્ઝાન્ડ્રીયાથી એક નૌકામાં બેસીને રવાના થયો અને આઠમે દિવસે કિનારે ઊતર્યો. ત્યાંથી મારા અંતિમ હેતુને સિદ્ધ કરવામાટે ક્ષેત્રોના માર્ગમાં પગે ચાલતો અબૌથિસના દેવાલયમાં આવી પહોંચ્યો. પવિત્ર સેથીના દેવાલયમાં દેવોની પૂજાના મહોત્સવનો કેટલાક વખતથી આરંભ થયેલો હતો, એમ ત્યાં જવા પછી એકદમ મારા જાણવામાં આવ્યું. કારણ કે, કલીઓપેટ્રાએ તેમની જે જાગીર જપ્ત કરી હતી, તે તેમના હાથમાં પાછી આવી હતી; માત્ર વપરાઈ ગયેલો ખજાનો પાછો મળી શક્યો નહોતો. મંદિરને શુદ્ધ કરવામાં આવ્યું હતું અને આઇસિસ્ના ઉત્સવ પ્રસંગે એ પુરાતન મંદિરમાં ત્યાંના સર્વ પ્રતિષ્ઠિત ધર્મગુરુઓ દેવતાઓના સત્કારમાટે એકત્ર થયા હતા.

મેં જે વેળાએ નગરમાં પ્રવેશ કર્યો, તે વેળાએ ઉત્સવના આરંભને સાતમો દિવસ થયો હતો. લોકોના મોટા સમુદાયો જાણીતા રાજમાર્ગોમાં થઇને ચાલ્યા જતા હતા. તેઓ દેવતાની સ્તુતિના જે પવિત્ર સંગીતનો આલાપ કરતા જતા હતા, તેનો મેં પણ આલાપ કર્યો અને ત્યારપછી અમો સર્વ મંદિરના શાશ્વત વિશાળ ઓરડામાં જઈ પહોંચ્યા. રાની સ્થાપના

પછી જ્યારે એ પવિત્ર સંગીતનો આલાપ અટક્યો, તે વેળાએ મુખ્ય ધર્માધ્યક્ષે જીવિત દેવની પ્રતિમાને ઉપાડી અને જનસમુદાય સમક્ષ ઊંચી કરીને ધરી રાખી. તે સાથે તેણે "ઓસિરિસ! આપણી આશા, ઓસિરિસ, ઓસિરિસ!!!" એ શબ્દોનો ભીષણ સ્વરથી ઉચ્ચાર કર્યો. લોકોએ પોતાનાં વસ્ત્રોપરનાં કાળાં વેષ્ટનોને ફાડી નાખ્યાં અને અંદરના સફેદ ઝભ્ભાને વ્યક્ત કરી એક ભાવથી તે પ્રતિમાને નમન કર્યું—મસ્તકો નમાવ્યાં. એ પછી લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા, પણ હું તો મંદિરના સભાસદનમાં જેમનો તેમ જ ઊભા રહી ગયો.

સર્વના જવા છતાં મને ત્યાં સ્તંભ સમાન ઉભેલો જોઇને મંદિરનો એક ધર્મગુરુ મારી પાસે આવ્યો અને પૂછવા લાગ્યો કે;—"તું કોણ છે, કયાંથી આવ્યો છે અને તારો વ્યવસાય શો છે?" એના ઉત્તરમાં મેં જણાવ્યું કે;—"હું એલેક્ઝાન્ડ્રીયાથી આવ્યો છું, અને એલેક્ઝાન્ડ્રીયાથી આવેલા સમાચાર વિશે વાદવિવાદ ચલાવવાને મુખ્ય ધર્માધ્યક્ષોની જે સભા મળેલી છે, તે સભામાં તેમના સમક્ષ રજૂ થઇને ચાર વાતો કહેવાની મારી ઇચ્છા છે, માટે મને ત્યાં લઈ જાઓ."

તે ધર્મગુરુ ચાલ્યો ગયો અને મુખ્ય ધર્માધ્યક્ષે મને એલેક્ઝાન્ડ્રીયાથી આવેલો જાણી બીજા ઓરડામાં મળેલી ધર્માધ્યક્ષોની સભામાં ઉપસ્થિત થવાની આજ્ઞા આપી અને તેથી હું તે સભામાં ગયો. સૂર્યનો અસ્ત થઈ ગયેલો હોવાથી અંધકારનો મંદિરમાં વિસ્તાર થઈ ગયો હતો અને તેથી જે રાત્રિએ મને સ્વર્ગલોક અને મૃત્યુલોકના ફેરો તરીકે નીમી મારા મસ્તકે મુકુટ મૂકવામાં આવ્યો હતો, તે રાત્રિ પ્રમાણે જ ભીષણ સ્તંભોના મધ્યમાં દીપકો મૂકવામાં આવ્યા હતા. ધર્માધ્યક્ષો પંક્તિબદ્ધ પોતપોતાના ઉચ્ચ આસને વિરાજેલા હતા અને પરસ્પર વાર્ત્તાલાપ કરવામાં નિમગ્ન હતા. ત્યાંનો બધો દેખાવ આગળ પ્રમાણેનો જ હતો.—દેવતા અને રાજાઓની શીત પ્રતિમાઓ શાશ્વત દીવાલોમાંથી પોતાનાં ખાલી નયનોવડે દૃષ્ટિપાત કરી રહી હતી. એ ઉપરાંત, ક્લીઓપેટ્રા વિરુદ્ધ રચાયલા પ્રપંચમાં જે મહાનુભાવો સામેલ હતા અને જેમણે મારા રાજ્યાભિષેકનું અવલોકન કર્યું હતું, તેમાંના ક્લીઓપેટ્રાના કીના અને કાળના પંજામાંથી છટકીને આબાદ રહેલા પાંચ ધર્માધ્યક્ષો અત્યારે ત્યાં બેઠેલા મારા જોવામાં આવ્યા.

જે સ્થળે પૂર્વે એકવાર મારો રાજ્યાભિષેક થયો હતો, તે સ્થળે જ હું ઊભો રહ્યો અને મારે જે અંતિમ લજ્જાસ્પદ કાર્ય કરવાનું હતું તે કરવામાટે હૃદયની એવી તો ભગ્નતાથી તૈયાર થઇને ઊભો કે, જે ભગ્નતાનું મારાથી વર્ણન આપી શકાય તેમ નથી.

મને નિહાળીને એકે કહ્યું કે;–"આ તો ટેપના સમાધિસ્થાનમાં જે એક મુનિ તરીકે રહ્યો હતો અને જે છેલ્લી ઘડી સુધી કલીઓપેટ્રાના કુટુંબનો એક મનુષ્ય હતો, તે વૈદ્ય ઓલિમ્પસ છે! ત્યારે વૈદ્યરાજ, રાણી પોતાના હાથે જ આત્મહત્યા કરીને મરી ગઈ છે, એમ જે અમારા સાંભળવામાં આવ્યું છે તે સત્ય છે કે?"

"પવિત્ર મહાત્માઓ, હું તે જ વૈદ્ય ઓલિમ્પસ છું; અને કલીઓપેટ્રાના જીવનનો નાશ મારા હાથે જ થયો છે." મેં ઉત્તર આપ્યું.

"કલીઓપેટ્રાનો નાશ અને તે તારા હાથે થયો? આ કેવી રીતે બન્યું વારુ?–એક રીતે એ લંપટ લલના અને જીવતી ડાકણ ધૂળમાં મળી ગઈ, એ તો સારું જ થયું છે! પણ તેનો તારા હાથે નાશ થયો, એ વાત અમને કાંઇક વિલક્ષણ દેખાય છે." તે ધર્માધ્યક્ષે ઉદ્‌ગાર કાઢ્યા.

"મને ક્ષમા આપો એટલે હું સમસ્ત વૃત્તાંત આપને ઇત્થંભૂત કહી સંભળાવીશ; કારણ કે, ખાસ હું જે અત્યારે અહીં આવ્યો છું તે એ રહસ્ય આપને જણાવવામાટે જ. બહુધા આ મંડળમાં કેટલાક એવા પુરુષો છે–હા છે અને હું તેમને જોઈ શકું છું–કે જેઓ આજથી અગિયાર વર્ષ પૂર્વે આ મંદિરના આ સભાસદનમાં જ હર્મેચિસ નામક એક વ્યક્તિને એમના ફેરો તરીકે અભિષિક્ત કરવાને આજની પેઠે જ એકત્ર થયા હતા," મેં મારી વાર્તાના કથનનો આરંભ કર્યો.

"તારું આ કથન સત્ય છે. પણ ઓલિમ્પસ, આ બધી વાતો તારા જાણવામાં કેવી રીતે આવી?" તેઓ આશ્ચર્ય દર્શાવીને બોલ્યા.

મેં મારા કથનમાં આગળ વધીને કહ્યું કે;–"તે સાડત્રીસ મહાનુભાવોમાંના બત્રીસ પુરુષોનો અત્યારે અભાવ છે–એટલે કે, તેમનામાંના કેટલાક એમના મહાત પ્રમાણે સ્વર્ગવાસી થયા છે, કેટલાકોના જેમ સેપાનો વધ કરાયો હતો તેમ વધ કરવામાં આવ્યો છે અને કેટલાકો ગુલામીના બંધનમાં જકડાયા છે અથવા તો બહુ દૂરના દેશમાં નીકળી ગયા છે; કારણ કે, તેમને કલીઓપેટ્રાનો અત્યંત ભય હતો."

"ખરું છે–અફસોસ–તારું કથન અક્ષરે અક્ષર સત્ય છે! નીચ હર્મેચિસે અહીં કલીઓપેટ્રાના નાશમાટેની જે ગુપ્ત યોજના કરવામાં આવી હતી, તેનો સ્ફોટ કરી નાખ્યો, તે લંપટ પુરુષ કલીઓપેટ્રાનો ગુલામ થઈ ગયો, તેના હાથમાં વેચાયો!" તેમણે ઉદ્‌ગાર કાઢ્યા.

"સત્ય છે!" મેં હવે મારા મસ્તકને કાંઇક ઊંચું કરીને કહેવા માંડ્યું, "એ નીચ હર્મેચિસે જ ગુપ્ત ભેદનો સ્ફોટ કરી દીધો, કલી-

આપેટ્રાના દાસત્વનો સ્વીકાર કરી લીધો; અને પવિત્ર મહાત્માઓ, તે પાપાત્મા હુર્મેચિસ હું પોતે જ છું!"

મારા આ કથનના શ્રવણથી ધર્માધ્યક્ષો અને અધિકારીઓ આશ્ચર્યથી સ્તંભિત થઈ ગયા. કેટલાકો ઊભા થયા અને બોલ્યા અને કેટલાકો કાંઈ પણ બોલ્યા નહિ.

"હું જ તે હુર્મેચિસ છું, હું જ તે દ્રોહી પુરુષ છું! હું એક પાપનો નહિ, પણ એક સાથે ત્રણ પાપોનો ભાગી થયેલો છું—હું દેવદ્રોહી, દેશદ્રોહી અને પ્રતિજ્ઞાભંજક થયો છું! આ અપરાધો મેં કર્યા છે, એ સ્પષ્ટ જણાવવામાટે જ હું અહીં આવ્યો છું. જે રાણીએ મારો સર્વ પ્રકારે નાશ કર્યો છે અને જેણે ખેમની ભૂમિને રોમનોના હાથમાં સોંપી દીધી, તે રાણી પાસેથી મેં છેવટે બરાબર બદલો લીધો છે. વર્ષોપર્યન્તની શાંત માર્ગપ્રતીક્ષા પછી મારા ચાતુર્ય અને કોપાયમાન દેવતાઓના સાહાય્યથી જ્યારે મારા હાથે એ કાર્યની સમાપ્તિ થઈ છે; તે વેળાએ જુઓ—લજ્જાથી મલિન થયેલા મારા કાળા વદનને લઇને હું મારા પાપનો સ્વીકાર કરવા અને તે પાપની યોગ્ય શિક્ષા ભોગવવામાટે આપ સમક્ષ આવીને ઉપસ્થિત થયો છું!" મેં હૃદયમાં પૂર્ણ અવસાન રાખીને કહ્યું.

"હુર્મેચિસ, જે પ્રતિજ્ઞાનો કદાપિ ભંગ થવો ન જોઇએ, તે પ્રતિજ્ઞાનો જે ભંગ કરે છે, તેને કેવી શિક્ષા ભોગવવી પડે છે; એની તારા મસ્તિષ્કમાં કાંઈ પણ કલ્પના છે ખરી કે?" જેણે પ્રથમ ભાષણ કર્યું હતું, તે પુરુષે ગંભીર સ્વરથી મને પૂછ્યું.

"હું એ સર્વ સારી રીતે જાણું છું;" મેં ઉત્તર આપ્યું, "અને ઇચ્છું છું કે, તે ભયાનક શિક્ષા મને આપવામાં આવે!"

"હુર્મેચિસ્, તારા અધ:પાતનો વૃત્તાંત તું અમને વિશેષ વિસ્તારપૂર્વક કહી સંભળાવ." તેણે આજ્ઞા કરી.

તેની એ આજ્ઞાથી શાંત પરંતુ સ્પષ્ટ શબ્દોમાં મેં એક પણ અક્ષરને ગુપ્ત ન રાખતાં મારા અધઃપાતનો ઇત્થંભૂત વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. હું જોઈ શકયો કે, જેમ જેમ હું મારા આત્મકથનમાં આગળ વધતો જતો હતો, તેમ તેમ તેના શ્રવણથી તેમનાં મુખમંડળ વિશેષ મ્લાન અને કોપાયમાન થતાં જતાં હતાં. હું જાણી ગયો કે, મારામાટે દયા કે ક્ષમાની લેશ માત્ર પણ આશા નહોતી. મેં દયા કે ક્ષમાની યાચના કરી જ નહિ અને કદાચિત્ કરી હોત, તો તે કદાપિ મને આપવામાં આવત જ નહિ.

જ્યારે મારી આત્મકથાની પૂર્ણાહુતિ થઈ, તે વેળાયે મને જરા દૂર ઊભો રાખીને તેઓ પોતપોતામાં વિચાર ચલાવવા લાગ્યા. ત્યારપછી

તેમણે મને પાછો નિકટમાં બોલાવ્યો અને તેમનામાં જે એક સર્વથી વૃદ્ધ, પૂજ્ય અને ટેપના હત્શેપુના મંદિરનો ધર્માધ્યક્ષ હતો, તે હિમ સમાન શીતલ શબ્દોથી કહેવા લાગ્યો કે;—

"હર્મેચિસ્, તારા સંબંધમાં અમે સંપૂર્ણ વિચાર કરી ચૂકયા છીએ, તું ત્રણ મહાભયંકર પાપોનો ભાગી થયેલો છે. તારા શિરપર ખેમના શાપનો ભાર પડેલો છે કે જે ખેમ ભૂમિ માત્ર તારા દ્રોહના પરિણામે આજે રોમની ગુલામ બની છે; રહસ્યમયીમાતા આઈસિસનું તેં મહા ભયાનક અપમાન કર્યું છે, તેમ જ તારી મહા પવિત્ર પ્રતિજ્ઞાનો તેં ભંગ કર્યો છે. હવે તું સારી રીતે જાણે છે કે, આ બધાં પાપોનો માત્ર એક જ બદલો છે, અને તે બદલો તારા માટે તૈયાર છે! તારા અધઃપાતના કારણને-કલીઓપેટ્રાને છેવટે તેં તારા હાથે જ મારી નાખી છે, એ તારા કાર્યને અમે કશું પણ મહત્ત્વ આપી શકતા નથી. તેમ જ તું પોતે ચાલી ચલાવીને અહીં પોતાની નિર્લજ્જતાને વ્યકત કરવા આવ્યો છે, એથી પણ તારી શિક્ષામાં કશો ઘટાડો કરી શકાય તેમ નથી. ઓ દાંભિક ધર્માધ્યક્ષ અને કપટી દેશભક્ત, તારા શિરપર મેનકુઆરાનો શાપ ઊતરો! ઓ લજ્જાસ્પદ અને મુકુટભ્રષ્ટ ફેરો, તારો નિરંતર અધઃપાત થતો રહો! આ સ્થાનમાં કે જ્યાં અમે તારા મસ્તકને દ્વિગુણ મુકુટવડે મંડિત કર્યું હતું, ત્યાં બેસીને અમે જ આજે તને મરણની શિક્ષા આપીએ છીએ! તારામાટે નિયત કરાયલા કારાગૃહમાં જા અને મરણનો જે પંજો તારાપર પડવાનો છે, તેની વાટ જોતો બેસ! જો તેં પ્રતિજ્ઞાનું પાલન કર્યું હોત, તો આજે કેવી સ્થિતિમાં હોત અને પ્રતિજ્ઞાનો ભંગ કરવાથી આજે તું કેવી દુર્દશામાં આવી પડ્યો છે, એનું તુલનાત્મક સ્મરણ કરતો તારા આયુષ્યની અંતિમ ઘટિકાઓને ગણ્યા કર! અમે ઇચ્છીએ છીએ કે, તારા મહાપાપના પરિણામે કદાચિત્ જે દેવતાઓ આ પવિત્ર મંદિરમાં પૂજાતા પણ સત્વર અટકી જશે, તે દેવતાઓ અમે તારામાટે જે દયા બતાવી નથી તે દયા બતાવે અને તારાં પાપોની તને ક્ષમા આપે! જાઓ, એને અહીંથી લઈ જાઓ!"

તેઓ મને ત્યાંથી લઈ ચાલ્યા. નીચું માથું કરીને હું ત્યાંથી ગયો; જો કે મેં ઊંચી નજર કરી નહોતી, છતાં જાણે તેમની કોપાગ્નિમય દૃષ્ટિ મારા મુખમંડળને બાળી નાખતી હોયની, એવો જ મને ભાસ થયા કરતો હતો.

મારી સર્વ અપ્રતિષ્ઠાઓમાં જો કોઈ પણ મહા ભીષણ અને અસહ્ય અપ્રતિષ્ઠા હોય તો તે આ હતી!

—❧❧❧—

# પ્રકરણ ૯ મું

## મિસરના રાજકુલીન હર્મેચિસનો અંતિમ લેખ

તેઓ મને કારાગૃહમાં લાવ્યા અને એક ઓરડામાં પૂરી ગયા. અહીં કારાગૃહમાં હવે હું મારા મૃત્યુની વાટ જોતો બેઠો છું. જલ્લાદની તલ્વાર ઓચીંતી કયારે આવીને મારી ગર્દનપર પડશે, એ હું કહી શકતો નથી. સપ્તાહ પછી સપ્તાહ અને માસ પછી માસ વીતતા જાય છે, પણ મને શિક્ષા આપવાનો સમય લંબાતો જાય છે. છતાં અદૃશ્યતાથી કાળ મારા મસ્તકપર ઝઝૂમી રહ્યો છે. મારું મરણ તો થવાનું જ, એ મારો નિશ્ચય છે, પણ તે કયારે આવશે, એ હું જાણતો નથી. એવો સંભવ જણાય છે કે, કોઈવાર મધ્ય રાત્રિના સમયે અચાનક જલ્લાદનાં ધીમાં પગલાંનો અવાજ સંભળાશે અને તે સાથે આ જીવનનો અંત આવી જશે. કદાચિત્ તેઓ આ ક્ષણે પણ આવી લાગે! જનાજો અને ભૂગર્ભવાસ, એ તો નિશ્ચિત છે! ભલે તેમને આવવા દો, મૃદુગતિથી આવવા દો!

મારે જે કાંઈ પણ લખવાનું હતું તે હું લખી ચૂકયો છું—મારા જીવનવૃત્તાંતનો એક અક્ષર પણ મેં ગુપ્ત રાખ્યો નથી! મારાં પાપોની પૂર્ણાહુતિ થઈ છે અને મારા વૈરનો પ્રતિશોધ પણ હું કરી ચૂકયો છું! હવે સર્વ વસ્તુઓનો અંધકાર અને ભસ્મીભૂતતામાં જ અંત આવવાનો છે; અને આ વિશ્વ કરતાં ભિન્ન વિશ્વમાંની જે ભયંકરતાઓ મારા સમક્ષ રજૂ થવાની છે, તેમના સત્કારમાટે હું અત્યારથી જ તૈયારી કરી રહ્યો છું! હું જાઉં છું, પણ આશાવિના તો નથી જ જતો; કારણ કે, જો કે પવિત્ર આઇસિસ્ દેવીને હું જોઈ શકતો નથી અને તે મારી પ્રાર્થનાનું ઉત્તર આપતી નથી, છતાં હું સારી રીતે જાણું છું કે, તે સદાસર્વદા મારી સાથેની સાથે જ છે અને હજી પણ હું તેનો પ્રત્યક્ષ દર્શનલાભ મેળવી શકીશ. તેનો સાક્ષાત્કાર કરી શકીશ! અર્થાત્ જ્યારે તેનો સાક્ષાત્કાર થશે, તે દિવસે મને ક્ષમા પણ મળશે; મારા મસ્તકપરથી પાપનો ભાર ઉતરી જશે અને નિર્દોષતાનો મારામાં પુનઃ આવિર્ભાવ થતાં મને અવશ્ય પવિત્ર શાંતિનો અલભ્ય લાભ મળી શકશે!

ઓ ખેમની પ્રિયતમ ભૂમિ! હું સ્વપ્નમાં તારી કેવી શોકકારક સ્થિતિનું અવલોકન કરી રહ્યો છું! પરરાજ્યો એક પછી એક કરીને અનુક્રમે આવતાં જાય છે અને તેમના તોક તારી ગર્દનમાં પડતા જાય છે! અનંત ધર્મો પોતાનાં સત્યોનો નાદ કરતા સિહોરના તીર પ્રાંતમાં આવી ઊભા છે અને તેઓ લોકોને પોતાના સત્કારમાટેનો બોધ આપ્યા કરે છે! તારાં પવિત્ર

દેવમંદિરોને હું ધૂળમાં મળી ગયેલાં જોઉં છું કે જે ભાવી પ્રજા માટે અં-
ખર એક મહા ખેદકારક દૃશ્ય જ થઈ પડવાનું! તારાં રહસ્યોને કેટલાક,
મૂર્ખજનો હસી કાઢતા દેખાય છે અને તારી પુરાતન પ્રજ્ઞા ક્ષારભૂમિમાં
વાવેલા બીજ સમાન નિષ્ફળ થતી દેખાય છે! રોમન ગરુડોને અહીં
આવી સર્વનાશ કરતા જોઉં છું, એટલું જ નહિ પણ તેમના ભાલાઓપર
મિસરના લોકોના લોહીના ડાગ હજી તાજા જ દેખાય છે-ખેમ, તારી
અવનતિનો અવધિ થયો છે! પણ શું નિરંતર તારી આવી જ દુર્દશા
રહેશે? નહિ; કારણ કે, હું સ્વપ્નમાં પુનઃ એકવાર તને મહત્તર, મુક્ત અને
દેવજ્ઞાન મંડિત થયેલી જોઈ શકું છું-જો કે તારા તે દેવોનાં મુખમંડળોમાં
પરિવર્તન થયેલું છે અને તેમનાં નામો બદલાયાં છે, છતાં પણ એ તારા
જ પુરાતન દેવો છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી!

અબોથિસપરનો સૂર્ય અસ્તંગત થવાની તૈયારીમા છે. રાતાં રક્ત
કિરણો મંદિરના છાપરાપર, હરિત ક્ષેત્રોમાં અને પિતા સિહોરના વિશાળ
જળપ્રવાહમાં ચમકી રહ્યાં છે! એક બાળક પ્રમાણે હું અસ્તગત થતા
સૂર્યને જોઈ રહ્યો-આસપાસનો બધો દેખાવ તેનો તે જ હતો, માત્ર હું જ
બદલાયો હતો; અને તેમ છતાં પણ ખૂબી એ કે, પાછો હું વળી તેનો
તે જ હતો.

આહ કલીઓપેટ્રા, કલીઓપેટ્રા, ઓ મારી વિનાશિની! જો તારા
સ્મરણને હું મારા હૃદયમાંથી દૂર કરી શક્યો હોત, તો કેવું સારું થાત! મારા
સર્વ દુઃખોમાંનું આ દુઃખ મહા ભયંકર અને પ્રચંડ ભારરૂપ છે-તેં મારો
સર્વનાશ કર્યો છે છતાં હજી તારામાં મારો પ્રેમ રહ્યો છે અને તે
અવશ્ય રહેવોજ જોઇએ-નાગિનીને મારે છાતીપર રમાડવી જ જોઇએ!
તારું તે વિજયદર્શક મંદ હાસ્ય અદ્યાપિ મારાં શ્રવણોમાં ગુંજન કરી
રહ્યું છે-અને તારા વાર્તાલાપ અને અધરામૃતપાનને હું અદ્યાપિ ભૂલી
શક્યો નથી! ઓહ તે પ્રાણહારક ચુંબન! ... ... ...

[અહીં ત્રીજા બંડલના કાગળોમાંના લેખનો અચાનક અંત આવી જાય છે. અનુ-
માન કરી શકાય છે કે, એ ક્ષણે જ જલ્લાદો આવી લાગેલા હોવા જોઇએ અને તેમણે
હર્મેચિસની હત્યા કરવાથી તે લખતો અટકી ગયલો હોવો જોઇએ.]

# ઐતિહાસિક નવલકથાઓ



| | રૂ. આ. પા. |
|---|---|
| દેશાભિમાનિનો મોહન મંત્ર ... ... ... | ૦—૧૨—૦ |
| અમારૂં તે અમારા માટે (આયર્લેન્ડનો સ્વાતંત્ર્ય યજ્ઞ) | ૦—૧૨—૦ |
| લીલા (લયલા અથવા ગ્રેનેડાનો ઘેરો) ... ... | ૧— ૮—૦ |
| મીસરની મહારાણી કલીઓપાત્રા ... ... | ૧— ૮—૦ |
| આર્ય આદિત્ય બાપા રાવળ ... ... ... | ૧— ૦—૦ |
| જહાંગીર ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| રઝીઆ બેગમ ... ... ... ... | નથી. |
| પચ્ચીસસો વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન અથવા કૌટિલ્ય ભગવાનની ચઢતી... ... ... | ૨— ૦—૦ |
| એકલો બળવો અથવા રાજમા રણસુંદરી ... | ૧— ૮—૦ |
| ભદ્રપુરની ભદ્રશાખા અથવા વીરેન્દ્રનું ગૌરવ ... | ૨— ૮—૦ |
| વિક્રમ અને કાપાલિક ... ... ... | ૦—૧૨—૦ |
| વીર જયમલ અને ચિતોડનો ઘેરો ... ... | ૦— ૬—૦ |
| ગંગા—એક ગુર્જર વાર્તા ... ... ... | ૧— ૮—૦ |
| શિવાજીની સુરતની લૂંટ ... ... ... | ૧— ૮—૦ |
| લાલ ઉદેરાની કથા ... ... ... ... | ૨— ૦—૦ |
| ઘાસીરામ કોટવાલ ... ... ... ... | ૦— ૮—૦ |
| મહારાણી વિક્ટોરીઆ... ... ... .. | ૧— ૮—૦ |
| ઔરંગઝેબ... ... ... ... ... | ૧— ૪—૦ |

મંગાવાનું ઠેકાણું:

**"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ**

**સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ**